મહા કવિ દંડીકૃત

# કુમારચરિત.

( ગુજરાતીમાં ભાષાંતર )

શાસ્ત્રી પ્રાણજીવન હરિહર પાસે તૈયાર કરાવી

પ્રગટ કરનાર

ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ.

મુંબઈ:

" ગુજરાતી " પ્રિંટિંગ પ્રેસમાં

છપાવી પ્રકટ કીધું છે.

કિમ્મત રૂ ૧.

# DASHAKUMARÁ CHARITA.

BY

MAHÁKAVI DANDI.

TRANSLATED INTO GUJARATI

BY

**SHASTRI PRÁNJIVAN HARIHAR**

AND PUBLISHED BY

**ICHHARAM SURYARAM DESAI.**

Bombay:

THE "GUJARATI" PRINTING PRESS.

Price Rupee One.

૩૭૫૬

મહા કવિ દંડીકૃત

# દશકુમારચરિત.

(ગુજરાતીમાં ભાષાંતર)

શાસ્ત્રી પ્રાણજીવન હરિહર પાસે તૈયાર કરાવી

પ્રગટ કરનાર

ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ.

મુંબઈ:

"ગુજરાતી" પ્રિંટિંગ પ્રેસમાં

છપાવી પ્રકટ કીધુંછે.

કિમ્મત રૂ ૧.

TO

# SHRIMANT SAMPATRAO KASIRAO GAEKWAD

IS DEDICATED

THIS GUJARATI VERSION OF

MAHÁKAVI DANDI'S

DASHAKUMÁRA CHARITA

In warm appreciation of his love of

Eastern and Western Literature

and as a token of respect for his kind and

genial disposition, for the simplicity of

his character, and for his genuine

sympathy for all classes.

BY THE PUBLISHER

**ICHHARAM SURYARAM DESAI.**

શ્રીમંત

# સંપતરાવ કાશીરાવ ગાયકવાડને

એમનો પૂર્વ અને પશ્ચિમ દેશના ભાષાસાહિત્ય તરફ પ્રેમાદર-

ભાવ, અતિ સુશિળપણું, અને સર્વે તરફ પ્રેમ મમતા

તેમજ એકસરખો ભાવ રાખવાની ઉદાર બુદ્ધિ

એ સર્વેથી મોહ પામીને

મહા કવિ દંડીકૃત

આ

**દશકુમારચરિતનો**

ગ્રંથ અર્પણ કરૂં છું.

**ઈચ્છારામ સૂર્યરામ દેસાઈ**

# પ્રસ્તાવના.

**દશકુમારચરિત** ભારત ભૂમિમાં પ્રસિદ્ધ ગ્રંથ ગુર્જર પ્રજા સમક્ષ મૂકતાં તેને પ્રસ્તાવનાની જરૂર છે ખરી? આ ગ્રંથ એક જુદાજ પ્રકારની કાદંબરી છે, ને એનો મૂળ પાયો "કથા સરિત્ સાગર" નામના સંસ્કૃત ગ્રંથપરથી રચાયો છે. ઘણાખરા કવિઓએ રચેલાં પોતાનાં નાટક, વાર્તા, કાવ્ય કે ચંપૂ એ સર્વનો મોટો આધાર "કથા સરિત્ સાગર" છે. **બાણ** કવિની કાદંબરી, **ભવભૂતિનું** વીરચરિત્ર, **વરરુચીની** સિંહાસન બત્રીસી, **શ્રી હર્ષની** રત્નાવલી નાટિકા તથા નાગાનંદ નાટક વગેરે ઘણા સંસ્કૃત ગ્રંથોનું મૂળ "કથા સરિત્ સાગર" છે, તેમજ આ દશકુમારચરિતનુ મૂળ પણ "કથા સરિત્ સાગર" છે. મહા કવિ **દંડીએ** આ ગ્રંથની રચના કીધી છે, ને સંસ્કૃત વિદ્વાનોમાં આ ગ્રંથની ઘણી પ્રસંશા થાય છે.

મહા કવિ **દંડી** ક્યારે થયો એના સંબંધમાં શોધક પુરૂષો કોઈ પણ રીતે નક્કીપણાથી કહી શકતા નથી. કેટલાકોનું કહેવું એમ છે કે એ કવિ ધારાનગરના અધિપતિ **ભોજ** રાજાના વખતમાં થયો છે. પણ દંતકથા જે ચાલે છે તે જોતાં એ કવિ **કાલિદાસના** વખતમાં હૈયાત હતો એમ કેહેવાય છે. પણ આટલું વિશેષ કહી શકીશું કે **ભોજ** રાજાના સમયમાં કોઈ બીજો **કાલિદાસ** કવિ હતો, ને તે **કાલિદાસ,** મહા કવિ **ભવભૂતિ** ને **દંડી** સાથે અતિ ગાઢી મૈત્રી ધરાવતો હતો. એ ત્રણે કવિ ઐક્યતાથી કામ કરતા હતા. **દંડી** કવિનું ચરિત્ર દંતકથાને આધારે નીચે પ્રમાણે મળી શકયું છે.

એ કવિ જ્ઞાતે શ્રીમાળી બ્રાહ્મણ હતો. એનો પિતા એને બાલ્યાવસ્થામાં મૂકી મરણ પામ્યો હતો, તેથી માળવામાં આવેલા ભિન્નમાળ નગરમાં એ મોસાળમાં રહીને વિદ્યાભ્યાસ કરી શકયો હતો.

કેટલીક સંસ્કૃત કવિતા કરી ઉજ્જયનીએ ગયો. ત્યાં એની કવિતા વખણાઇ, ને **કાલિદાસ** કવિએ ભોજ રાજાની સાથે મીલાપ કરાવી આપ્યો. રાજાને રીઝવવા માટે આ **દશકુમારચરિત** એણે રચ્યું હતું, ને તેની ઘણી પ્રસંશા એના મિત્રો **કાલિદાસ** તથા **ભવભૂતિ**એ કીધી હતી. જો કે એને **ભોજ**નો આશ્રય હતો, તોપણ થોડુંક છટેલપણું હોવાથી પૈસેટકે એ સદા હેરાન હતો, એમ બંગાળ રોયલ એશીયાટીક સોસૈટીના એક પત્રકમાં પ્રસિદ્ધ થયું છે. વિષય-વાસનામાં એ મસ્ત હતો, છતાં નીતિ એને કેવી પ્રિય હતી તે આ **દશકુમારચરિત**ના આઠમાં ઉચ્છ્વાસપરથી પ્રત્યક્ષ જણાય છે.

**કાલિદાસ, ભવભૂતિ** ને **દંડી** એ ત્રણે મિત્રો સદોદિત પોતાનો કાળ વિદ્યાવિલાસમાં ગાળતા હતા. એ ત્રણે દેવીના ઉપાસક હતા. દંતકથા એવી છે કે એ ત્રણે મિત્રોની પરીક્ષા કરવાને માટે સર-સ્વતી એક વખત નવયૌવના, મધુરાક્ષી, લલીતલલના, સૌંદર્યવાન્ તરૂણીનું રૂપ ધારણ કરીને, અતિ ઘણા હાવભાવ દર્શાવતી તેમને એક માર્ગમાં મળી. આવા વેશમાં સરસ્વતીને જોઇને **દંડી**એ કહ્યું, "આ સ્ત્રી પોતાના કમળ સરખા કોમળ રક્ત કરે દડો ધારણ કરે છે, આ દડાના ત્રણ ભિન્ન ભિન્ન રંગો પ્રકટ દેખાય છે. એ સિધિ દૃષ્ટિએ દડા તરફ નિહાળે છે ત્યારે કર્ણકમળાકૃતાલંકારની તેપર છાપ પડે છે તેથી એ રાતા વર્ણનો જણાય છે; તીરછી દષ્ટિએ નિહાળે છે ત્યારે તે શરીર છાયાથી સફેત ગુલાબી જણાય છે; ને જમીનપર પછાડે છે ત્યારે નેત્રની કાંતિથી જાબું વર્ણે, ને ઘંઉ વર્ણે, દેખાય છે." **ભવભૂતિ**એ કહ્યું, "નારે ના, એ દડો તો એ મુગ્ધા—યૌવનાના સ્તનનો પ્રત્યક્ષ નમુનો છે. એમાં બ્રહ્માની કારિગિરી પુષ્કળ છે; તેથી એને જમીનપર પછાડી એની કઠિણતા બતાવે છે." **કાલિદાસ** કવિએ કહ્યું, "એ દડો ઉછાળતી યૌવના મને પોતાના અધરોષ્ઠનું પાન કરાવવાની સંજ્ઞા બતાવવા આ દડો ઉછાળે છે. એ મારૂં મુખચુંબન કરશે." ત્રણ કવિની આવી ત્રણ કલ્પના સાંભળીને દેવી

તુર્તાતુર્ત અદર્શ થઇ ગઇ. પછી દેવી બીજું રૂપ ધારણ કરીને બીજા રસ્તાના એક નાકા ઉપર તંબોલણની દુકાન માંડી બેઠી. તુરતજ ત્યાં આ ત્રણે કવિ આવી પહોંચ્યા. આ દેવી તંબોલણે **ભવભૂતિ**ને પ્રથમ ચુનો આપ્યો, **દંડી**ને સોપારી આપી, અને **કાલિદાસ**ને પાન આપ્યું. તુરતજ **દંડી** કવિએ આમ પાન, સોપારી ને ચુનો આપવાનું કારણ તંબોલણને પૂછ્યું ત્યારે દેવીએ કહ્યું કે તમો ત્રણેમાં સરખા ગુણ નથી, માટે મેં ગુણ પ્રમાણે વસ્તુઓ આપી છે. પછી હાવભાવ કરતી દેવી આ ત્રણે કવિને પોતાની દુકાનના પાછલા ભાગમાં તેડી ગઈ, ને ત્યાં જઇને તે કવિઓના ગુણોના પુંજ બતાવ્યા—જેમાં **કાલિદાસ** ઉત્તમ કવિ હતો, **દંડી** મધ્યમ ને **ભવભૂતિ** કનિષ્ઠ હતો. જો કે **ભવભૂતિ**ના સંબંધમાં એક નીતિ વાક્ય પ્રસિદ્ધ છે કે कारुण्यं भवभूतिरेवतनुते—એટલે કરૂણા રસ તો **ભવભૂતિ**નોજ, તેટલું છતાં સરસ્વતિએ **ભવભૂતિ**ને **દંડી**થી ઉતરતો કવિ ગણ્યો એ ચમત્કાર છે.

આ પ્રમાણે દેવીએ નિર્ણય કીધો તેથી ત્રણે કવિ અન્યોન્ય વાદવિવાદમાં ચઢયા ને હું તુંપર આવી ગયા. **દંડી**એ કહ્યું કે **કાલિદાસ** મારાથી શ્રેષ્ઠ નહિ. દેવીએ એવાં વચન સાંભળીને કહ્યું કે कविर्दंडी, कविर्दंडी, कविर्दंडी न संशयः તાત્પર્ય કે કવિ તો **દંડીજ**, એમ દેવીએ ત્રણ ફેરા કહ્યું, એટલે **કાલિદાસ** ઘણો કોપ્યો ને કહ્યું કે "રાંડ હું કોણ?" દેવીએ કહ્યું કે "त्वमेवाहं न संशयः હું ને તું તો એક, એમાં સંશય શો? દેવીનો આ ચુકાદો સાંભળીને ત્રણે કવિ દંગ થઈ ગયા, ને પોતપોતાનો વાદ મૂકી દઇને ત્રણે કવિએ ઐકયતા ધારણ કરી. **દંડી** કવિએ સાહિત્ય શાસ્ત્ર ઉપર **કાવ્યાદર્શ** નામનો એક અતિ ઉત્તમ ગ્રંથ રચ્યો છે, ને બીજો ગ્રંથ તે આ '**દશકુમાર** છે. એ શિવાયના એના બીજા ગ્રંથો નથી, પણ કેટલાંક દેવી સ્તોત્ર એનાં રચેલાં કહેવાય છે. એ ક્યારે મરણ પામ્યો તેનો કશો લેખ નથી.

આ પ્રમાણે આ ગ્રંથકર્તા કવિ સંબંધી વૃત્તાંત હાથ આવેલું છે. ત્યારે સવાલ એમ થાય છે કે એ **કાલિદાસ** તે કયો? અલબતાં એ **કાલિદાસ** તે શાકુન્તલ નાટક, રઘુવંશ ને કુમારસંભવ કાવ્યના કર્તા તો નહિજ, પણ કોઈ બીજો હશે; ને તે ભોજરાજાની સભાનો હશે. ભોજના સમયમાં જે કવિરત્નો હતાં તે આ પ્રમાણે હતાં. **દંડી, ભવભૂતિ, વરરુચી, સુબંધુ, માઘ, બાણ, મયૂર, રામદેવ, હરિવંશ, શંકર, કલિંગકર્પૂર, વિનાયક, મદન, વિદ્યાવિનોદ, કોકીલ, તારેક** ને **કાલીદાસ**. ભોજનું રાજ્ય ઉજ્જયનીમાં સને ૯૯૨ થી તે ૧૦૫૨ સુધી હતું, કવિ **દંડીને** થયાને આશરે ૮૦૦ વરશ થયાં છે.

આ કવિના કોઈપણ ગ્રંથ ગૂર્જર પ્રજામાં પ્રસિદ્ધ થયા નથી, એટલે આટલી નોંધ આપવાની જરૂર પડીછે. આ **દશકુમારચરિત**માં કવિએ અલંકારની લટા છટા બતાવવામાં કાંઇ બાકી રાખ્યું નથી. નીતિનું જે રૂપક આઠમા ઉચ્છ્વાસમાં બતાવ્યું છે તેમાં તો કવિએ હદ વાળી છે. ભલા ભલા સંસ્કૃતના પંડિતો એમ કહે છે કે એ યથાસ્થિત સમજવું મુશ્કેલ છે. છતાં તેના ભાષાંતરમાં કેટલે અંશે ફતેહ મેળવી છે તે તપાસવાનું કામ સંસ્કૃત વિદ્વાનોનું છે. કવિએ આ ગ્રંથ અપૂર્ણ મૂકયો હતો, ને તેથી આ ગ્રંથમાં પુરવણી તરીકે જે ભાગ આપેલો છે તે બીજા કવિનો રચેલો છે. એ કવિના મૂળ ગ્રંથ જેટલો નહિ, પણ બહુ અંશે રસીક છે. આટલું તો ખાત્રીપૂર્વક કહી શકાય છે કે **દશકુમારચરિત**નો આ ગ્રંથ રસીક, કાવ્યના સર્વ રસથી ભરપૂર, મનોરંજક ને સાથે બોધક છે; અલંકારની રચના જુદાજ પ્રકારની હોવાથી વાંચનારને આનંદ આપનાર એ ગ્રંથ થઈ પડશે એવી આશા રાખવામાં આવે છે.

**ઈચ્છારામ સૂર્યરામ દેસાઇ.**

કવિ દંડિકૃત

# દશકુમારચરિત.

## પૂર્વપીઠિકા.

### ઉચ્છ્વાસ ૧ લો.

ब्रह्माण्डच्छत्रदण्डः शतधृतिभवनांभोरुहोनालदण्डः
क्षोणीनौकूपदंडः क्षरदमरसरित्पाट्टिकाकेतुदंडः ।
ज्योतिश्चक्राक्षदंडस्त्रिभुवनविजयस्तंभदंडोंघ्रिदंडः
श्रेयस्त्रैविक्रमस्ते वितरतु विबुधद्वेषिणां कालदंडः ॥

બ્રહ્માંડરૂપી છત્રનો દંડ, બ્રહ્માના ગૃહરૂપ કમળનો નાલદંડ, પૃથ્વીરૂપી નૌકાનો કૂપદંડ, ઝરતી ગંગા નદીરૂપ પતાકાનો ધ્વજદંડ, તારામંડળનો મધ્યદંડ, ત્રિભુવનના વિજયનો સ્તંભદંડ, દેવના શત્રુ અસુરનો કાલદંડ એવો વિક્રમ (વામન)નો ચરણદંડ તમારૂં કલ્યાણ કરો.

સમસ્ત શેહેરની કસોટી (પરીક્ષા કરવા)નું આચરણ કરનાર, નિરંતર વેંચવાની અગણિત વસ્તુ વડે વિસ્તાર પામેલા મણિગણ વિગેરે વસ્તુ સમૂહથી સમુદ્ર જેવું જેનું મહાત્મ્ય ગવાએલું છે એવી, મગધ દેશના મુકુટરૂપ પુષ્પપુરી નામની એક નગરી છે. તેમાં શૂરવીર સુભટના સમૂહરૂપ ઉછળતા મોજાથી અને ઘોડા તથા હાથીરૂપ મઘર મચ્છથી ભયંકર એવી સમગ્ર શત્રુગણની સેનારૂપી સાગરને મથન કરવામાં જેનો પ્રચંડ ભુજદંડ

મંદરાચળ પર્વતનું આચરણ કરે છે અને અમરાવતીના સમીપમાં આવેલા વનમાં વિહાર કરવામાં ગુંથાએલી દેવતાની જુવાન વારાંગના સમૂહથી વારંવાર ગવાતી, અતિ માનવાળી, શરદ્ ઋતુનો ચંદ્રમા ડોલર, કર્પૂર, હીમમાલા, કમળ, હંસ, ઐરાવત (ઇન્દ્રનો હાથી), જલ, દૂધ, શીવનું અટ્ટાટ્ટહાસ્ય, કૈલાસ અને કાસ* સરખા ધોળી, ચોતરફથી દિશાના મંડળમાં પ્રસરેલી કીર્તિવડે ભૂષિત, મેરૂ પર્વતનાં શિખરનાં સ્થૂળ અને સુંદર રત્નને ઉત્પાદક રત્નાકર (સમુદ્ર)ના કિનારારૂપ, કટિમેખલાથી વિંટાએલી પૃથ્વીરૂપ પ્રમદાના સૌભાગ્યનો ઉપભોગ કરવાથી ભાગ્યશાળી, ઉત્તમ પુરૂષ, નિર્દોષ, વિદ્યારૂપ ભૂષણથી તેજસ્વી એવા બ્રાહ્મણ વર્ગનું નિરંતર યજ્ઞ અને દક્ષિણાથી રક્ષણ કરનાર, શત્રુને સંતાપ કરનારા પ્રતાપ વડે નિરંતર સૂર્યસમાન, અત્યંત ગર્વિષ્ઠ, કામદેવ સરખા મનોહર, નિર્દોષરૂપથી અલંકૃત **રાજહંસ** નામનો રાજા હતો. તેની સ્ત્રીનું નામ **વસુમતી** હતું. એ રાણી બુદ્ધિશાળી, ગમતવાળી અને કુળમાં શિરોમણી હતી. જ્યારે શીવે કોપદૃષ્ટિથી કામદેવને બાળી નાંખ્યો ત્યારે પ્રમદા દોષરહિત છે એમ માની ભય વડે કામના શસ્ત્રોમાંનું ભ્રમરનું ટોળું તેનો અમ્બોડો થયું. પ્રેમપાત્ર ચંદ્રમા કમળવિજયી મુખ થયો, વિજય પતાકાનું આચરણ કરનાર મીન પોતાની સ્ત્રી સહિત બે નેત્ર થયાં, કામની સમગ્ર સેનામાં મુખ્ય નાયક મલયાચલનો પવન નિશ્વાસ (મુખનો પવન) થયો, વટેમાર્ગુ (વિરહી)ના હૃદયને ચીરી નાંખનાર પ્રવાલ ઓષ્ઠ થયો, વિજય સમયે વગાડવાનો શંખ ગોળાકાર સુંદર કાંધ થયો, ચક્રવાકના આકારના બે પૂર્ણ કુંભ સ્તન થયાં, ધનુષની દોરીનું આચરણ કરનારી અત્યંત કોમળ બે કમળની લતા તેના બે બાહુ થઇ, જરા ઉઘડેલી મનોરમ આભૂષણરૂપ રાતાં કમળની કળી ગંગાની ભ્રમરી સમ નાભીરૂપે પરિણામ પામી, યોગીના મનોરથનો† દૂર કરનાર, વિજયરથ ઘણા ઘાટા સાથળરૂપે જન્મ્યો, વિજયના સ્તંભરૂપ અત્યંત સુંદર સંન્યાસિના ધ્યાનારંભમાં વિઘ્ન કરનાર કદલી વૃક્ષ બે ઉરૂ થયા, કમળનું છત્ર બે ચરણ થયાં, અને શસ્ત્રભૂત પુષ્પો સ્ત્રીના બીજાં અંગ થયાં હોયની શું? એવી તે **વસુમતી** રાણીનો દેવપુરી અમરાવતીને જીતનારી પુષ્પપુરીમાં મગધ રાજા રહી અપાર ભોગથી લાડ લડાવેલી વસુમતી (પૃથ્વી) માફક અનુભવ કરતો હતો.

---

* એક જાતનું ખડ. † મનના વેગને.

તે રાજાના ઘણા વિનયી **ધર્મપાલ, પદ્મોદ્ભવ** અને **સિતવર્મા** નામના ત્રણ કુલ પરંપરાના કાર્યભારી હતા. એ ત્રણે એવા તો ધીર બુદ્ધિના હતા કે બૃહસ્પતિના વિચારેલા કાર્ય સાહિત્યને પણ એક તરફ મૂકી દેતા હતા. આમાં **સિતવર્માને સુમતિ** અને **સત્યવર્મા, ધર્મપાલને સુમંત્ર, સુમિત્ર** અને **કામપાલ** તથા **પદ્મોદ્ભવને સુશ્રુત** અને **રત્નોદ્ભવ** નામના કુમારો થયા હતા. આમાં **સત્યવર્મા** ધર્મશાળી હતો તેથી તે સંસારને અસાર જાણી તીર્થયાત્રા કરવા માટે પરદેશમાં ગયો. વિટ, નટ અને વેશ્યામાં પરાયણ **કામપાલ** ઘણો દુરાચારી હોવાથી પોતાના પિતાની અને મોટા ભાઇની આજ્ઞાને ઉલ્લંઘન કરી પૃથ્વી ઉપર ભટકવા લાગ્યો. **રત્નોદ્ભવ** પણ વેપારમાં ઘણોજ કુશળ હતો તેથી સમુદ્રની મુસાફરી કરવા લાગ્યો. બીજા કાર્યભારીના છોકરાઓ જ્યારે પોતાના પિતાઓ ઈંદ્ર રાજાની રાજધાનીમાં ગયા ત્યારે પૂર્વની વૃત્તિમાં દાખલ થઇ ગયા.

એક વખતે નાના પ્રકારના આયુધની ચતુરાઇથી કરેલાં અસંખ્ય યુદ્ધમાં ક્ષત્રિય રાજાના મુકુટ ઉપર તીક્ષ્ણ બાણનો પ્રહાર કરનાર મશ્કરી માત્રમાં સમુદ્રના ગંભિર ધ્વનિના અહંકારનો તિરસ્કાર કરનાર ભેરીના ઝણકારને બલાત્કારવડે શ્રવણ કરવાથી ભય વડે ઉગ્રતામાં શાંત પડી દિગ્ગજને ત્રાસ આપનાર મગધરાજે પોતાના ભારથી નમતી પૃથ્વીના ભાર વડે શેષ નાગના મસ્તકને મહેનત આપનારી, ચાર અંગવાળી સેના સહિત સંગ્રામની ઈચ્છાથી અત્યંત કોપ કરી નવા સંગ્રામમાં શત્રુના નાશ કરનારા અત્યંત માનરૂપ, બલશાળી **માનસાર** ઉપર ચડાઈ કરી. અનેક હસ્તિવૃંદ સહિત મૂર્તિમાન્ સંગ્રામ જેવો આગ્રહી માલવનાથ **માનસાર** તેની સામો ગયો. બન્નેના રથના ઘોડાની ખરીથી ઉખડીને ઉંચે ઉડેલી, હાથીના ટોળાંના ગંડસ્થળમાંથી ઝરતા મદજલની ધારાથી નિચેના ભાગમાં ધોવાએલી, નવા પતિને વરવા માટે આવેલી દેવકન્યાને અંતઃપટ (પડદા) રૂપ ધૂડનો ઢગ આકાશમાં વ્યાપી ગયો. દેવમાર્ગમાં (આકાશમાં) અન્ય ધ્વનિને ધિઃકાર આપનાર, ઢોલના ધ્વનિઓ થવા લાગ્યા. તેને લીધે દિશાનું મંડળ પૂરાઇ ગયું. પછી હાથોહાથની લડાઇ ચાલી. આમાં બન્ને તરફની સેના મરાણી. તે લડાઇમાં માલવ રાજાનું સઘળું સેનામંડળ મરણને શરણ થયું. છેવટે માલવ રાજાને જીવતો પકડી તેના ઉપર કૃપા કરી પાછો તેને તેના રાજ્ય ઉપર બેસાડયો.

મગધરાજે પૃથ્વીમાં પોતાની આજ્ઞા સમુદ્રપર્યંત ફેલાવી. તેને પુત્ર ન હતો તેથી નિરંતર સકલ લોકજનક નારાયણનું પૂજન કરવા લાગ્યો. પછી એક દિવસે તેની પટ્ટરાણીએ પ્રાતઃકાળમાં 'રાજાથી કલ્પ વૃક્ષનું ફળ મેળવ' આવું શુભ સ્વપ્નું દીઠું. જે દિવસે સ્વપ્નું જોવામાં આવ્યું હતું તેજ દિવસે રાણીને ગર્ભ રહ્યો. સંપત્તિમાં ઇંદ્ર સમાન તે રાજાએ પણ પોતાના મિત્ર રાજાઓને બોલાવી પોતાની સંપત્તિના પ્રમાણમાં અને ઉત્સાહના પ્રમાણમાં રાણીનો સીમંતોત્સવ કર્યો.

એક દિવસે સર્વ ગુણ સંપન્ન રાજા સભામાં સિંહાસન ઉપર બેઠો હતો. તેની આસપાસ મિત્રમંડલ, કાર્યભારી અને પુરોહિત વર્ગ બેઠો હતો; એવામાં દ્વારપાલે જોડેલા બે હાથ લલાટ ઉપર મૂકી પ્રાર્થના કરી કે, મહારાજ, કોઇએક સંન્યાસી આપનાં દર્શનની અભિલાષાથી બાહેર ઉભો છે, માટે આપે તેનો સત્કાર કરવો ઉચિત છે. રાજાએ તેને હુકમ કર્યો કે અંદર લઇ આવો, એટલે દ્વારપાલ બહાર જઇ સંન્યાસીને રાજાની સમીપ લઇ આવ્યો. રાજાએ તેને આવતો જોઇ તેનો ગુપ્ત દૂત ભાવ સારી રીતે જાણી લઈ સમગ્ર અનુચર વર્ગને રજા આપી. કાર્યભારી સહિત આવેલા દૂતે રાજાને પ્રણામ કર્યા. પછી રાજા મંદ હાસ્ય કરીને બોલ્યો.

રાજા કહે છે-હે તાપસ, તમે અનેક વસ્તુની જીજ્ઞાસાથી દેશમાં ફર્યા છો તો તે તે દેશમાં જે જે તમે જાણ્યું હોય તે કહી બતાવો. ભૂમિમાં ભ્રમણ કરવાથી દૃઢ થએલા તાપસે બે હાથ જોડીને કહ્યું કે હે મહારાજ, આપની આજ્ઞા મસ્તક ઉપર ચડાવી આ નિર્દોષ વેષ લઇ માલવ રાજાના દેશમાં ગયો. ત્યાં છાનો રહી તે રાજાનું સમગ્ર વૃત્તાંત જાણી પાછો આવ્યો છું. માનવંત **માનસાર** પોતાની સેના નાશ થવાથી અને લઢાઈમાં તમારાથી પરાજય પામવાથી મનમાં ખેદ પામી, તે નિર્દય રાજા મહા કાલક્ષેત્રમાં રહેનારા કાલિકાના પતિ અવિનાશી શંકર પાસેથી શૂરવીરનો નાશ કરનારી ભયંકર ગદા મેળવી, પોતાનેજ અનન્ય સુભટ માની મહા અભિમાનથી આપ સાથે લડવાની તૈયારી કરે છે, માટે આપે જે કરવું હોય તે કરો. તે સાંભળી તે કાર્યનો વિચાર કરી કાર્યભારીએ રાજાને વિનંતિ કરી કે હે નૃપ, શત્રુ, દેવતાની સહાયતાથી લડવાને આવે છે, તો એમાં આપણો ઉપાય ચાલે તેમ નથી, માટે હમણાં લડાઇ કરવી ઉચિત નથી. જલદી કીલ્લાનો આશ્રય કરવો જોઇએ. આવી રીતે

કાર્યભારીઓએ બહુ સમજાવ્યા છતાં પણ રાજા અપાર અભિમાનથી તેનું વાક્ય અકાર્યની પેઠે ન ગણકારી સામો લડવાને તૈયાર થયો. માની **માનસાર** શંકરે આપેલી શક્તિના બળથી સમગ્ર સંગ્રામની સામગ્રી લઇ લડવૈયાઓની આગળ થઇ એકદમ મગધ દેશ ઉપર ચડી આવ્યો. કાર્યભારીઓએ તેના આવવાના સમાચાર સાંભળીને મગધ રાજને માંડ માંડ સમજાવી, વિંધ્ય વનમાં જ્યાં શત્રુ જઇ શકે નહિ એવા સ્થાનમાં અંતરંગ રક્ષકોની ચોકીમાં રાજાના જનાંનાંને મૂક્યું. **રાજહંસ** પણ ઉત્તમ અને ભયંકર સેના સાથે ઉતાવળથી બહાર નિકળ્યો અને ઘણા ક્રોધથી શત્રુને પકડી પાડ્યો. પરસ્પર વેર હોવાને લીધે બન્ને શૂરવીરના રણસંગ્રામનો આરંભ થયો, રણસંગ્રામ જોવાની ઈચ્છાથી આવેલા દેવ-ગણ અત્યંત આશ્ચર્ય પામ્યા. પછી જયની આશા રાખનારા માલવ રા-જાએ નાના પ્રકારના આયુધના સ્થિરતાવાળા પ્રયોગ કરી, મહા સંગ્રામમાં શંકરે પ્રથમ આપેલી ગદા ઇંદ્ર જેવા બલવાન મગધરાજા ઉપર ફેંકી· મગધરાજાના તીક્ષ્ણ બાણથી તે ગદાના કટકા થયા તોપણ શિવની આજ્ઞા ખાલી ન થાય તેથી રથ હાંકનારને મરણ પમાડી રથમાં બેઠેલા રાજાને મૂર્છિત કર્યો. રથના ઘોડાની રસી તુટી ગઇ, પરંતુ તેના શરીરમાં જરા પણ ઇજા થઇ નહિ. પછી દૈવયોગથી જે વનમાં અંતઃપુર (જનાંનું) મૂક્યું હતું ત્યાં ઘોડા રાજાને લઇ ગયા. માલવરાજા વિજય લક્ષ્મી મેળવી સમૃદ્ધિ-વાળા મગધ રાજાના રાજ્યને પોતાને તાબે કરી પુષ્પપુરમાં રહ્યો.

વજ્ર સમૂહના ભારથી શ્રમિત થયેલા કાર્યભારીઓ નસીબ વડે બચી ગયા. સવારના પ્રહરના પવનને લીધે જરા શાંતિ થઇ એટલે માંડ માંડ સચેત થઇ ચોમેર રાજાને ગોતવા માંડયા, પરંતુ તેનો પત્તો લાગ્યો નહિ· એટલે ઉદાસ થઇ રાણી પાસે ગયા. રાણી તેઓ પાસેથી સેનાનો નાશ અને ખોળ કરતાં રાજા કયાંઇથી ન જડયા તે જાણી, ઉદ્વેગથી શોકસાગ-રમાં ડુબી ગઇ અને પોતાના પતિને માટે અનુગમન (પછવાડે મરવા)ની બુદ્ધિ કરી. ત્યારે કાર્યભારી બોલ્યો હે બાઇ, રાજા મરશે નહિ, તેમ ઉદ્ધત શત્રુનું મથન·કરનાર ચક્રવર્તી કોમલ કુમાર તમારા ઉદરમાં છે, આપ્ત જ્યો-તિષીએ પણ જણાવ્યું છે, માટે હમણાં મરવું તે ઉચિત ગણાય નહિ. આમ શ્રેષ્ઠ ભાષણથી સમજાવી એટલે તે દુઃખી સ્ત્રી ક્ષણવાર છાની-માની ચુપ રહી. પછી અર્ધ રાત્રિ થઈ એટલે પોતાનાં માણસો અને

બીજાં માણસો નિદ્રાવશ થયાં કે અપાર શોકસાગર તરવાને અસમર્થ થએલી તે સ્ત્રી શાંત થએલા સેનાના પડાવને ઉલ્લંઘી જે વડના ઝાડની પાસે રાજાને ખેંચી લાવવાથી શ્રમને લીધે માર્ગમાં આકુલ થઇ ગએલા ઘોડા પ્રથમથીજ ઉભા હતા તે વડના ઝાડની મરણુની રેખારૂપ એક શાખામાં ઉત્તરીય વસ્ત્રના અર્ધ ભાગની ફાંસી કરી મરવાની અભિલાષાવાળી રાણી મનોહર મધુર વાણીથી કોકિલના કંઠને નીરસ કરનારા ગળગળા કંઠે કહેવા લાગી કે, હે કામદેવ જેવા ભૂભર્તા, આવતા જન્મમાં પણ આપજ મારા પ્રાણનાથ થાઓ, એવી રીતે વિલાપ કરવા માંડી. અગાધ લોહી ઝરવા વડે બેભાન થઇ ગએલા રાજાને ચંદ્રમાનાં કિરણમંજરીના સ્પર્શથી જરા જરા ભાન આવ્યું કે તે વિલાપ તેના સાંભળવામાં આવ્યો તેથી તે રાણીનું વાક્ય છે આમ નિશ્ચય કરી, મીઠા વચનો વડે ધીમે રહી રાણીને બોલાવી. રાજાનો શબ્દ સાંભળી રાણીના મનમાં અપાર આનંદ થયો, તેથી હસતે મુખે ઉતાવળી આવી અને ઘણા દિવસનાં ઉપવાસી હોય તેમ સ્થિર નેત્રથી જોવા લાગી. પછી મોટે સાદે ગુરૂ અને કાર્યભારી વિગેરેને બોલાવી રાજાને બતાવ્યો. કાર્યભારી રાજાના ચરણમાં પોતાનું મસ્તક નમાવી, દૈવનાં વખાણ કરી કહેવા લાગ્યો કે, મહારાજ, રથના ઘોડા, સારથીનાં મરણ પછી શું રથને એકદમ વનમાં ખેંચી લાવ્યા ?

રાજા બોલ્યો—તે સંગ્રામમાં ઘણી સેના મરાણા પછી શંકર ભક્ત માલવરાજે નિર્દયતાથી મને ગદા મારી, તેનાથી મને મૂર્છા થઇ અને આ વનમાં પ્રાતઃકાળના પવનથી મને હમણાં શાંતિ મળી. પછી કાર્યભારી મંડલે માન આપી, શુભ શકુનવાળો સમય જોઇ, છાવણીમાં રાજાને લાવી, તેના શરીરમાંથી સમગ્ર બાણ કાઢી નાંખી રાજાને હુસીઆરીમાં લાવી એકદમ તેના ઘાવને રૂઝવી નાંખ્યા. નસીબ અવળાં હોવાને લીધે મગધરાજનું પરાક્રમ પાછું પડયું, તેથી તેનો ચેહેરો ઉદાસ રહેવા લાગ્યો અને અધિક પીડા થવા માંડી. બુદ્ધિશાળી વસુમતીએ કાર્યભારીની સંમતિથી કોમળ ભાષણથી રાજાને સમજાવવા માંડયો. હે મહારાજા, સમસ્ત રાજાની મધ્યમાં તેજસ્વી, અને પ્રતાપી એવા આપ હમણાં વિંધ્ય વનમાં રહો છો. સુશોભિત સંપત્તિરૂપ વિદ્યુલ્લતા જલના પરપોટા માફક એકદમ ઉદય થાય છે અને તરત નાશ પામે છે; માટે સમગ્ર કાર્ય દૈવાધીન છે

એમ જાણવું. પ્રથમ હરિશ્ચંદ્ર, રામચંદ્ર આદિ અસંખ્ય મોટા રાજાઓ લક્ષ્મી વડે ઈંદ્ર સમાન હતા, તેઓએ દૈવાધીન દુઃખયંત્રનો સારી રીતે અનુભવ કરી પાછળથી ચિરકાળ પર્યંત પોતાનું રાજ્ય કર્યું હતું. તેવી રીતેજ આપને પણ થશે. હમણાં કેટલાએક વખત સુધી દૈવ ઉપર વિશ્વાસ રાખીને રહો.

પછી **રાજહંસે** પોતાની સમગ્ર સેનાને સાથે લઈ તપથી પ્રકાશમાન, અભિલાષાને પૂરનાર **વામદેવ** તાપસ પાસે જઈ તેને પ્રણામ કર્યા. તાપસે તેની પરોણાચાકરી કરી. પછી રાજાએ પોતાની વાર્તા તેને કહી બતાવી. વિશ્રામદાયક તે આશ્રમમાં રાજા કેટલાએક વખત સુધી રહ્યો. પછી મિતભાષી, ચંદ્રકુલમાં ભૂષણરૂપ, **રાજહંસે** રાજ્યની ઇચ્છાથી મુનિને પૂછ્યું. હે ભગવન્, **માનસાર** મને મહા બલથી હરાવી મોટું રાજ્ય ભોગવે છે તેની માફક હું પણ ઉગ્ર તપ કરી લોકના આશ્રયમૂર્તિ આપની દયાથી તે શત્રુને પાયમાલ કરી શકું, એ માટે આપ તાપસ પાસે આવ્યો છું. પછી ત્રિકાલ વેત્તા **વામદેવે** રાજાને કહ્યું કે, હે મિત્ર, તપ શરીરને દુર્બળ કરનારૂં છે, માટે તેનું કંઇ પણ કામ નહિ. **વસુમતી**ના ઉદરમાં રાજપુત્ર છે તે નિશ્ચય સકલ રિપુકુલનો નાશ કરશે. કેટલાએક વખત સુધી છાનામાના બેશો. તે વખતે આકાશ વાણીએ પણ "તે સાચું" એમ કહ્યું. રાજા પણ મુનિનું વાક્ય સ્વીકારી છાનોમાનો બેસી રહ્યો.

પછી ગર્ભના દહાડા પૂર્ણ થયા એટલે **વસુમતી**એ શુભ મુહૂર્તમાં સર્વ લક્ષણવાળા પુત્રને જન્મ આપ્યો. કાર્યવેત્તા મગધરાજાએ બ્રહ્મા જેવા તેજસ્વી ગુરૂને આગળ કરી, ઉચિત અલંકારથી શોભાયમાન તે કોમળ કુમારનું **રાજવાહન** નામ પાડયું. તેજ સમયમાં **સુમતિ**, **સુમંત્ર**, **સુમિત્ર**, અને **સુશ્રુત** નામના કાર્ય ભારીઓને **પ્રમિતિ**, **મિત્રગુપ્ત**, **મંત્રગુપ્ત** અને **વિશ્રુત** નામના મહા તેજસ્વી, નવા ઉદય થતા ચંદ્રમા જેવી કાંતવાળા અને લાંબી ઉમરવાળા છોકરા જન્મ્યા. **રાજવાહન** પણ પોતાના મિત્ર મંત્રિ કુમારો સાથે બાલક્રીડા કરતો મોટો થયો.

એક દિવસે કોઇએક તાપસ રાજાના લક્ષણ વડે શોભાયમાન, નેત્રને આનંદ આપનાર. કોઈએક કોમળ કુમાર પ્રીતિથી **રાજહંસ** રાજાને અર્પણ કરીને બોલ્યો—હે ભૂમિવલ્લભ, હુંકુશ અને સમિધ લેવા

માટે વનમાં ગયો હતો, એવામાં દેખાવમાં દરિદ્રી લાગતી કોઇએક અનાથ નારીને દીઠી. આ નારી રડતી હતી તેને મેં પૂછ્યું કે તું નિર્જન વનમાં શા માટે રડે છે? તે પોતાના હાથથી અશ્રુ લુછી નાંખી ગળગળા કંઠે મને કહેવા લાગી–હે મુનિ, સ્વરૂપમાં કામદેવ જેવા સુધર્મા નામની સભામાં ફેલાએલી કીર્તિવાળા મિથિલાના રાજા પોતાના મિત્ર મગધ-રાજાની સ્ત્રીનો સીમંત મહોત્સવ કરવા માટે પુત્ર તથા સ્ત્રીને સાથે લઇ પુષ્પપુરીમાં આવી કેટલોએક સમય રહ્યા. એવામાં માલવ રાજા શંકરનું આરાધન કરી, મગધરાજાને મારવા માટે આવ્યો; ત્યાં પ્રસિદ્ધ બન્ને રાજાને અપાર લડાઇ ચાલી, તેમાં વિદેહ રાજાએ મિત્રને સહાય કરી. લડાંઇમાં વિદેહ રાજાની સેના મરાણી અને શત્રુનો જય થયો કે શત્રુએ તે વિદેહ રાજા પ્રહારવર્માને પકડી પાડયો, પણ દયા પાત્ર થવાથી તથા પોતાના પુણ્યથી તે છુટયો એટલે બાકી બચેલી સેનાને સાથે લઈ પોતાના નગર ભણી રવાના થયો. પછી વનમાં ભયંકર માર્ગમાં જતાં, ઘણી બળવાન ભીલ્લની સેના તેની ઉપર એકદમ તુટી પડી, તેથી અંતરંગ સેનાની ચોકીમાં રહેલું જનાંતું અને શત્રુથી ઘેરાએલો તે રાજા બન્ને ત્યાંથી નાઠાં. તેના બે છોકરાની ધાવની જગાએ મને અને મારી દીકરીને રાખી હતી. અમે એ રાજા ઉતાવળો ગયો તેથી તેની પાછળ જઇ શકી નહીં, એવામાં મૂર્તિમાન કોપ જેવો એક વાઘ મુખ વાંકું કરી મને ખાવા માટે આવ્યો. હું ભયને લીધે ઉંચા પથ્થર ઉપરથી હેઠે પડી ગઇ, અને મારા હાથમાંથી છોકરો પણ હેઠે પડતાં કોઇ એક મરેલી કપિલા ગાયના ખોળામાં જઇને અટકયો. વાઘ ક્રોધ કરી મુડદાંને ખેંચવા માંડયો એવા-માં ધનુષથી છુટેલા બાણે તેના પ્રાણ લીધા. તે છુટા કેશવાળા બાળકને ભીલ્લ લોકો કયાંઇ લઇ ગયા અને મારી પુત્રી બીજા પુત્રને લઇ કયાં ગઇ તે હું જાણુતી નથી. મને મૂર્છા આવી હતી તે કોઇએક દયાળુ ગોવાળીઆએ પોતાની ઓરડીમાં રાખી, ત્યાં મારા ઘા રૂંઝાયા પછી મને શાંતિ થઈ કે હું રાજા તરફ જવાને ઉત્કંઠિત થઇ, પણ કોઇ સહાય ન હોવાથી અને દીકરીનો પત્તો ન લાગવાથી ગાંડી બની ગઇ છું, હવે એકલી પણ રાજા પાસે જાઇશ. આટલું બોલી તેજ વખતે રાજા પાસે જવા નિકળી. હું પણ આપના મિત્ર વિદેહ રાજાની વિપત્તિને લીધે અત્યંત ખેદનો અનુભવ કરતો, તેના વંશમાં

બીજરૂપ કુમારને ખોળતો ખોળતો એક સુંદર ચંડિકાના મંદિરમાં જઈ પહોંચ્યો, ત્યાં હમેશાં વિજયની સિદ્ધિ માટે દેવીને કુમારનું બલીદાન આપનારા ભીલ્લ લોકો આ કુમારને ઝાડની ડાળીએ લટકાવી તરવારથી વા રેતીમાં ખાડો કરી તેમાં તેના પગને દાટી સજ્જ કરેલા બાણુ સમૂહથી વા ચાર ચાર પગે દોડતા કુતરાવડે કરડાવીને તેના પ્રાણ લેશું એવી વાર્તા કરતા હતા, ત્યારે મેં તેને કહ્યું—અરે! આ ભયંકર વનમાં હું ઘરડો બ્રાહ્મણ ભુલો પડયો છું, તેથી મારા છોકરાને ઝાડની છાયા નિચે બેસાડી માર્ગ શોધવા માટે કેટલેએક દૂર નિકળી ગયો અને તપાસ કર્યો તોપણ તે મળ્યો નહિ. તેને કોણ ઉપાડી ગયું હશે, અથવા તે કયાં ગયો હશે? તેનું મુખ દીઠે મને ઘણા દિવસો વિતિ ગયા. શું કરૂં? કયાં જાઉ? કેમ તમે તો નથી દીઠો?

ભીલ્લ લોકો કહે છે—અરે દ્વિજવર્ય, આ છોકરો શું તારો છે?

બ્રાહ્મણ કહે છે-હા.

ભીલ્લ કહે છે-તેને લઇ જા, એમ કહી મારાં દૈવ અનુકૂલ હોવાથી તેઓએ મને સોંપ્યો; મેં તેઓને આશીર્વાદ આપી નિઃશંકતાથી તે છોકરાને લઇ શીતળ જળથી નવરાવી, શાંત કરી, આપ પાસે લઇ આવ્યો છું. આપ તેના પિતા તરીકે થઇ આયુષ્માનની રક્ષા કરો. રાજા પોતાના મિત્રને પડેલી આપત્તિનો શોક, આવેલા મિત્રના કુમારના મુખ દર્શનના સુખથી જરા દૂર કરી, તેનું **ઉપહારવર્મા** એવું નામ રાખી રાજવાહનની માફક પોષણ કરવા માંડયો.

વળી તે રાજાએ એક પવિત્ર દિવસે તીર્થમાં સ્નાન કરવા માટે નેસની પાસેના માર્ગે જતાં કોઇએક અનુપમ શરીરનો સુંદર કુમાર જોયો, તેને એક સ્ત્રી રમાડતી હતી. પછી આશ્ચર્યથી આકુળ થઇ તેને પૂછયું કે અરે નારી, આ કુમારનું શરીર મનોરમ છે, અને તેમાં રાજાના ગુણો રહેલા છે. આ તમારા વંશમાં જન્મેલો જણાતો નથી, માટે તે કેના નેત્રને ખુશી કરનાર (કોનો પુત્ર) છે? શા માટે તમારે આધીન થયો છે? તે તમે યથાર્થ કહી બતાવો. તે ભીલ્લની ભાર્યા પ્રણામ કરી ખુશી થઇને બોલી, હે રાજન્, અમારા પડોશમાં આવેલા વ્રજની પાસે રસ્તા ઉપર ઇંદ્ર જેવા સમૃદ્ધિવાળા મૈથિલ રાજાનું સઘળું ધન ભીલ્લ લોકની સેના લુંટવા માંડી, તે સમયમાં મારા પ્રાણપતિએ આ કુમારને લઇ મને

સોંપ્યો. મેં તેને મોટો કર્યો છે. તે સાંભળી કાર્ય વિચક્ષણ રાજા મુનિએ જણાવેલો બીજો કુમાર આજ છે, એવો નિશ્ચય કરી તે સ્ત્રીને સામ અને દામ ભેદોથી સમજાવી, **અપહારવર્મા** એવું નામ આપી ત્યાંથી સાથે લઇ "આનું પોષણ કર" એમ રાણીને કહીને સોંપ્યો.

એક દિવસે **વામદેવનો** શિષ્ય **સોમદેવશર્મા** રાજાની પાસે એક બાળક મૂકી બોલ્યો. મહારાજ, રામ તીર્થમાં સ્નાન કરી પાછો આવતો હતો તેવામાં મેં અરણ્ય ભૂમિમાં કોઇએક સ્ત્રીની પાસે ઉજવળ રંગનો એક છોકરો જોયો; તે જોઇ મેં આદરથી કહ્યું–હે ડોસી, તું કોણ છે? આ વનમાં બાળકને ઉંચકીને શા માટે મહેનતમાં મસગુલ થઇ ફરે છે.

ડોસી બોલી–હે મુનિવર, કાલયવન નામના દ્વીપમાં **કાલગુપ્ત** નામનો એક ધનાઢ્ય શેઠીઓ છે, તેની અત્યંત રૂપાળી **સુવૃત્તા** નામની પુત્રી જે **રત્નોદ્ભવ** પરણ્યો હતો; તે કાલયવન દ્વીપથી આવેલા મગધરાજના **પુષ્પોદ્ભવ** મંત્રિનો પુત્ર થાય. તે ગુણી, ભૂમિમાં મુસાફરી કરનાર અને વ્યવહાર નિપુણ છે; તેના સસરાએ **રત્નોદ્ભવને** ઉત્તમ વસ્તુ તથા સંપત્તિથી માન આપી ત્યાં રાખ્યો છે. કઇ દિવસો વીત્યા પછી તેની સ્ત્રીને ગર્ભ રહ્યો, પછી પોતાના ભાઇના દર્શનની ઇચ્છાથી **રત્નોદ્ભવ** ધીરે ધીરે પોતાના સસરાને સમજાવી પોતાની સ્ત્રી સાથે વહાણમાં ચડી પુષ્પપુર તરફ ચાલ્યો. મોજાની માલામાં અથડાએલું વહાણ સમુદ્રમાં ડુબી ગયું. મને તેણે ધાવ તરીકે રાખી હતી તેથી વહાણ ડુબતી વખતે મેં ગર્ભના ભાર વડે આલસવળી તે સ્ત્રીને બે હાથથી ઉંચકી લઇ એક વહાણમાં સાથે બેસી દૈવગતિથી કિનારે આવી પહોંચ્યાં. મિત્રગણથી વિંટાએલો **રત્નોદ્ભવ** ત્યાં ડુબી ગયો કે કોઇ ઉપાયથી કિનારે આવ્યો તે જાણતી નથી. **સુવૃત્તા** આ વનમાં બહુ દુઃખી થઈ છે. આજે તેને પુત્રનો પ્રસવ થયો છે, પ્રસવ વેદનાથી બેભાન અવસ્થામાં ઝાડની શીતળ છાયા નિચે બેઠી છે. નિર્જન વનમાં રહી શકાય નહીં તેથી હું શેહેર તરફ જનારો રસ્તો શોધવા તૈયાર થઇ, પણ તે પરાધીન પાસે બાળકને મૂકીને જવું એ ઊચિત નહિ, એટલા માટે આ છોકરાને પણ સાથે આણ્યો છે, આમ બોલે છે એવામાં એક વનવાસી હાથી નજરે પડ્યો, તેને જોતાંવેંતજ ભય પામી છોકરાને નિચે નાંખી દઇ તે સ્ત્રી દોડી ગઇ.

હું પાસેના લતાકુંજમાં સંતાઇ તપાસ કરતો ઉભો રહ્યો હતો. ત્યાં પડેલા બાલકને હાથી પત્રના કોળીઆની માફક ગ્રહણ કરે છે એવામાં એક સિંહ ભયંકર નાદ કરતો મહા આગ્રહથી આવ્યો. હાથીએ ભયથી આકુળવ્યાકુળ થઈ છોકરાને ઝટ આકાશમાં ફેંકી દીધો, તેથી તે નિચે પડયો. લાંબી ઉમ્મર હોવાથી ઝાડની ઉંચી શાખા ઉપર એક વાંદરો બેઠો હતો, તેણે પાકેલા ફળની બુદ્ધિથી તેને ઝીલી લીધો; પરંતુ ફળ ન હોવાથી પોહોળી શાખાના મૂલ ભાગમાં તેને મૂકી વાંદરો પણ ક્યાંઇ નાસી ગયો. હું લતાકુંજથી બાહેર નિકળી તેજઃપુંજરૂપ બાળકને ઝાડ ઉપરથી હળવે ઉતારી, બીજા વનમાં વનિતાને શોધવા માટે ગયો; પરંતુ તે નજરે પડી નહિ, તેથી આ કુમાર ગુરૂને અર્પણ કરી, તેની આજ્ઞાથી આપની પાસે લઇ આવ્યો છું. રાજા પોતાના મિત્રોમાં દૈવની અનુકૂલતા અને પ્રતિકૂલતા પોતાના સમાન જોઇ આશ્ચર્ય પામ્યો. અને **રત્નોદ્‌ભવ**ની શી દશા હશે, એમ વિચાર કરી તેના પુત્રનું **પુષ્પોદ્‌ભવ** નામ રાખી **સુશ્રુત**ને તેનું વૃતાંત સંભળાવી, વિષાદ અને સંતોષનો અનુભવ કરી **સુશ્રુત**ને તેના ભાઇનો છોકરો સોંપ્યો.

બીજે દિવસે એક બાલકને પોતાની છાતી ઉપર રાખી **વસુમતી** પોતાના પતિ પાસે આવી. રાજાએ "આ કયાંથી આવ્યો છે"? આમ પૂછયું કે તરત તે બોલી, હે મહારાજ, ગઈ રાત્રિએ કોઇ એક દૈવી સ્ત્રી મારી પાસે એક કુમાર મૂકી મને નિદ્રામાંથી જગાડીને કહેવા લાગી કે હે રાણિ, તમારા કાર્યકારી **ધર્મપાલ**ના કુમાર **કામપાલ**ની હું પ્રાણપ્રીયા છું, અને યક્ષિણી છું. મારૂં નામ **તારાવલી** છે અને મારા પિતાનું નામ **મણિભદ્ર** છે. કુબેરની આજ્ઞા લઈ તમારો પુત્ર શુદ્ધ કીર્તિ **રાજવાહન** સમુદ્રપર્યંત પૃથ્વીનું રાજ્ય ભોગવશે, તેની સેવા માટે આ કુમાર લઇ આવી છું. કામદેવ સરખા આ કુમારનું તું પોષણ કરજે. મારી આંખો વિસ્મયથી ઉઘડી ગઈ અને મેં વિનયથી તે સુંદર નયનવાળી યક્ષિણીનો સત્કાર કર્યો. ત્યારબાદ તે કયાંઇ પણ અદૃશ્ય થઇ ગઇ. **રાજહંસ** **કામપાલ**નો યક્ષની કન્યા સાથે થએલો સમાગમ સાંભળી મનમાં વિસ્મય પામ્યો. પછી મિત્રને આનંદ ઉપજાવનારા **સુમિત્ર** મંત્રિને બોલાવી તેના ભાઇના પુત્રનું નામ **અર્થપાલ** પાડી સઘળી વાર્તા સંભળાવી તે કુમાર **સુમિત્ર**ને સોંપ્યો.

પછી ત્રીજે દિવસે તે આશ્રમમાં રહેનારો, વામદેવનો શિષ્ય દેવ જેવી કીર્તિવાળો, પુષ્પ જેવો કોમળ, કામદેવ જેવો સુંદર એક છોકરો લઇ રાજા પાસે જઈને બોલ્યો. મહારાજ, તીર્થયાત્રાના પ્રસંગથી હું કાવેરી તીરે ગયો હતો, ત્યાં છુટા કેશવાળા એક બાળકને પોતાના ખોળામાં લઇ એક ઘરડી ડોસી રડતી નજરે પડી; તે જોઈ મેં પૂછ્યું, અરે ડોસી, તું કોણ છે? આ છોકરો કોનો છે? તું વનમાં શા માટે આવી છે! શોક કરવાનું કારણ શું? તેણી પ્રથમ બે હાથથી પોતાનાં અશ્રુજલને લુછી પોતાનો શોક શંકુ દૂર કરવામાં મને સમર્થ જાણી, પોતાના શોકનું કારણ કહેવા લાગી.

ડોસી કહે છે-અરે દ્વિજપુત્ર, રાજહંસના મંત્રિ સિતવર્માનો લઘુ ભ્રાતા સત્યવર્મા તીર્થયાત્રાની ઇચ્છાથી આ દેશમાં આવ્યો હતો, તે કોઇ એક અગ્રહારમાં* એક બ્રાહ્મણની કાલી નામની પુત્રી સાથે વર્યો હતો; તેને છોકરૂં ન થયું તેથી તેની બેન ગૌરી જે રંગમાં સુવર્ણ જેવી ચળકતી હતી તેની સાથે વિવાહ કરી તેમાં એક પુત્ર મેળવ્યો. તેથી કાલી એ દ્વેષને લીધે એક દિવસે કંઇ બાનો શોધી મને અને છોકરાને સાથે લઇ આ કુમારને નદીમાં નાંખી દીધો. હું તે કુમારની પાછળ પડી એક હાથથી છોકરાને પકડી બીજા હાથથી તરતી તરતી નદીના વેગથી આવેલાં ઝાડની ડાળીનો ટેકો લઇ તે ઉપર છોકરાને મૂકી, નદીના વેગથી તણાતી ચાલી, એવામાં કોઈએક ઝાડમાં વળગેલો કાળો સર્પ મને કરડયો; જે ઝાડનો મને આશ્રય મળ્યો હતો તે ઝાડ આ દેશની નદીના કીનારા ઉપર આવ્યું. ઝેર ચરી ગયા પછી હું મરી જઇશ ત્યારપછી આ અરણ્યમાં આ કુમાર અનાથ થશે તેથી હું શોચ કરૂં છું. આટલું બોલ્યા પછી તેના શરીરના અવયવમાં તરત વિષમ વિષ ચરી ગયું ને તે ભૂમિ ઉપર પડી ગઇ. મારા મનમાં દયા આવી પણ મંત્ર બલથી ઝેર ઉતારી શક્યો નહિ. તેથી પાસેના કુંજમાં એક ઔષધી ગોતીને પાછો આવ્યો કે તેને મરી ગઈ દીઠી. પછી તેને અગ્નિ સંસ્કાર કરી, શોકાકુલ મનથી આ અનાથ બાલકને ગ્રહણ કરી સત્યવર્માનું વૃત્તાંત શાંભળતી વખતે તેના અગ્રહાર ગામના નામનો પત્તો સાંભળ્યો ન હતો માટે તેની ખોળ થઇ શકશે નહિ એમ ધારી, આપના કાર્યભારીના

---

* દક્ષિણામાં મળેલું બ્રાહ્મણને ગામ તેનું નામ અગ્રહાર.

પુત્રની આપજ રક્ષા કરશો એમ ધારી, આપ પાસે લઈ આવ્યો છું. તે સાંભળી સત્યવર્માની સ્થિતિનો જોઇએ તેવો નિશ્ચય ન હતો તેથી રાજા ખેદ કરી સુમતિ મંત્રિને તેના નાના ભાઇનો પુત્ર સોમદત્ત સોંપ્યો. તેણે પણ સહોદર આવ્યો એમ માની તેનું વિશેષ પોષણ કરવા માંડયું.

આવી રીતે ભેળા થયેલા કુમારમંડલ સાથે બાલક્રીડાનો અનુભવ કરતો, અનેક વાહન ઉપર ચડતો રાજવાહન ક્રમ પ્રમાણે ચુડા કર્મ અને ઉપનયન (ઉપવીત) આદિ સંસ્કારને પ્રાપ્ત થયો. પછી સમગ્ર લીપિમાં જ્ઞાન, સર્વ દેશની ભાષામાં પાંડિત્ય, છ અંગવાળા વેદ સમૂહમાં નિપુણતા, ધર્મશાસ્ત્ર, વ્યાકરણશાસ્ત્ર, જ્યોતિષશાસ્ત્ર, તર્કશાસ્ત્ર, અને મીમાંસાશાસ્ત્ર આદિ સમગ્ર શાસ્ત્ર સમૂહમાં પ્રવીણતા, કુટિલ કામંદકીય આદિ નીતિગણમાં કુશળતા, વીણા વગેરે વાદિત્રમાં દક્ષિણતા, સંગીત અને સાહિત્યમાં મનોહરતા, મણિ, મંત્ર, ઔષધ આદિ માયા પ્રપંચમાં ચતુરતા, હાથી ઘોડા આદિ વાહન ઉપર ચઢવામાં પટુતા, જુદા જુદા શસ્ત્ર વાપરવામાં, દૃઢતા, ચોરી, જુગાર વગેરે કપટ કલામાં પ્રૌઢતા, આમ તે તે વિષયના આચાર્યો પાસેથી સારી રીતે તે તે વિષયમાં કુશળતા મેળવી, યુવાવસ્થાથી શોભતા, કાર્યો કરવામાં તત્પર એવા કુમાર મંડળને જોઇ, તે રાજવાહન "કોઈ શત્રુ મારો પરાભવ કરી શકશે નહિ." એમ પરમ આનંદને પામ્યો.

---

# ઉચ્છ્વાસ ૨ જો.

એક દિવસ વામદેવ સઘળી કલામાં નિપુણ, કામદેવના સ્વરૂપમાં શંકા કરાવનારા, સહોદર પ્રમાણે વર્તતા, સાહસ કર્મથી કાર્તિક સ્વામીને ઉપહાસ કરનારા, અત્યંત કોમળ, વિજય પતાકા, છત્ર, વજ્ર, હાથમાં છે જેના એવા કુમારમંડલથી વિંટાએલા રાજા રાજહંસની પાસે ગયો. રાજાએ પોતાનું મસ્તક નમાવી તેને માન આપ્યું. વામદેવ તે સ્વીકારી જેના કાનસીયા પોતાના ચરણ કમળમાં ભ્રમરનું આચરણ કરનારા હતા એવા, અને શત્રુનો નાશ કરનારા એવા કુમાર મંડલને ગાઢ આલિંગન અને આશીર્વાદ આપી, ટુંકમાં સત્ય વાક્ય કહેવા લાગ્યા.

**વામદેવ** કહે છે-હે મહીપતે, આપના પુત્ર આપના મનોરથના ફળ જેવી લાવણ્ય વાળી યૌવનાવસ્થા ભોગવે છે અને મિત્ર મંડળ તેને નમતું રહે છે, તો આ સમય તેનો ખરેખર વિગ્વિજય કરવાનો છે; માટે સમગ્ર ક્લેશને સહન કરનારા **રાજવાહનને** દિગ્વિજય કરવા માટે મોકલો. કામ જેવા મનોહર, રામચંદ્ર જેવા પરાક્રમી, ક્રોધવડે શત્રુનો નાશ કરનારા, વેગમાં વાયુનો ઉપહાસ કરનારા કુમારોએ રણમાં જતા હોય તેમ પોતાની યાત્રાથી રાજાને ઉદયની આશા બતાવી. રાજાએ બીજા કુમારોને કાર્યભારીની જગો આપી, સારો ઉપદેશ આપી, શુભ મુહૂર્તમાં કુમાર **રાજવાહનને** તેના પરિવાર સહિત રજા આપી.

**રાજવાહન** મંગળ સૂચક શુભ શકુન જોઇ કેટલાએક દેશ ઉલ્લંઘન કરી વિંધ્ય વનમાં ગયો; ત્યાં એક પુરૂષ જોવામાં આવ્યો. આના શરીરમાં વજ્રના પ્રહારનાં ચિન્હ હતાં, તેનું શરીર લોઢા જેવું મજબૂત હતું, પરંતુ ઉપવીતથી બ્રાહ્મણપણું અટકળી શકાતું હતું. ભીલ્લનો પ્રતાપ પ્રસિદ્ધ દેખાતો હતો, તેની આંખો ઘણી ભયંકર હતી, **રાજવાહને** તેનો સત્કાર કરી કહ્યું-અરે માનવી! માણસ રહિત પશુને હિતકારક, ભયંકર, આ વિંધ્ય વનમાં તું એકલો કેમ રહે છે? તારા ખભા ઉપર રહેલું ઉપવીત બ્રાહ્મણપણું જણાવી આપે છે. વજ્રના ઘાવ ભીલ્લની રીતિનું અનુમાન કરાવે છે "આનું કારણ શું તે કહે" 'એ પ્રમાણે રાજપુત્રનાં વચન સાંભળી, આ તેજસ્વીનું પરાક્રમ મનુષ્ય જેવું નહિ હોય, એમ માની ભિલ્લે તેના મિત્રદ્વારા તેનું નામ તથા જન્મ જાણી, પોતાનું ચરિત્ર કહેવા માંડ્યો.

ભીલ્લ કહે છે-હે રાજપુત્ર, આ વનમાં ઘણા બ્રાહ્મણો વેદ આદિનો અભ્યાસ છોડી, પોતાના કુલાચારને દૂર કરી, સત્ય, શૌચ આદિ ધર્મ આચારને વર્જી, પાપનો સંચય કરનારા ભીલ્લોને આગળ કરી, તેના અંન ઉપર આજીવિકા કરે છે અને અહિં રહે છે. તેમાંના એકનો પુત્ર દુષ્ટાચરણી હું ભીલ્લની સેના સાથે દેશોમાં આવેલાં ગ્રામોમાં ધનવાનને તેનાં સ્ત્રી અને છોકરાં સહિત વનમાં આણી, બંધીખાને નાંખી, તેનું સઘળું ધન ખુંચવી લઇ, છોડી મૂકતો. આમ નિત્ય કરતો હતો. એક દિવસે મારી સાથેની સેનાએ એક બ્રાહ્મણને માર્યો, તે જોઇ મને દયા આવી, તે ઉપરથી હું બોલ્યો-અરે પાપીઓ! બ્રાહ્મણને મારો મા,

તેઓ ક્રોધથી આંખો લાલચોળ કરી મને ધીઃકારવા લાગ્યા. તેઓના કઠિન શબ્દ મારાથી સહન થઇ શક્યા નહિ, તેથી બ્રાહ્મણના રક્ષણ માટે તેઓ સાથે ઘણીવાર યુદ્ધ કરી છેવટે હું મરી ગયો અને પ્રેતપુરીમાં ગયો. ત્યાં દેહધારી પુરૂષોથી વીંટાએલા યમરાજા સભામાં રત્નજડિત સિંહાસન ઉપર બેઠા હતા, તેને જોઇ મેં દંડવત્ પ્રણામ કર્યા. યમરાજાએ મને જોઈ પોતાના **ચિત્રગુપ્ત** નામના કાર્યભારીને બોલાવી કહ્યું હે મંત્રિ, આનો આ મરણ સમય નથી. આ દુષ્ટ છે, છતાં પણ તેણે બ્રાહ્મણ માટે પોતાના પ્રાણ આપ્યા. માટે આજથી આના પાપનો નાશ થયો છે. તેની મતિ પુણ્ય કર્મમાં ઉદય પામશે. પાપીઓ નરકમાં જે દુઃખ ભોગવે છે તે જોઈ ફરીથી તે પોતાના પૂર્વ શરીરમાં જન્મો. **ચિત્રગુપ્ત** પણ તે તે સ્થાનમાં તપેલા લોહના સ્થંભમાં બાંધેલા, મોટી કડાઈમાં રહેલ, ઉના તેલમાં નંખાએલા, ધોકાના મારથી છુટા પડી ગયેલા અવયવવાળા, અણીવાળાં ટાંકણાથી છોલાતા પાપીને બતાવી પુણ્ય બુદ્ધિનો ઉપદેશ આપી મને છોડી મૂકયો. મને મારૂં પૂર્વ શરીર ફરીને મળ્યું. મહા અરણ્યમાં એક બ્રાહ્મણ શીતળ ઉપચારથી મારી સંભાળ લેતો હતો અને હું એક શીલા ઉપર સુતો હતો. ક્ષણવારમાં ઉઠયા પછી મારા કુટુંબનાં માણસો મારૂં વૃત્તાંત સાંભળી એકદમ આવ્યાં અને મને પોતાને ઘેર લઇજઇ ત્યાં મારા ઘાવને રૂંઝાવ્યા. જે કૃતઘ્ની બ્રાહ્મણનું મેં રક્ષણ કર્યું હતું, તેણે મને અક્ષર ભણાવી જુદાં જુદાં શાસ્ત્ર અને તંત્ર ભણાવી પાપનો નાશ કરનારા સદાચારનો ઉપદેશ આપ્યો. જ્ઞાનદૃષ્ટિથી જણાતાં શંકરની પૂજાનો વિધિ બતાવ્યો. મેં તેનો સત્કાર કર્યો, તેણે તે સ્વીકાર્યો. તે દિવસથી માંડી ભીલ્લની સાથે સંસર્ગ કરનારા બંધુવર્ગનો અને કુલનો ત્યાગ કરી, સકલ લોકના એક ગુરૂ, ચંદ્રમાની કલાને ધારણ કરનાર શ્રી શંકરનું મનમાં ધ્યાન કરી, દોષ માત્ર તજી આ વનમાં રહું છું. આ પ્રમાણે પોતાનું વૃત્તાંત જણાવી પૂછયું, હે દેવ, આપને કંઇ રહસ્ય જણાવવાનું છે ! આપ મારી પાસે આવો," એમ કહી મિત્રગણમાંથી તેને બહાર લઇ એકાંતમાં કહ્યું, હે રાજન, ગઇ રાત્રિના પ્રાતઃકાલમાં સ્વપ્નમાં પાર્વતી પતિએ મારી પાસ આવી મને ભર નિદ્રામાંથી જગાડયો. મેં તેને વિનયથી પ્રણામ કર્યા પછી તેણે પ્રસન્ન મુખ કરી મને કહ્યું, હે માતંગ, દંડકારણ્યમાં જનારી નદીના કિ-

નારા ઉપર સિદ્ધ અને સાધ્ય પુરૂષોએ આરાધના કરવા યોગ્ય, એક સ્ફાટિક મણિનું લિંગ છે, તેની પછવાડે પાર્વતીના પદપંક્તિના ચિન્હવાળો એક પથ્થર છે, તેની પાસે દૈવના દ્વાર જેવી ગુફા છે, તેમાં પેસી દૈવ શિક્ષા જેવી તામ્રપટ્ટમાં લખેલી શિક્ષા છે, તે લઇ તેમાં કહેલા વિધિ પ્રમાણે દૈવવિજયની માફક કાર્ય કરશો, કે જેથી તમે પાતાળ લોકના ઈશ્વર થશો. તમને સહાય કરવાવાળો રાજકુમાર આજ કે કાલ આવશે, તેની આજ્ઞા પ્રમાણે આપનું આજ આવવું થયું. હું સંતોષી છું અને સાધનની ઇચ્છા રાખું છું તો તમે સહાય કરો. પછી **રાજવાહન** ઠીક એમ કહી અર્ધ રાત્રિ થઇ કે નિદ્રાથી પરતંત્ર થયેલા મિત્રગણને છોડી નમ્ર માતંગની સાથે બીજા વનમાં ચાલ્યો ગયો. પછી તેના મિત્રો પ્રાતઃકાળમાં રાજકુમારને ક્યાંઇ દીઠો નહીં તેથી મનમાં સંતાપ કરવા લાગ્યા અને તે તે વનમાં ગોતવા માંડયા; પરંતુ તે ન જડયો એટલે તેને શોધવાને માટે અતિ સહનશીલ તે મિત્રગણ દેશાંતરમાં ફરવાની ઈચ્છા કરી એકઠા થવાના સંકેતસ્થાનનો નિશ્ચય કરી પરસ્પર જુદા પડી ગયા.

લોકમાં એક શૂરવીર **રાજવાહનથી** રક્ષા કરાતો, અંતઃકરણમાં સંતોષ પામેલો માતંગ પણ શંકરે બતાવેલા ચિન્હથી જાણેલી ગુફામાં નિઃશંક રીતે પેસી તામ્રપટ્ટમાં લખેલી શીક્ષા સારી રીતે જાણી, તેજ માર્ગથી રસાતળ પાતાળમાં ગયો; ત્યાં એક શેહેરની પાસે ઘણા સારસ પક્ષી વડે સુરસ વિહાર વાટિકાની પડોશમાં એક તળાવ હતું, ત્યાં નાના વિધિ શંકરની આજ્ઞા પ્રમાણે બલિદાન તૈયાર કરી, તેનાથી હોમ કરી, વિઘ્નને નાશ કરનાર **રાજવાહન** આશ્ચર્યથી જુવે છે એટલામાં સમિધ્ અને ઘૃતથી પ્રકાશિત થયેલા અગ્નિમાં પોતાના અતિ પવિત્ર દેહની મંત્ર ભણીને આહુતી આપી; તે વખતે વીજળી સરખી કાંતીવાળી, દીવ્ય કાયા તે ભીલ્લે મેળવી. ત્યારપછી મણિમય આભૂષણથી શોભાયમાન, સમગ્ર લોકની લલના મંડળીમાં ભૂષણરૂપ, વિનયવાળી, અનેક સખીઓથી અનુગત એવી **કાલિંદી** નામે એક કન્યાએ હંસીની પેઠે હળવે આવી ભીલ્લ બ્રાહ્મણને એક ઉજ્વળ મણિ અર્પણ કર્યું. પછી તે ભીલ્લ બ્રાહ્મણે પૂછયું કે તું કોણ છે ? ત્યારે ઉત્કંઠાથી બે હાથ જોડીને કોકિલ જેવા મધુર કંઠથી તે કન્યા બોલી.

**કાલિંદી** કહે છે—અરે બ્રાહ્મણોત્તમ, હું એક અસુરની પુત્રી છું, મારૂં નામ **કાલિંદી** છે. મહાનુભાવ મારા પિતા આ લોકનું પાલન કરતા હતા. ઈતરથી અસહ્ય એવા વિષ્ણુએ પોતાના પરાક્રમ વડે દેવને પણ ગ્લાનિ આપનારા રણસંગ્રામમાં મારા પિતાને અમર નગરના અતિથી કર્યા છે. તેના વિયોગના શોકરૂપ સાગરમાં હું ડુબેલી હતી. મને દુઃખી દેખી એક સિદ્ધ તપસ્વીએ કહ્યું. અરે પુત્રિ, કોઇએક દિવ્ય દેહ ધારી નવો મનુષ્ય તારો સ્વામી થઈ સમગ્ર પાતાળનું રાજ્ય કરશે. તેની આજ્ઞા સાંભળી વર્ષાદની ગર્જનાથી ઉંચું મુખ કરી બેઠેલી ચાતકનારી વર્ષાદની જેમ વાટ જુવે તેમ તમારા દર્શનની ઈચ્છાથી ઘણા દિવસ થયાં ઉભી છું. મારા મનોરથના ફળનું આચરણ કરનારૂં તમારૂં આવવું જાણી મારા રાજ્યના આશ્રયરૂપ કાર્યભારીની સંમતિ લઇ, કામદેવના સારથીપણા નિચે અંતઃકરણથી તમારી પાસે આવી છું. આપ આ લોકની રાજ્ય લક્ષ્મી અંગીકાર કરી મને તેની શોક્ય બનાવો. **રાજવાહન**ની અનુમતિ પ્રમાણે માતંગ તે કન્યા સાથે પરણી, દીવ્ય અંગનાના લાભથી પ્રસન્ન થઇ રસાતળનું રાજ્ય સ્વીકારી પરમ આનંદને પામ્યો.

મિત્ર ગણથી ગુપ્ત આવેલા **રાજવાહન**ને મિત્રગણ જોવાની ઇચ્છા થઇ તેથી પૃથ્વી ઉપર જવાને આતુર થયો, તેથી **કાલિંદી**એ આપેલા, ક્ષુધા તથા તૃષા આદિ નાશક મણિના સહાયથી સંતોષ પામેલા **માતંગ** પાસેથી મણિ મેળવીને કેટલાએક માર્ગ સુધી પાછળ વળાવવા માટે આવતા બ્રાહ્મણને રજા આપી ગુફાના માર્ગ દ્વારા બાહેર આવ્યો. ત્યાં મિત્રમંડળને દીઠું નહિ તેથી ભૂમિ ઉપર ભટકવા લાગ્યો. ભમતાં ભમતાં વિશાલા નગરની પાસે કોઇ પણ ઉદ્યાનમાં વિશ્રામ કરવાની ઇચ્છાથી ગયો. ત્યાં હિંડોળા ઉપર ઉદ્યાનમાં એક આપ્ત પુરૂષને દીઠો. સોમકુલમાં ભૂષણ રૂપ, શુધ્ધ યશના ભંડાર, મારા સ્વામી આ **રાજવાહન** છે, એમ ધારી તેનું મન પરમાનંદથી પ્રફુલ્લિત થયું, અને મુખ કમળ વિકાશ પામ્યું; હવે હું મોટાભાગ્યથી એકદમ આના ચરણ પ્રત્યે આવ્યો છું. માટે હમણાંજ મને નેત્રનો મોટો ઉત્સવ થયો છે. આવો વિચાર કરી હિંડોળાપરથી એકદમ હેઠો ઉતરી, ઉતાવળથી પગ મૂકવા વડે મનોહર, તેના ચરિત્રમાં હર્ષિત અને ઉત્કર્ષવાળો ત્રણ ચાર પગલાં સામો આવી, **રાજવાહન**ના

ચરણકમળમાં ઉધડેલાં માલતીનાં પુષ્પની માળા જેમાંથી પડે છે એવા મુકુટવડે સ્પર્શી કર્યાં. તે વખતે રાજાની આંખમાં આનંદનાં અશ્રુ આવ્યાં. પછી રોમાંચિત થયેલા મિત્રને ગાઢ આલિંગન આપી કહ્યું કે હે સોમદત્ત, કુશળ છે કે? એ પ્રમાણે કહ્યા પછી એક પુન્નાગના ઝાડની નિચે શીતળ છાયા તળે બેસી રાજા રાજવાહને પ્રણામ સહિત કહ્યું કે હે મિત્ર, આટલા વખત સુધી કયા દેશમાં અને કેવી રીતે તું રહ્યો? હમણાં કયાં જવું છે? આ સ્ત્રી કોણ છે? આ પરિજન કેમ મેળવ્યો? તે સર્વ કહે. મિત્રદર્શન વડે ચિંતાજ્વરથી મુક્ત થએલો સોમદત્ત બે કર કમળ એકઠા કરી, વિનયથી પોતાનું પરદેશનું પ્રવાસ ચરિત્ર કહેવા લાગ્યો.

---

# ઉચ્છ્વાસ ૩ જો.

**સોમદત્ત** કહે છે-હે મહારાજ, હું આપના ચરણકમળની સેવાની અભિલાષાથી ભમતો ભમતો એક અરણ્ય ભૂમિમાં તૃષાર્ત થવાથી વેલામાં ઢંકાએલા ધુનાનું શીતળ જળ પીતો હતો, એવામાં ઉજ્વળ રત્ન દીઠું. તે લઈ આગળ ચાલ્યો, પરંતુ સૂર્યની ગરમીને લીધે આગળ જઇ શકયો નહિ, ને આજ વનમાં એક દેવ મંદિરમાં પેઠો. ત્યાં ગરીબ ચેહેરાવાળા, ઘણા પુત્રવાળા, એક ઘરડા બ્રાહ્મણને જોઇ મને દયા આવી. પછી મેં તેને કુશળ પ્રશ્ન પૂછયો. દરિદ્રતાથી ચેહેરો ઉતરી ગયેલો હતો છતાં મોટી આશાથી પૂર્ણ મનનો તે બ્રાહ્મણ બોલ્યો.

બ્રાહ્મણ કહે છે-હે મહાભાગ, આ માતા વગરના પુત્રોની અનેક ઉપાયથી રક્ષા કરી હમણાં આ કુદેશમાં ભિક્ષા માગી તેઓને ખવરાવું છું અને આ શિવાલયમાં રહું છું. પછી મેં તેને પૂછયું હે ભૂદેવ, આ સામે સેના પડી છે તેનો અધિપતિ કયા દેશનો રાજા છે? તેનું નામ શું? અને અહિં આવવાનું કારણ શું?

બ્રાહ્મણ બોલ્યો-હે સૌમ્ય, તે લાટ દેશનો રાજા છે અને તેનું નામ **મત્તકાલ** છે, તેણે આ દેશના રાજા **વીરકેતુ**ની પુત્રી **વામલોચના** કે જે સ્ત્રી માત્રમાં રત્ન અને અનુપમ રૂપવતી છે, એમ સાંભળી રાજા પાસે

તેની પુત્રીની માગણી કરી, પણ રાજાએ તે કબુલ રાખી નહીં, તેથી તેના શેહેરને ઘેરો ઘાલ્યો છે. વીરકેતુએ ભય પામી પોતાની પુત્રી મત્તકાલને આપી તેથી તે રાજાનું મન લલનાના લાભથી ઘણું પ્રસન્ન થયું. પછી તે રાજાએ પોતાનાજ શેહેરમાંજ પરણવી આવો નિશ્ચય કરી પોતાના દેશ તરફ જતાં હમણાં મૃગયા કરવાની ઇચ્છાથી આ વનમાં સેનાનો પડાવ કર્યો છે. કન્યારૂપી ધનમાં લોભાઈ વીરકેતુના મંત્રિ કામપાલે ચાર* અંગવાળી સેના સહિત બીજે ઠેકાણે છાવણી કરી છે. રાજાએ કરેલા અપમાનથી ખેદ પામી તેનાથી જુદો પડયો છે. આ વાત સાંભળ્યા પછી મારા મનમાં દયા આવી કે આ બ્રાહ્મણને ઘણા પુત્ર છે તેમ વિદ્વાન છતાં નિર્ધન અને વૃદ્ધ છે માટે તે દાન પાત્ર છે, એમ માની પેલું રત્ન તેને આપ્યું, તેથી બ્રાહ્મણનું મુખ કમળ પ્રસન્ન થયું અને અનેક આશીર્વાદ આપી કયાંઇ જતો રહ્યો. મને રસ્તાનો થાક લાગ્યો હતો તેથી ત્યાં નિદ્રા સુખ લીધું. થોડીવાર પછી પાછોડીઆં બાંધેલો, અનેક ઉઘાડી તલવારવાળા જેની પછવાડે છે એવો અને જેના શરીરમાં ચાબુકના મારનાં ચિન્હ પડેલાં છે, એવી દશામાં તે બ્રાહ્મણ આવ્યો અને 'આ ચોર' એમ કહી મારા તરફ ઇસારો કર્યો, કે તરત રાજાના નોકરોએ તે બ્રાહ્મણને છોડી મૂકયો. પછી રત્ન કેમ મળ્યું તે વાત સાંભળ્યા વગર ભય રહિત મને દોરડાથી મજબૂત બાંધી, બંધીખાનામાં લઇ જઇ, 'હવે આ તારા મિત્રો છે' એવી રીતે બંધીખાનામાં પડેલા કેટલાએકને બતાવી, મારા પગમાં પણ બેહેડી પેહેરાવી દીધી. મને તે વખતે શું કરવું તે વિષે કંઈ પણ સુઝયું નહિં. પછી હું નિરાશ થઇ કલેશનો અનુભવ કરીને બોલ્યો, અરે! પરાક્રમથી પ્રચંડ પુરૂષો! તમે શા માટે દુઃખ આપનાર બંધીખાનામાં રહેવાનું દુઃખ ભોગવો છો? તમે મારા મિત્ર છો.

તેઓએ કહ્યું-તમે આમ કેમ કેદ થયા? પછી મને તેવી હાલતમાં જોઇ, મેં બ્રાહ્મણ પાસેથી જે લાટ રાજાનું ચરિત્ર સાંભળ્યું હતું તેજ વૃત્તાંત શૂરવીર ચોરો મારા પ્રત્યે ફરી કહી બતાવી બોલ્યા.

ચોરો કહે છે-હે મહાશય સોમદત્ત, વીરકેતુના કાર્યભારી માનપાલના અમે નોકર છીએ, તેની આજ્ઞાથી મત્તકાલને મારવા માટે રાત્રિએ

* હાથી, ઘોડા, રથ અને પાયદળ.

સુરંગ માર્ગે તેમા ઘરમાં પેસીને જોયું તો ત્યાં રાજા ન હતો, તેથી નિરાશ થઈ, ઘણું ધન લઇ, મહા વનમાં પેઠા. બીજે દિવસે રાજાના ઘણાં પગી નોકરો અમારી પાછળ આવી અમે માલમત્તા લઇ જતા હતા ત્યાં ચોમેરથી અમને ઘેરી, મજબૂત બાંધી રાજા પાસે લઇ જઇ, સમગ્ર વસ્તુનો શોધ કર્યો. તે વખતે એક અમૂલ્ય રત્ન હતું તે મળ્યું નહિ. અમને મારવા માટે, અને તે મણિ લેવા માટે બંદીખાનામાં નાંખ્યા છે. મેં મણિના આવવાની વાર્તા યથોચિત સાંભળી એ નિશ્ચય કર્યો કે મને જે મણિ મળ્યું તેજ આ મણિ છે. પછી બ્રાહ્મણને આપવાથી મારી થયેલી દુર્દશા, મારો જન્મ, નામ અને આપને શોધવા માટે કરેલી મુસાફરીની બાબત તે ચોરોને સંભળાવી, સમયાનુસાર વાર્તા કરી, તેઓ સાથે મિત્રતા કરી. પછી અર્ધ રાત્રિ થઇ એટલે મેં તેઓની અને મારી બેડી તોડી નાંખી, તેઓને સાથે લઇ, બારમાં સુતેલા ચોકીદારનાં આયુધો લઇ ત્યાંથી ચાલ્યો, એવામાં શેહેરના સીપાઇઓ સામા આવ્યા, તેઓને ચાતુર્યતાથી અને પરાક્રમથી પાછા નસાડી, **માનપાલ**ની છાવણીમાં ગયો. **માનપાલે** પોતાના ચાકરો પાસેથી મારા કુલાભિમાનનું વૃત્તાંત સાંભળી મને માન આપ્યું. બીજે દિવસે **મત્તકાલે** મોકલેલા કેટલાએક રાજ સેવકો **માનપાલ** પાસે આવીને બોલ્યા, હે મંત્રિ, અમારા રાજાના મંદિરમાં સુરંગ માર્ગે આવી તમારા વીર ચોરો ઘણું ધન લુંટી તમારી સેનામાં પેઠા છે, અમને તે સોંપો નહિંતર મોટો અનર્થ થશે. આવી કટુ વાણી સાંભળી, કાર્યભારી **માનપાલ**ની આંખો ક્રોધથી લાલચોળ થઇ ગઇ.

કાર્યભારી કહે છે–લાટ રાજા કોણ છે? તેની સાથે મિત્રતા શી? તે બીચારાની નોકરીથી શું મળવાનું હતું? આમ તેનો અનાદર કર્યો. રાજાના માણસોએ આવીને **માનપાલ** જે બબડવા જેવું બોલ્યો હતો તે **મત્તકાળને** તેવી રીતેજ કહી બતાવ્યું તેથી લાટ રાજાને ક્રોધ ચડયો. ઘણા ગર્વને લીધે થોડી સેના સાથે લઇ લડવાને સામો ગયો. માની **માનપાલે** પ્રથમજ લડવાનો નિશ્ચય કર્યો હતો, તેથી તે લડવૈયા સહિત તૈયાર હતો. પછી તે લડવાની ઇચ્છાથી નિર્ભય થઇ નિકળ્યો. હું પણ મંત્રિયે આપેલા ઘણા ઘોડેસ્વારો સહિત ચતુર સારથી લઈ રથમાં મજબૂત કવચ પહેરીને મારા ઉચિત ધનુષ લઈ, જુદાં જુદાં બા-

ણુથી ભરેલા બે ભાથા અને રણમાં ઉચિત આયુધો લઇ, લડાઈમાં તૈયાર થયો. મારી સેવાના ઉપર વિશ્વાસ રાખી, શત્રુનો નાશ કરવામાં તૈયાર થયેલા મંત્રિની પાછળ ચાલ્યો. પરસ્પર મત્સરતાને લીધે ભયંકર યુદ્ધ કરનારી બન્ને સેનાને ઉલ્લંઘન કરી શોભાયમાન બાહુના આડંબરથી શત્રુના શરીરમાં બાણનો વર્ષાદ વર્ષાવતો, શત્રુને મારવા માંડયો. પછી અતિ વેગ-વાન ઘોડાવાળા મારા રથને તેની પાસે લઈ જઇ, તેનો રથ પાસે આવ્યો કે તુર્ત મેં લાટ દેશના રાજા **મત્તકાલ**નું માથું કાપી નાંખ્યું. રાજા પડયો એટલે બાકી બચેલું સૈન્ય દોડી ગયું, અને હાથી, ઘોડા આદિ જુદી જુદી વસ્તુ સમૂહને મેં ગ્રહણ કરી લીધી. પછી પરમાનંદથી નમ્ર થયેલો મંત્રી અનેક પ્રકારથી મારો સત્કાર કરવા લાગ્યો. **માનપાલે** મોકલેલા અનુચર મારફતે આ વૃત્તાંત સાંભળી રાજા **વીરકેતુ**ના મનમાં અત્યંત સંતોષ થયો અને મારી સામો આવી મારા પરાક્રમથી વિસ્મય પામી, મહા ઉત્સવ કરી, મંત્રિ અને બાંધવોની અનુમતિ લઈ, શુભ દિવસે પોતાની **વામલોચના** નામની પુત્રી સાથે મારાં લગ્ન કરી મને યુવ-રાજની જગોએ અભિષેક કર્યો. હું રોજ રાજાના મનને પ્રસન્ન રાખવા લાગ્યો અને રાજકન્યા સાથે નાના પ્રકારના સુખનો અનુભવ કરતો હતો, તો પણ આપના વિરહજન્ય વેદના રૂપી શલ્યથી મારૂં મન સહજ ખેદમાં રહેતું હતું. સિદ્ધ પુરૂષની આજ્ઞાથી મિત્રદર્શનના ફળ માટે આ પ્રદેશમાં મહાકાલ નિવાસી પરમેશ્વર શિવની આરાધના વાસ્તે આવ્યો છું. ભક્ત વત્સલ ગૌરીપતિની કરૂણાથી મને તમારા ચરણ કમળનાં દર્શનનો આનંદ મળ્યો. તે સાંભળી **રાજવાહને** તેનાં પરાક્રમોનાં વખાણ કર્યાં. તે નિર-પરાધીને દંડ મળ્યો તેમાં નસીબને ઠપકો આપી, પોતાનું ચરિત્ર ક્રમ પ્રમાણે કહી બતાવ્યું તેવામાં આગળ ઉભેલા પોતાના ચરણની અંગુલીમાં શિર નમાવી હાથ જોડીને પડેલા **પુષ્પોદ્ભવ**ને ઉતાવળથી દૃઢ આલિંગન આપ્યું. આ વખતે **રાજવાહન**ની આંખમાં આનંદાશ્રુ આવી ગયાં.

**રાજવાહન** કહે છે–અરે સૌમ્ય **સોમદત્ત**, જુઓ આ **પુષ્પોદ્-ભવ**! આ રીતે કયાંથી આવ્યો ? એમ કહી તેને બતાવ્યો. પછી બન્ને જણા ચિર વિરહ દુ:ખને વિસરી જઇ, પરસ્પર મળીને ખુસી થયા. પછી ઝાડની છાયામાં બેસી **રાજવાહને** હસીને આદરથી કહ્યું. હું મારા મિત્ર બ્રાહ્મણનું કાર્ય કરવા માટે તમને સુતા છોડીને ચાલી નિકળ્યો,

કારણ મે વિચાર્યું કે જો મારા મિત્રો જાણશે તો મને અવશ્ય જવા દેશે નહિ, તેથી મારા ગયા પછી મિત્ર વર્ગ જાગ્યો અને જોયું તો મને દીઠો નહિ તેથી "આ શું" એમ કહી મને ગોતવા માટે તું કયાં ગયો હતો? અને બીજા સઘળા કયાં ગયા? એ પ્રમાણે **રાજવાહનનું** વાકય સાંભળી પોતાના લલાટ તટ ઉપર કર સંપુટ મૂકી વિનયથી બોલ્યો.

---

# ઉચ્છ્વાસ ૪ થો.

**પુષ્પોદ્ભવ** કહે છે—હે મહારાજ, આપ બ્રાહ્મણનો ઉપકાર કરવા માટે ગયા, આવો નિશ્ચય કરી આપ કયા દેશમાં ગયા હશો? તે નિશ્ચય કરવા માટે મિત્રમંડલ સમર્થ ન હતું, તેથી પરસ્પર છુટું પડી દિશાઓ-માં આપને ગોતવા માટે ગયું અને હું પણ આપને ગોતવા માટે પૃથ્વી ઉપર ફરવા માંડયો. એક દિવસે મધ્યાન્હ હોવાને લીધે સૂર્યનો તાપ સખ્ત પડતો હતો તે મારાથી સહેવાઇ શકાણો નહિ, તેથી પર્વતની તળાટીમાં આવેલા ઝાડની શીતળ છાયામાં ક્ષણવાર બેઠો; તે વખતે મધ્યાન્હ હોવાથી સર્વ અવયોમાં સંકોચ પામેલી, કાચબાના આકારની મનુષ્યની છાયા મારી આગળ પડી, તે જોઈ મેં ઉંચું જોયું તો ગગનમાંથી મોટા વેગથી પડતા કોઇ એક પુરૂષને દીઠો; તેને જોઇ મને મનમાં દયા આવી, તેથી હળવે તેને ઝીલી લઇ, ભૂમિ ઉપર સુવાડયો. તે ઘણે દુરથી પડયો હતો તેને લીધે બેભાન થઇ ગયો હતો. શિશિર ઉપચારથી તે-ને જગાડયો. ઘણા શોકને લીધે તે મનુષ્યની આંખમાં અશ્રુ આવી ગયાં; પછી મેં તેને ભેરવજપ ખાવાનું કારણ પૂછ્યું. તેણે પણ પોતાની આંખના અશ્રુ બિંદુને હાથથી લુછીને કહ્યું કે અરે સૌમ્ય, મગધરાજાના કાર્યભારી **પદ્મોદ્ભવનો** હું પુત્ર છું અને મારૂં નામ **રત્નોદ્ભવ*** છે. હું વેપાર માટે કાલયવન દ્વીપમાં ગયો હતો, ત્યાં કોઇ-એક વાણીઆની કન્યા સાથે પરણી, તેને લઇ પાછા આવતાં સમુદ્રના કિનારાથી થોડે દૂર વાહાણ ભાંગી ગયું; તે વખતે સર્વ ડુબી ગયાં. દૈવ સાનુકૂલ હોવાથી હું કિનારે માંડ માંડ પહોંચ્યો, પરંતુ મારી સ્ત્રીનો

મને વિયોગ થયો, તેના દુ:ખસાગરમાં ડુબી ગયેલો હતો, તેવામાં કોઇ-એક સિદ્ધ પુરૂષની આજ્ઞા થઇ કે સોલમે દિવસે તારૂં કુટુંબ તુંને મળશે, તેની વાટ જોતાં દુ:ખનો અંત ન આવ્યો તેથી ભેરવજપ ખાધો. એ પ્રમાણે મને મારા પિતા **રત્નોદ્ભવ** કહે છે એવામાં મેં કોઇ એક સ્ત્રીનો વિલાપ સાંભળ્યો, તથા પ્રાણનાથ અને પુત્ર તુંને મળશે, એવી સિદ્ધ પુરૂષની આજ્ઞા છતાં વિરહને સહન ન કરી તું અગ્નિમાં પ્રવેશ કરે છે તે તુંને ઘટે નહિ, એવો પણ શબ્દ સાંભળ્યો. તે સાંભળીને મારા મનમાં થયું કે આ મારા પિતા છે, તેથી મેં **રત્નોદ્ભવ**ને કહ્યું કે હે પિતાજી, તમને ઘણું જણાવવાનું છે માટે હમણાં નહિ પણ પછે સઘળું કહીશ. હમણાં મારે સ્ત્રીનો વિલાપ જાણવો જોઇએ;' માટે આપ ક્ષણવાર અહિં બેસો, એમ કહી ઉતાવળથી કેટલેક દૂર ગયો. ત્યાં આગળ ભયંકર ઝાળવાળા ઉગ્ર અગ્નિમાં પડવાને સાહસિક, બે હાથ જોડીને ઉભેલી એક સ્ત્રીને જોઇ, તે સ્ત્રીને અગ્નિ પાસેથી એકદમ ઉપાડી રૂદન કરતી ડોસી સાથે મારા પિતા પાસે લાવી ડોસીને પૂછ્યું કે અરે ડોસી! તમે ક્યાંનાં રહીશ છો? અને આ વનમાં શા માટે દુ:ખી અવસ્થા ભોગવો છો? તે કહો. તે ડોસી ગદ્ગદ્ કંઠે બોલી કે હે પુત્ર, કાલયવન દ્વીપમાં **કાલગુપ્ત** નામના વૈશ્યની **સુવૃત્તા** નામની આ પુત્રી છે, તે પોતાના પતિ **રત્નોદ્ભવ**ની સાથે આવતી હતી ત્યાં સમુદ્રમાં વહાણ ડુબી ગયું તેથી ધાવ એવી જે હું તેની સાથે એક પાટીઆનો આશ્રય કરી દૈવેચ્છાથી કિનારાપર આવી. જણવાના દિવસો પાસે હતા તેથી એક અરણ્યમાં તેણે પુત્ર પ્રસવ કર્યો, મારા મંદભાગ્યપણાથી તે બાલક એક હાથીના હાથમાં ગયો. પછી આ **સુવૃત્તા** મારી સાથે ફરવા માંડી, "સોલ વર્ષ પછી પતિ અને પુત્ર તુંને મળશે" આવાં સિધ્ધનાં વાક્ય ઉપર વિશ્વાસ રાખી, એક પવિત્ર આશ્રમમાં તેટલો સમય તેણે ગાળ્યો; પણ અપાર શોક સહન થઇ શક્યો નહિ, તેથી પ્રકાશિત અગ્નિમાં દેહની આહુતી આપવા માટે તત્પર થઇ હતી. આ સાંભળી તે રાજકુમાર **પુષ્પોદ્ભવે** જાણ્યું કે આ મારી માતા છે, તેથી તેને દંડવત્ પ્રણામ કર્યા અને તેને સઘળુ વૃત્તાંત કહી બતાવી ધાત્રી(ધાવ) ના ભાષણથી જેનું મુખ પ્રસન્ન થયેલું હતું અને આશ્ચર્યથી જેનાં નેત્ર વિકાશિત થયાં હતાં એવા, પોતાના પિતા **રત્નોદ્ભવ**ની પોતાની મા તથા

ધાવ સાથે ઓળખાણ કરાવી. પછી મારાં માતા પિતાએ પરસ્પર એક બીજાને ઓળખી, અંતઃકરણમાં પ્રસન્ન થઇ આનંદાશ્રુથી મને અભિષેક કરી ગાઢ આલિંગન આપી, મારા મસ્તકને સુંઘ્યું. પછી મેં તેને પ્રણામ કર્યા. એક ઝાડની છાયા તળે બેસીને મારા પિતાએ પૂછ્યું કે હે પુત્ર, **રાજહંસ** હમણાં શું કરે છે? આમ જ્યારે મારા પિતાએ પૂછ્યું ત્યારે હે **રાજવાહન**, મેં તમારા પિતા **રાજહંસનું** રાજ્યથી પદભ્રષ્ટ થવું, તમારો જન્મ, સમગ્ર કુમારનો મેળાપ, તમારા દિગ્વિજયનો પ્રારંભ, તમારૂં ભીલની પાછળ જવું, અમે કરેલી તમારી શોધ, એ સઘળું કહી બતાવ્યું. પછી હું મારાં માતા પિતા બંનેને કોઇએક મુનિના આશ્રમમાં મૂકી આપને શોધવામાં તત્પર થઈ, મેં વિચાર કર્યો કે, સર્વ કાર્ય દ્રવ્યથી સરે છે, તેથી આપના અનુગ્રહ વડે મળેલા સાધકપણાને સહાય કરવામાં, ચતુર શિષ્યગણો કરી, **વિંધ્યાચલના** વનમાં પુરાતન નગરના ખંડેરમાં મોટા મોટા ભંડારને સૂચવનારાં ઝાડોની નિચે નાણાથી ભરેલા કળસો ડાટેલા હતા તે સિદ્ધાંજનથી જાણી લઇ, ચોમેર રક્ષકો ઉભા હતા તોપણ કોદાળીથી ખોદી તે કળશોને લઇ અસંખ્ય સોના મોહોર ભેગી કરી. તે વખતે કોઇ એક ભાર ઉપાડનાર વણઝારાના ટોળામાં જઈ, મજબૂત બળદીઆ અને ગુણો ખરીદ કરી, બીજી વસ્તુના બાનાથી તે સોના મોહોર ગુણોમાં ભરી, બળદીઆ પાસે ઉપડાવી, હળવે હળવે રાજ્યધાનીમાં લઇ ગયો. તે વણઝારાની ટોળીનો ઉપરી **ચંદ્રપાલ** નામનો એક વાણીઓ હતો, હું તેની સાથે મિત્રાઇ કરી ઉજ્જેણમાં ગયો. પછી મારાં માતા અને પિતાને તે શેહેરમાં લઇ ગયો. ત્યાં સકલગુણપાત્ર **ચંદ્રપાલના** પિતા **બંધુપાલની** સાથે માળવાના રાજાનાં દર્શન કરી, તેમની સંમતિ લઇ, ત્યાં ગુપ્ત રહ્યો. પછી તમને શોધવા માટે હું વનમાં જવાને તૈયાર થયો, તે વાત **બંધુપાલના** જાણવામાં આવી, તે ઉપરથી તેણે કહ્યું કે તમે આખી પૃથ્વીનો છેડો શોધવા સમર્થ નથી, માટે મનમાંથી ખેદ છોડી છાનામાના બેસો. શુભ શકુન જોઇ તમારા રાજાના મેળાપનો દિવસ તમને કહી બતાવીશ. તેની મધુર વાણી સાંભળી મારૂં અંતઃકરણ સંતોષ પામ્યું તેથી તેની પાસે રહેવા લાગ્યો. એક વખતે નવી યુવાવસ્થાથી પૂર્ણ અવયવવાળી, નેત્રને ચંદ્રિકા જેવી લાગતી, ચંદ્રમુખી, લલનારત્ન

બાલચંદ્રિકા નામની એક કન્યાને દીઠી. તે વણિક કન્યા તેના પિતાના ઘરમાં મૂર્તિમતી લક્ષ્મી જેવી લાગતી હતી. આ કન્યાના સ્વરૂપને જોઇ મને ધૈર્ય રહ્યું નહિ; મારા શરીરમાં કામનો પ્રવેશ થયો, મૃગના બચ્ચાંના નેત્રના જેવાં ચંચળ નેત્રવાળી તે સ્ત્રી પણ કામબાણનું આચરણ કરનારા કટાક્ષ વડે મને અત્યંત નિહાળી, મંદ પવનથી હાલતી લતાની માફક કંપવા માંડી. પોતાના મનથી સન્મુખ થયેલાં, જરા મિચેલાં, પ્રીતિથી અને લજ્જાથી ભરેલાં, મારા શરીર ઉપર ફરતાં નેત્રોથી તે સ્ત્રીએ પોતાના મનની વૃત્તિ કહી બતાવી. ચતુર અને ગૂઢ હાવભાવ વડે તેના મનની પ્રીતિને સારી રીતે જાણી, સુખથી સમાગમ થાય તેવો ઉપાય શોધવા લાગ્યો. બીજે દિવસે તમારા આવવાનું શકુન જોવા માટે શેહેરની પાસે ઉદ્યાનમાં મારી સાથે બંધુપાલ આવ્યો, અને એક ઝાડની નિચે પક્ષિનાં વચનો સાંભળતો ઉભો. તે વખતે હું પાસેના વનમાં આનંદ મગ્ન થઇ ફરતો હતો એવામાં સરોવરના કિનારા ઉપર ઉદાસ મનની, ગરીબડા મુખવાળી, મારા મનોરથની ભૂમિરૂપ બાલચંદ્રિકાને દીઠી. તે સ્ત્રીના એકદમ પ્રેમ, લજ્જા તથા આશ્ચર્યથી મનોહારક વિલાસ વડે જે જોવાનું હતું તે સઘળું જોઇ, મનમાં ખુશી થયો. પછી તે સ્ત્રીના મુખ ઉપર કામદેવનાં દુઃખથી થયેલી ઉદાસી જાણી, તેનું કારણ જાણી, ગમતથી તેની પાસે જઇને કહ્યું, હે સુમુખી, તારા મુખ ઉપર ઉદાસીનતા છે, તેનું શું કારણ તે કહે. રહસ્ય વાતમાં મારો તેણીને વિશ્વાસ આવ્યો, તેથી લજ્જા અને અને ભયને છોડી હળવેથી બોલી–હે સૌમ્ય, માલવાના રાજા માનસારે ઘડપણના પ્રબળપણાથી પોતાના પુત્ર દર્પસારને ઉજ્જયનીની ગાદી ઉપર અભિષેક કર્યો. તે દર્પસાર આખી પૃથ્વીનું ચક્રવર્તી રાજ્ય કરવા માટે પોતાની ફોઇના પુત્ર ચંડવર્મા અને દારૂવર્માને પૃથ્વીના ભરણપોષણ માટે મૂકી તપ કરવા માટે હિમાલય પર્વત ઉપર ગયો છે. આ બન્ને રાજપુત્રો ઘણા ખરાબ કામ કરનારા છે, શત્રુરહિત સઘળું રાજ્ય ચંડવર્મા ચલાવવા માંડયો એટલે તેનો નાનો ભાઇ દારૂવર્મા પોતાના મામા અને મોટા ભાઇની આજ્ઞા ઉલ્લંઘન કરી પરસ્ત્રી ગમન, પરધન હરણ આદિ ખરાબ કાર્ય કરવા લાગ્યો. કામદેવ સરખા આપના રૂપમાં આસક્ત બનેલી એવી હું તેને એક દિવસે જોઇ કન્યાને દૂષણ દેવામાં

જે દોષ લાગે છે તે દોષ દૂર કરી, બલાત્કારથી મારી સાથે રમવા તૈયાર થયો છે; હું તે ચિંતાથી ઉદાસ રહું છું. તે સ્ત્રીનાં મનની વાત, મારા ઉપર પ્રીતિ, અને મારા મનોરથની સિદ્ધિના અંતરાય રૂપ દારૂવર્મા છે તે સઘળાને જાણી, અશ્રુથી પૂર્ણ ભરાયેલાં નેત્રવાળી તે સ્ત્રીને સમજાવી, દારૂવર્માને મારવાનો ઉપાય વિચારી બાલચંદ્રિકાને કહ્યું કે હે સ્ત્રી, તારા પર આશક થયેલા, દુષ્ટ મનના દારૂવર્માને મારવા માટે મેં સહેલો ઉપાય વિચાર્યો છે, તે એ કે તારાં માણસોએ શેહેરનાં માણસો આગળ એમ કહેવું કે "બાલચંદ્રિકાના શરીરમાં એક યક્ષ રહે છે. જે મનુષ્યનું મન બાલચંદ્રિકાની સ્વરૂપ સંપત્તિરૂપી પાશમાં ગુંથાએલું હોય, તેમ તેની સાથે સંબંધ કરવા માટે જે ઉચિત સાહસ કાર્ય કરવા સમર્થ હોય, તે બાલચંદ્રિકાના રતિ મંદિરમાં યક્ષને જીતી, સખી સહિત તે સ્ત્રી સાથે આલાપરૂપ અમૃતનું પાન કરી, બહાર કુશળ આવશે, તેની સાથે ચક્રવાક સરખા સ્તનવાળા આ કન્યા પરણાવવી એમ એક સિધ્ધે કહ્યું છે. આ પ્રમાણે વાર્તાને સાંભળી દારૂવર્મા છાનો રહે તો તો સારૂં, પરંતુ જો દુર્જનપણાથી તારી સાથે સંગમની વાત અંગિકાર કરે તો તારા તરફના માણસોએ તેને કહેવું કે અરે સૌમ્ય દારૂવર્મા, અમારા ઘરમાં રાજાના કાર્યભારીને સાહસ કરવું ઉચિત નથી. શેહેરના માણસની સાક્ષીએ તારે ઘેર આવેલી સ્ત્રી સાથે તું ક્રીડા કરીને પાછો કુશળ નિકળીશ તો તે સ્ત્રીને પરણી મનોરથ પૂર્ણ કરીશ, તે પણ તે વાત અંગીકાર કરશે. તો તું સખીનું સ્વરૂપ લઇ મારી સાથે તેને ઘેર આવજે, અને એકાંત સ્થાનમાં સ્ત્રીનું સ્વરૂપ ધારણ કરી હું દારૂવર્મા પાસે જઇશ, અને ઘરની અંદર મુઠકી, પાટુ અને ગોઠણના મારથી એકદમ મારી નાંખી, તારી સાથે સખીના વેશથી નિઃશંક રીતે બહાર નિકળીશ.

માટે આ ઉપાય અંગીકાર કરી ભય અને લજ્જા છોડી તારી માતુશ્રી પાસે, પિતા પાસે તથા કુટુંબીઓ પાસે આપણા બંનેનો અતિશય પ્રેમ તેઓને જણાવી, સર્વથા આપણાં લગ્ન કરવામાં તેઓને સમજાવજે. તેઓ પણ મારૂં કુળ, મારી સંપત્તિ, સ્વરૂપ અને મારી યુવાવસ્થા જોઇ મનેજ પરણાવશે. દારૂવર્માને મારવાનો ઉપાય તે સ્ત્રીને જણાવીને કહ્યું કે જે ઉત્તર મળે તે મને કહેજે. પછી તે બાલચંદ્રિકા પણ પોતાનું મુખ કમળ જરા પ્રસન્ન કરી મને કહેવા લાગી.

બાલચંદ્રિકા કહે છે–હે સુભગ, ક્રૂરકર્મ દારૂવર્માને આપજ મારવાને સમર્થ છો. તેનો નાશ થયા પછી તમારો મનોરથ ફળશે, માટે એમજ કરો. હું પણ તમારા કહેવા પ્રમાણેજ કરીશ, એમ બોલતી વારંવાર પાછું મુખ કરી, મારા મુખ કમળને જોતી, હળવે હળવે ઘેર ગઇ. અને હું બંધુપાલ પાસે ગયો. તે શકુન વેત્તા પાસેથી એમ સાંભળવામાં આવ્યું કે "ત્રીશ દિવસ પછી મિત્ર મેળાપ થાશે," તે જાણ્યા પછી બંધુપાલ અને હું બંનેજણા સાથે ચાલ્યા, તે મારી પાછળ ચાલતો ચાલતો પોતાને ઘેર ગયો, અને મને મારે ઘેર મોકલ્યો. મારી માયા જાલમાં ફસાએલા દારૂવર્માએ બાલચંદ્રિકાને રતિ મંદિરમાં રમવા બોલાવી. દારૂવર્મા તરફ જવાને તૈયાર થયેલી બાલચંદ્રિકાએ, મારી પાસે દૂતી મોકલી. હું પણ સ્ત્રીના જેવાં મણિનાં ઝાંઝર, કટિમેખલા, કંકણ, કટક, કોકરવાં, હાર, રેસમી વસ્ત્ર, વિગેરે પેહેરી આંખમાં કાજળ આંજી, જુદા જુદા અંગમાં આભૂષણોને ઘણી હુસીઆરીથી પેહેરી, સારી રીતે વેશ કરી તે સ્ત્રી સાથે, દારૂવર્માના બારણા પાસે ગયો. બારણા ઉપર બેઠેલા મનુષ્યોએ અંદર અમારા આવવાની ખબર આપી કે દારૂવર્મા આદરથી સામો આવ્યો અને બારણા પાસેથી સર્વ મનુષ્યને છેટાં કાઢી મને તથા બાલચંદ્રિકાને, પ્રેમથી નિશ્ચય કરી મૂકેલા એક સુંદર ઘરમાં લઇ ગયો. શેહેરમાં યક્ષની કથા પ્રસરી ગઇ હતી, તેની તપાસ કરવા શેહેરનાં તમામ માણસો આશ્ચર્યથી દારૂવર્માની દોઢી ઉપર ગયાં. પછી અવિવેકી દારૂવર્માએ ઘણી પ્રીતિથી રત્ન જડેલી સુવર્ણની શય્યા ઉપર હંસ જેવા શ્વેત રૂથી ભરેલું એક ગાદલું બીછાવી દીધું હતું, રાત્રિને લીધે તે, મને ઓળખી શક્યો નહિ, કારણ કે મેં સ્ત્રીનો પોશાક પહેર્યો હતો. પછી મને તથા તે સ્ત્રીને સુવર્ણનાં તથા મણિનાં આભૂષણ, સૂક્ષ્મ અને વિચિત્ર વસ્ત્ર, કસ્તૂરી સાથે મળેલુ હરિચંદન, કર્પૂરવાળું પાન, સુગંધી પુષ્પ વિગેરે વસ્તુસમૂહ અર્પણ કરી, બે ઘડી હાસ્ય કથા કરવા માંડ્યો. પછી મોહથી અંધ બની સ્ત્રીનાં કુચ પકડવાની ઇચ્છા કરી. એટલે મારી આંખો લાલ ચોળ થઇ ગઇ અને તેને શય્યામાંથી હેઠો પાડી નિઃશંકતાથી મુઠી, ગોઠણ અને પાટુના મારથી મારી નાંખ્યો. પછી લડાઈમાં થએલા ગભરાટથી આડાં અવળાં થઇ ગયલાં આભૂષણને પ્રથમની માફક સરખાં કરી,

ભયથી ધ્રુજતી, નમ્ર કાયાવાળી બાલચંદ્રિકાને શાંત કરી, ઘરના આંગણામાં આવી, ભયથી કંપતો હોઉં તેમ ઉંચે સ્વરે ચીશ પાડી. અરે! બાલચંદ્રિકામાં રહેલો યક્ષ દારૂવર્માને મારી નાંખે છે, ઝટ આવો. એને જુઓ. તે સાંભળીને ભેગાં થએલાં મનુષ્યની આંખમાંથી અશ્રુ પડવા લાગ્યાં, અને હાહાકાર કરી, દિશાને ગજાવી મૂકી. બાલચંદ્રિકામાં બલવાન યક્ષ રહે છે તે વાત દારૂવર્મા જાણતો, પણ મદથી આંધળો થઇ, તેનીજ માગણી કરી, માટે તે પોતાનાં કર્મેથીજ મુવો, તેનો વિલાપ શું કરવો. આમ પરસ્પર વાર્તા કરતાં મનુષ્યો પોતપોતાને ઘેર ગયાં. આ કોલાહલ થતો હતો તેવામાં હું તે ચંચલ નયના સાથે ઝટ મારે ઘેર આવ્યો. કેટલાએક દિવસો વિત્યા પછી શેહેરનાં માણસોની સમક્ષ સિદ્ધ પુરૂષની આજ્ઞા છે એમ કહી, ચંદ્રમુખી બાલચંદ્રિકાને પરણ્યો અને પૂર્વે ગોઠવી રાખેલાં સુરત સુખનું ઈચ્છા પ્રમાણે અનુભવ કરવા માંડયો. બંધુપાલે શકુન પ્રમાણે બતાવેલો આજનો દિન હતો તેથી હું શેહેરની બહાર આવ્યો એવામાં નેત્રને આનંદ આપનાર આપનાં દર્શનના સુખનો અનુભવ થયો.

રાજવાહન આવી રીતે મિત્રનું વૃત્તાંત સાંભળી, મનમાં આનંદ પામ્યો, અને પોતાનું તથા સોમદત્તનું ચરિત્ર પુષ્પોદ્ભવને કહી મહાકાલેશ્વરની આરાધના કર્યા પછી, તારી સ્ત્રીને તેની જગા ઉપર મૂકી આવજે, એમ કહી તેની સાથે ભૂમિ ઉપર સ્વર્ગ જેવી દેખાતી અવંતિ પુરીમાં પેઠો. ત્યાં તેણે આ કુમાર અમારા રાજાનો પુત્ર છે, એમ બંધુપાલ વિગેરે બંધુજનને કહી તે મારફતે રાજવાહનની ઘણી સેવાચાકરી કરાવી. આ બ્રાહ્મણ સમગ્ર કલામાં કુશળ છે એમ શેહેરમાં પ્રસિદ્ધ કરાવી, રાજપુત્રનું સ્નાન અને ભોજન વિગેરે પોતાના ઘરમાં દરરોજ ચાલું કરાવ્યું.

---

# ઉચ્છ્વાસ ૫ મો.

કામદેવની સેનાના નાયક, મલયાચલના વૃક્ષમાં નિરંતર રહેલા સર્પે પાન કરવાથી જાણે અત્યંત ઓછા થયેલ એવા હરિચંદનના પરિમલને ધારણ કરવાથી જાણે મંદ ગતિવાળો થયો હોયની શું એવા, દક્ષિણ દિશાના પવન વડે વિયોગી પુરૂષના હૃદયમાં રહેલા કામગ્નિને પ્રકાશ કરતો, આંબાનાં કુમળીયાના રસના પાન કરવાથી મધુર કંઠવાળા, મનોરમ કોયલના મધુર શબ્દોથી દિગ્મંડલને વાચાલ કરતો, માનવાળી સ્ત્રીના મનને ઉત્કંઠા પમાડતો, આંબા, બપોરીઆ, રક્તાશોક, કેસુડાં, અને ચંદનના ઝાડમાં કળિઓ ઉત્પન્ન કરતો, મદન મહોત્સવ માટે રસિકનાં મનને પ્રફુલ્લિત કરતો, વસંત સમય આવ્યો. આ અત્યંત મનોહર સમયમાં **અવંતિસુંદરી** નામની **માનસાર**ની પુત્રી પ્રિય સખી **બાલચંદ્રિકા** સાથે નગરની પડોસમાં આવેલા મનોરમ ઉદ્યાનમાં વિહાર કરવાની ઇચ્છાથી શેહેરની સ્ત્રી સમાજ સહિત કોઇ એક સ્ત્રી આંબાના રોપાની શીતળ છાયા તળે રેતી ઉપર ગંધ, પુષ્પ, હલદર, અક્ષત, રેશમી વસ્ત્ર આદિ નાના પ્રકારનાં સુગંધિ દ્રવ્ય સમુદાય વડે **કામદેવ**નું અર્ચન કરીને રમવા લાગી; ત્યાં મૂર્તિમતી રતિ જેવી **અવંતિસુંદરી**ને જોવા માટે વસંતની સહાયથી જેમ કામ આવે તેમ **પુષ્પોદ્ભવ**ની સાથે **રાજવાહન** ઉપવનમાં આવ્યો. મલયાચલના પવનથી ચલાયમાન શાખામાં ચોમેરથી ફુટેલા કુમળીઆંથી, પુષ્પથી અને ફળથી પ્રકાશિત આંબાના ઝાડમાં કોયલ, પોપટ, મધમાખી અને ભ્રમરાના ગુંજારવને સાંભળતો સાંભળતો જરા ઉઘડેલા રક્ત કમળ, સૂર્ય વિકાસી કમળ અને ચંદ્ર વિકાસી કમળની પંક્તિમાં ક્રીડા કરવામાં ચંચળ, મનોહર, હંસ, સારસ, કારંડવ અને ચક્રવાકના મનોરમ મંડલના મનોહારક શબ્દ વડે વ્યાકુલ, નિર્મળ, શીતળ અને મનોરમ તળાવને જોતો જોતો ઘણી ગમત કરતો સ્ત્રી પાસે ગયો. તે વખતે **બાલચંદ્રિકા** હાથની સંજ્ઞા વડે **રાજવાહન**ને કહેવા લાગી કે શું કરવા ડરો છો, અહિં આવો, એમ કહી બોલાવ્યો એટલે તે કૃશોદરી **અવંતિસુંદરી**ની પાસે ગયો. વસંતની સહાયતાથી કામદેવે ઘણી ઉત્કંઠાથી રતિને રમવાની પુતલી બનાવવા માટે એક સ્ત્રી બનાવીને જાણે

પોતાના ક્રીડા સરોવરના શરદ્ ઋતુના કમળની સુંદરતામાંથી બે ચરણ બનાવ્યા હોયની શું ? પોતાના ઉદ્યાનની વાપીના જે મત્તહંસ હતા તેની ચાલમાંથી ગમત અને આળસવાલી મનોહર ગતિ બનાવી હોયની શું ? પોતાના ભાથાના સ્વરૂપમાંથી મનોહર બે જંઘા બનાવી હોયની શું ? ક્રીડા ભવનના બારણામાં ઉગેલી કદલીની શોભામાંથી મનોહર બે ઉરૂ બનાવ્યા હોયની શું ? વિજય રથની નિપુણતામાંથી ધાટા જઘન બનાવ્યા હોયની શું ? જરા પ્રફુલ્લિત મનોહર રક્ત કમળની કળીના કોટર વડે ગંગાની ઘુમરી જેવી મનોહર નાભી બનાવી હોયની શું ? હવેલી ઉપર ચડવાની પરિપાટીમાંથી ત્રિવલી બનાવી હોયની શું ? પ્રત્યંચા રૂપી ભ્રમરની પંક્તિની કાળાસ વડે રોમરાજી કરી હોયની શું ? પૂર્ણ સુવર્ણના કળસની શોભામાંથી બે કુચ કર્યા હોયની શુ ? લતામંડપની કોમળતા વડે બે બાહુ કર્યા હોયની શું ? વિજય શંખની શોભા વડે કંઠ કર્યો હોયની શું ? મનોહર કર્ણનાં ભૂષણરૂપ આમ્રપલ્લવની રતાસ વડે બીંબ (ઘોલાં) ફળ જેવા ઓષ્ઠ કર્યા હોયની શું ? બાણનું આચરણ કરનાર પુષ્પની સુંદરતા વડે પવિત્ર હાસ્ય કર્યું હોયની શું ? કામની મુખ્ય દૂતી કોયલના કલાવાળા આલાપની મીઠાશ વડે તેનું વચન કર્યું હોયની શું ? સમગ્ર સેનામાં મુખ્ય નાયક મલયપવનની સુગંધીમાંથી તેના મુખનો પવન કર્યો હોયની શું ? વિજયપતાકારૂપ મીનના અહંકાર વડે બે નેત્ર બનાવ્યાં હોયની શું ? ધનુષના કામઠાની શોભા વડે બે ભ્રૂકુટિ બનાવી હોયની શું ? મુખ્ય મિત્ર ચંદ્રમાની કલંક રહિત કાંતિથી મુખ બનાવ્યું હોયની શું ? ક્રીડા મયૂરના પીછાની શોભાથી અંબોડો કર્યો હોયની શું ? સમગ્ર રસ અને કસ્તૂરીવાળા ચંદનના રસથી ધોઇ કર્પૂરના રંગથી મર્દન કરીને ઉત્પન્ન કરી હોયની શું ? એવી શોભતી હતી. મૂર્તિમતી લક્ષ્મી જેવી માલવ રાજની કન્યા **અવંતિસુંદરી** પોતાના મનમાં ઉઠતા અને સંકલ્પ કરેલા વરનો જન્મ લેનાર મૂર્તિમાન્ કામદેવ સરખા **રાજવાહનને** જોઇ મંદ પવનથી હાલતી લતાની માફક કામાતુર થયેલી તે ધ્રુજવા માંડી. પછી ક્રીડા કરવાને લીધે ચડેલો શ્વાસ જ્યારે શાંત પડી ગયો ત્યારે કેટલાએક જુદા જુદા ભાવ કરવા લાગી. વિધાતાએ સ્ત્રીજનને સૃજતાં ખરેખર આ સ્ત્રીને ધુણાક્ષર ન્યાયથી સૃજી છે, કારણ એવા નિર્માણમાં નિપુણ બ્રહ્મા હોય તો તેના જેવી બીજી સ્ત્રી કાં

નિર્માણ કરે નહિ ! આમ આશ્ચર્યથી અને પ્રીતિથી જોવા લાગ્યો. તેની સમક્ષ ઉભતાં લજવાતી, પોતાનું શરીર જરા સખીની આડું કરી, તેના નેત્રની સન્મુખ જરા મીચાએલી ભ્રૂકુટી વાંકી કરી, કટાક્ષ મારીને પોતાના શરીરરૂપી મૃગના પાશરૂપ રૂપથી ભરપૂર **રાજવાહનને** જોવા લાગી. તે વખતે તે સ્ત્રીએ પણ કરેલા ભાવરસની સામગ્રીથી વૃદ્ધિ પામેલા બલવાન કામદેવને આધીન થઇ ગયો. તે, સ્ત્રીના મનમાં આવા વિચાર આવવા લાગ્યા કે, અનુપમ સ્વરૂપવાળો આ મનુષ્ય કઇ પુરીમાં ભાગ્યવતી સ્ત્રીઓના નેત્રને આનંદ આપતો હશે? આ પુત્રરત્ને જનાંનાંમાં રહેનારી, પુત્રવતી, સૌભાગ્યવતી સ્ત્રીમાંથી કઇ સ્ત્રીને શોભા આપી હશે? આ પતિથી કઇ રાણી માનવાળી હશે? આજે અહિં આવવાનું શું કારણ હશે? પોતાની ખુબસુરતીથી કામને હસી કાઢનારા આને જ્યારે જોઉં છું ત્યારે ઇર્ષ્યાથી મથતો મન્મથ પોતાનું નામ સાર્થક કરે છે. હવે હું શું કરૂં? આને કેમ જાણું? પછી **બાલચંદ્રિકા** બન્નેના અંતઃકરણની વૃત્તિ અને ભાવ વિવેચન ઉપરથી જાણી, સ્ત્રીસમાજની સમીપમાં રાજપુત્રની વાર્તા ખુલ્લી રીતે કરવી ઉચિત નથી એમ ધારી, લોકના સાધારણ વાક્યોથી બોલવા લાગી. અરે રાજકુમાર, આ વિપ્ર પુત્ર સમગ્ર કલામાં પ્રવીણ છે, દેવતાને પાસે બોલાવવામાં અને લડાઇ કરવામાં નિપુણ છે. મણિ, મંત્ર અને ઔષધને જાણનાર છે, માટે તે સેવા કરવા લાયક છે. આપ તેની પૂજા કરો. **બાલચંદ્રિકા** પોતાના મનોરથ પ્રમાણે બોલવા માંડી, તે સાંભળીને તે રાજકુમારી અતિ સંતોષ પામી. મંદ પવનથી જેમ જલતરંગપંક્તિ આકુલ થાય તેમ કામદેવથી આકુલ થયેલી રાજાની કન્યાએ કામદેવ જેવા સુંદર રાજકુમારને ઉંચા આસન ઉપર બેસારી સખીજનના મંગળ કરવડે ચંદન, પુષ્પ, અક્ષત, કર્પૂર અને તાંબૂલ વિગેરે નાના પ્રકારની વસ્તુથી તેની પૂજા કરાવી. **રાજવાહનના** મનમાં આમ વિચાર આવ્યો કે ખરેખર પૂર્વે જન્મમાં આ મારી **યજ્ઞવતી** નામની સ્ત્રી હશે; નહિંતર આની ઉપર મારો આવી રીતનો અનુરાગ થાય નહિ. શાપની છેવટના સમયમાં અમને બન્નેને તપોનિધિએ આપેલું જાતિસ્મરણ સમાન છે; સમય ઉપર યાદ આવેલાં વિશેષ સૂચવનારાં વાક્યો વડે આને જ્ઞાન ઉત્પન્ન કરીશ; એટલામાં એક મનોરમ રાજહંસ તેની પાસે રમત કરવાને આવ્યો. ઉત્કંઠિત રાજકન્યા **અવંતિ-**

સુંદરીએ **બાલચંદ્રિકાને** હંસને પકડવા માટે મોકલી. તેને ગમન કરતી જોઈ આ વખત વાતચિત કરવાનો ઉચિતછે, એમ જાણી, ભાષણ કરવામાં ચતુર **રાજવાહન** ગમત તરીકે બોલ્યો.

**રાજવાહન** કહે છે—હે સખિ, પેહેલાં **સાંબ** નામનો કોઇ એક રાજા પોતાની પ્યારી સાથે વિહાર કરવાની ઇચ્છાથી તળાવ ઉપર ગયો, ત્યાં કમળની ઝાડી પાસે રાજહંસ સુઇ ગયો હતો, તેને હળવે પકડી તેના બે ચરણ કમળના તંતુથી બાંધી પોતાની સ્ત્રીના મુખ તરફ અનુરાગથી જોઇ મંદ હાસ્યવડે પ્રકાશિત કપોલ મંડલવાળી પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો કે હે સ્ત્રી, મે હંસને બાંધ્યો છે, તે મુનિની માફક શાંત થઇ ગયો છે. તે ભલે પોતાની ઇચ્છા પ્રમાણે જાય. પછી તે રાજહંસે **શાંબને** શ્રાપ આપ્યો કે અરે રાજા, આ કમળના સમૂહમાં અનુષ્ઠાન પરાયણ થઇ, હું અત્યંત આનંદ અને ભક્તિમાં લીન હતો તેને કારણ વગર રાજ્યના ગર્વથી તેં તિરસ્કાર કર્યો, તે અપરાધને માટે તુંને સ્ત્રીના વિયોગના સંતાપનો અનુભવ થાશે. તે સાંભળીને **શાંબનું** મુખ ઉતરી ગયું અને સ્ત્રીનો વિરહ હું કેમ સહન કરીશ, એમ કહી ભૂમિ ઉપર દંડવત્ પ્રણામ કરી, વિનય સહિત બોલ્યો કે હે મહાશય, અજ્ઞાનતાથી જે થયું તેની ક્ષમા કરો. તે તાપસનું મન જરા દયાથી ખેંચાણું તેથી તે બોલ્યો હે રાજન્, આ જન્મમાં તમને શાપનું ફળ નહિ મળે, પણ મારૂં વચન અસત્ય નથી, માટે બીજા જન્મમાં બીજા શરીરમાં રહેલી સ્ત્રી સાથે પ્રેમનો પતિ થઇ, મારા ચરણ બે ઘડી બાંધ્યા છે, તેથી બે માસ તું બંધીખાનાની પીડા ભોગવીશ; તેથી થયેલા સ્ત્રીના વિયોગના વિષાદનો અનુભવ કર્યા પછી ઘણા કાળ સુધી સ્ત્રી સાથે રાજ્ય સુખ ભોગવીશ અને તમને બન્નેને જાતિ સ્મરણ થશે. આવી રીતે અનુગ્રહ કર્યો હતો માટે તારે હંસને બાંધવો નહિ. તે રાજપુત્રી તે રાજાનું ચરિત્ર સાંભળી પોતાનું પુરાતન ચરિત્ર યાદ આવવાથી ખરેખર આ મારો પ્રાણનાથ છે એમ જાણી. તેનું મન પ્રીતિથી પ્રફુલ્લિત થયું અને મંદ હાસ્ય કરી બોલી— પૂર્વે **યજ્ઞવતીની** આજ્ઞા પાળવા માટે **શાંબે** હંસને આવીં રીતે બાંધ્યો હતો. જગત્માં પંડિતો પણ ડહાપણથી ન કરવાનું કરે છે, આમ પરસ્પર પુરાતનનાં જન્મ અને નામ એક બીજાને ઓળખાણ માટે કહી બન્નેનું મન કામનાથી પૂર્ણ થયું.

તે સમયમાં પુત્રીની ગમત જોવા માટે પરિવાર સાથે તે પ્રદેશમાં માલવરાજની સ્ત્રી આવી, **બાલચંદ્રિકાએ** તેને છેટેથી આવતી જોઈ છાની વાત જાહેર થવાના ભયથી ઉતાવળી થઇ હાથની સંજ્ઞાથી **પુષ્પોદ્ભવ** સહિત **રાજવાહનને** ઝાડની આડો કરી દીધો. **માનસારની** રાણી સખી સહિત પુત્રીની નાના પ્રકારની ક્રીડાને જોતી ક્ષણ એક ઉભી રહી અને પછી પુત્રી સાથે ઘેર જવાને તૈયાર થઇ. પછી માતાની પાછળ જનારી **અવંતિસુંદરી** કહેવા લાગી–હે રાજહંસકુલતિલક*, તું મારી પાસે વિહારની આશાથી આવ્યો, પરંતુ તુંને એકદમ છોડીને માતા પાછળ જાઉં છું, તે ઉચિત નથી. આઓ તમારા મનની પ્રીતિમાં જુદી રીતે અસર થવી જોઈએ નહિ, આમ હંસને કહેતી હોય તેમ **રાજવાહનને** કહેતી, ઉચિત ભાષણ કરતી, વારંવાર દીન નેત્રને પાછાં ફેરવી, તેનું મુખ કમળ નિહાળતી પોતાને ઘેર ગઇ; ત્યાં પતિના કથા પ્રસંગમાં **બાલચંદ્રિકાએ રાજવાહનનું** કુલ અને નામ કહ્યાં. તે સાંભળીને તેનું મન કામથી વ્યાકુળ થવા માડયું અને વિરહ વેદનાથી દિવસે દિવસે કૃષ્ણ પક્ષના ચંદ્રની કલા માફક દુબળી થતી, આહારાદિ સમગ્ર વ્યાપાર છોડી એકાંત ગૃહમાં પલ્લવ અને પુષ્પની શય્યા કરી, તેને ચંદન રસથી ધોઈ, અંદર સુતી; ત્યાં દુઃખી અવસ્થાને ભોગવતી, કામાગ્નિથી સંતપ્ત કોમળ કુમારીને જોઇ સખીઓએ ખીન્ન થઇને તેને નવરાવવા માટે સુવર્ણના કળસમાં ભરેલા હરિચંદનવાળું, કર્પૂર મિશ્રિત તૈયાર કરેલું જલ, કમલના તંતુનાં વસ્ત્ર, કમળના પાંદડાના પંખા વિગેરે ટાઢક કરનારા શિશિર ઉપચારોથી તેની સેવા કરવા માંડી. તે શિશિર ઉપચાર પણ તપ્ત થએલા તેલમાં જેમ પાણી પડે ને અગ્નિ ઉત્પન્ન થાય તેમ તેના અંગમાં ચોમેરથી અગ્નિ પ્રગટ કરવા માંડયો. ગભરાટથી મૂઢ અને ખીન્ન થએલી **બાલચંદ્રિકાને** જરા ઉઘાડેલા, અશ્રુકણથી ભરેલા કટાક્ષથી જોઈ. વિરહાગ્નિને લીધે **અવંતિસુંદરીના** બન્ને ઓષ્ઠ કરમાઇ ગયા. પછી તે હળવે ગળગળે કંઠે બોલી–હે પ્રિયસખિ, કામને પુષ્પનાં આયુધ ને પાંચ બાણ છે, તે વાર્તા ખરેખર સાચી લાગતી નથી, કારણ કે મને લોહનાં જેવાં અસંખ્ય બાણનો માર પડે છે. હે • સખિ,

* આનો અર્થ એ છે કે હે રાજા રૂપી હંસના કુલમાં તિલક રૂપ રાજપુત્ર; પરંતુ બીજાના સમજવામાં એમ આવે કે તે તો રાજહંસ અર્થાત્ ઉત્તમ હંસ.

ચંદ્રમા વડવાનલથી પણ અત્યંત તાપદાયી છે, એમ હું માનું છું. કારણ કે ચંદ્ર જ્યારે સમુદ્રની અંદર પ્રવેશ કરે છે ત્યારે સમુદ્ર શુષ્ક થઈ ઓછો થાય છે અને જ્યારે તેમાંથી બહાર નિકળે છે ત્યારે તે વૃદ્ધિ પામે છે. દોષાકર* ની દુષ્ટતાનું શું વર્ણન કરૂં. કારણ કે તે પોતાની સહોદર બેન લક્ષ્મીને રહેવાના કમળભવનનો પણ નાશ કરે છે. મલયાચલનો પવન વિરહથી તપ્ત થએલા હૃદયના સ્પર્શથી નિશ્ચય ઉષ્ણ થઇને થોડો થાય છે. નવાં પલ્લવથી કરેલી આ શય્યા કામદેવ રૂપી અગ્નિની શિખાનો સમૂહ હોય તેમ શરીરમાં સંતાપ કરે છે. હરિચંદન પણ પ્રથમ પોતાના કાષ્ટ સાથે લાગેલા સર્પના દાંતમાં વળગેલા ઝેરથી યુક્ત હોય તેમ શરીરને સંતાપ આપે છે. માટે શીતળ ઉપચાર કરવાની ઘણી મહેનત રહેવા દો. કામ જેવા સુંદર રાજવાહન રાજકુમાર કામજ્વર મટાડવામાં ઔષધરૂપ છે, પરંતુ તે મને મળી શકે તેમ નથી. હવે હું શું કરૂં ? હે બાલચંદ્રિકા, કામજ્વરની પરાકાષ્ટાને પહોંચેલી હું રાજવાહનના રૂપને આધિન છું. એ પ્રમાણે રાજકુમારીનાં વચનને સાંભળી બાલચંદ્રિકા, પોતાના મનમાં વિચાર કરવા લાગી કે મારે અનાથ મનની કોમળાંગી અવંતિસુંદરી માટે કુમારને ઝટ આણવો જોઇએ; નહિંતર કામદેવ આને મારી નાંખશે. ઉદ્યાનમાં એક બીજાને જોતી વખતે કામદેવે બન્ને ઉપર એક વખતે બાણ માર્યું છે; માટે કુમારને સારી રીતે લાવી શકીશ. પછી સમયોચિત કામ કરવામાં ચતુર સખી ગણને અવંતિસુંદરીના રક્ષણ માટે ત્યાં મૂકી રાજકુમારને ઘેર ગઇ. કામદેવના બાણથી ઘાએલ મનવાળો, કામથી તપ્ત થએલા અંગના સ્પર્શથી કરમાઇ ગએલી પલ્લવની શય્યામાં સુતેલો રાજવાહન પુષ્પોદ્ભવ સાથે સ્ત્રી સંબંધી વાર્તા કરતો હતો, એવામાં આવેલી પ્રીય સખીને જોઇ શોધવા લાયક ઔષધિની લતા જેમ ચરણમાં આવે તેમ નિકટમાં આવેલી બાલચંદ્રિકાને જોઇ તેનું મન પ્રસન્ન થયું. પછી મસ્તક ઉપર આભૂષણની શોભાને પામનારી, કમળકળીની માફક બે હાથ મૂકી, બતાવેલા આસન ઉપર બેઠેલી અવંતિસુંદરીએ આપેલું કર્પૂરવાળું પાનનું બીડું વિનયથી સ્વીકારી રાજવાહને સ્ત્રીના સમાચાર પૂછ્યા ત્યારે

---

* ચંદ્ર; પક્ષમાં દોષની ખાણરૂપ અર્થાત્ દોષથી ભરેલો.

**બાલચંદ્રિકા** વિનયથી બોલી કે હે મહારાજ, વિહાર વનમાં આપને જે દિવસથી જોયા છે તે દિવસથી કામથી પીડાતી, પુષ્પની શય્યામાં પણ તાપશાંતિને પામતી નથી. ઉંચા ઝાડના ફળને જેમ ઠીંગણો માણસ ન મેળવી શકે તેમ તમારા ઉરઃસ્થલનું આલિંગન સુખ પણ તેને મળી શકશે નહિ. કામાંધ બની તેણે પોતે પત્રિકા લખી મને આપીને કહ્યું છે કે, આ મારા પ્રાણપતિને આપજે. પછી રાજકુમાર તે પત્રિકા લઇ વાંચે છે.

આર્યા.

सुभग कुसुमसुकुमारं जगदनवद्यं विलोक्य ते रूपं।
मम मानसमभिलषाति त्वं चित्तं कुरु तथा मृदुलं॥

હે સુભગ, પુષ્પ જેવું કોમળ જગતમાં નિર્દોષ તારૂં સ્વરૂપ જોઈ, મારૂં મન તલપે છે, મારૂં મન જેમ કોમળ છે તેમ તું તારૂં મન કોમળ કર. આવી રીતે વાંચીને રાજકુમાર આદરથી બોલ્યો. હે સખિ, મારી પાછળ છાયાની માફક ફરનારા **પુષ્પોદ્‌ભવ**ની સ્ત્રી તું છે અને તે **અવંતિસુંદરી**ના બહાર ફરનારા પ્રાણ પણ તુંજ છે. તારી ચતુરાઇ આ કાર્ય લતામાં કયારા રૂપ છે, માટે હું સઘળું કરી શકીશ. લચી ગએલા અંગવાળી સ્ત્રીએ મારૂં મન કઠોર કર્યું, પણ જ્યારે વિહાર વનમાં તે સ્ત્રી મારી નજરે પડી તેજ દિવસે મારા મનને હરી લઈ પોતાને ઘેર ગઇ છે. તે ચિત્તની કોમળતા અને કઠોરતા પોતાની મેળેજ જાણે છે. કન્યાના અંતઃપુરમાં પ્રવેશ કરવો મુસ્કેલ છે, માટે તેને અનુકૂલ ઉપાય શોધી કાલ અથવા પરમ દિવસે તે સ્ત્રીને મળીશ. મારૂં વૃત્તાંત કહી સરસડાના પુષ્પ જેવી કોમળ અંગવાળી સ્ત્રીના શરીરને પીડા ન થાય તેનો ઉપાય કર. **બાલચંદ્રિકા** પણ તેનું પ્રેમ ગર્ભિત વચન સાંભળી, સંતોષ પામી, અંતઃપુર તરફ ચાલી. **રાજવાહન** પણ જ્યાં સ્ત્રીનાં દર્શનનું સુખ મળ્યું હતું તે ઉદ્યાનમાં વિરહ વિનોદ કરવા માટે **પુષ્પોદ્‌ભવ**ની સાથે ગયો. ત્યાં, સ્ત્રીઓએ ચુંટેલા વલ્કલ અને પુષ્પવાળાં ઝાડને ચંદ્રમુખી સ્ત્રીને કામની આરાધના કરવાનું સ્થાન, સ્ત્રીના ચરણ સમૂહથી ચિન્હિત અને સ્ત્રીએ ભોગવ્યાં પછી ત્યાગ કરેલા માધવી લતાના મંડપમાં પલ્લવની શય્યાને જોઇ, લલનામાં તિલક રૂપ **અવંતિસુંદરી**ને જોતી વખતે ઉત્પન્ન થએલા વિકારને સં-

ભારતો, મંદ પવનથી હલતા નવા કામની શિક્ષા રૂપ આમ્રના પ્રલ્લવોને ચકિત થઇ જોતો જોતો, કામને સૂચવનારા કોયલ, પોપટ અને ભ્રમરાના મધુર શબ્દો સાંભળતો સાંભળતો એક જગોએ સ્થિર ઉભી ન શકવાથી ફરવા માંડયો.

તે વખતે એક સૂક્ષ્મ અને વિચિત્ર વસ્ત્ર ધારી કાંતિવાળા, મણિના કુંડલ વડે અલંકૃત, મુંડેલા માથાવાળા મનુષ્ય સહિત ચતુર વેશથી મનોહર એક પુરૂષ દૈવ ઇચ્છાથી આવ્યો અને ચોમેર જેનું પ્રતાપ મંડળ ફરતું હતું એવા **રાજવાહન**ને જોઇ આશીર્વાદ આપ્યો. રાજકુંવરે તેને પૂછ્યું કે આપ કોણ છો અને કઇ વિદ્યામાં નિપુણ છો.

પુરૂષ કહે છે–મારૂં નામ **વિદ્યેશ્વર** છે અને હું ઇંદ્રજાલની વિદ્યા જાણું છું. જુદા જુદા દેશમાં રાજાના મનને રંજન કરવા માટે ફરતો આજે ઉજ્જેણમાં આવ્યો છું. ફરીને **રાજવાહન** તરફ નિહાળીને "આ વિહાર વનમાં પીળાસ છે તેનું શું કારણ?" એમ અભિપ્રાયથી હસીને પૂછ્યું. **પુષ્પોદ્ભવે** આને પોતાનું કાર્ય કરનાર ટેવીને આદરથી કહ્યું–ખરેખર સત્પુરૂષોની મિત્રાઇ ભાષણથી થાય છે,માટે મનોહર ભાષણ કરનારા આપ અમારા પ્રિય મિત્ર થયા છો. મિત્રને શું ન કહેવાનું હોય? અર્થાત્ સઘળું કહેવું જોઇએ. આ ક્રીડા વનમાં વસંત મહોત્સવને માટે આવેલી માલવ રાજની પુત્રીનું આ રાજકુમારને અકસ્માત્ દર્શન થવાથી પરસ્પર ઘણી પ્રીતિ થઇ છે. નિરંતર તે સ્ત્રીનો સંભોગ ન મળવાથી આ રાજકુમારની આવી અવસ્થા છે. **વિદ્યેશ્વર** લજ્જા વડે મનોહર **રાજવાહન**ને જોઇ મંદ હાસ્ય કરીને બોલ્યો–હે મહારાજ, આપનો અનુચર હું બેઠો છું ત્યાં તમારે શું અસાધ્ય વસ્તુ છે? હું ઇંદ્રજાળની વિદ્યાથી માલવ રાજાને મોહિત કરી શેહેરના મનુષ્યની સમક્ષમાં તેની કન્યાની સાથે તમારો વિવાહ કરાવી તમને કન્યાના અંતઃપુરમાં મોકલીશ આ વૃત્તાંત સખીદ્વારા રાજકન્યાને જણાવવું જોઇએ. આ વાર્તા સાંભળી **રાજવાહન** મનમાં સંતોષ પામ્યો અને કૃત્રિમકાર્યમાં ચતુરાઇ બતાવનાર વિરહ, કૃત્રિમ પ્રેમ અને સહજ પ્રેમને જાણનારા **વિદ્યેશ્વર**ને ઘણું માન આપી રજા આપી.

પછી **રાજવાહન વિદ્યેશ્વર**ની કાર્ય નિપુણતા જોઇ પોતાનો મનોરથ ફળ્યો હોય તેમ માનવા લાગ્યો અને **પુષ્પોદ્ભવ**ની સાથે પોતાને ઘેર જઇ આદર સહિત **બાલચંદ્રિકા** દ્વારા પોતાની સ્ત્રીને બ્રાહ્મણ મેળાપ

કરાવશે તે જણાવી મનમાં આશ્ચર્ય પામી, આ રાત્રી કેમ કાઢી નાંખું એમ વિચારતો સૂતો. બીજે દિવસે પ્રભાતમાં રસ ભાવની રીતિમાં ચતુર **વિદ્યેશ્વરે** રસ અને ભાવને જાણનારા મોટા પરિવારની સાથે રાજાના બારણાની પાસે જઈને પોતાનું વૃત્તાંત ડોઢીદારને કહી બતાવ્યું એટલે ડોઢીદારે એકદમ જઇ, પ્રણામ કરી રાજાને જણાવ્યું કે ઈન્દ્રજાલની વિદ્યા જાણનાર એક બ્રાહ્મણ આવેલો છે. ડોઢીદારના જણાવવાથી તે ઇંદ્ર જાલિકને જોવામાં ઉત્કંઠિત માલવ રાજાએ પોતાના અંતઃપુર સહિત મહેલના બારણા પાસે જઇ **વિદ્યેશ્વરને** બોલાવ્યો એટલે તેણે ડોઢીમાં આવી વિનય પૂર્વક આશીર્વાદ આપ્યો. પછી રાજાએ ખેલ કરાવવા માટે હુકમ કર્યો. તેનાં માણસો વાદ્ય વગાડવા માંડયાં, નાયિકાઓ મદથી, મનોહર કોકિલ જેવા મધુર સ્વરથી ગાવા માંડી, તેથી સમાજમાં બેઠેલા મનુષ્યનાં મન વધારે ખુશી થવા માંડયાં. પછી તે પોતાની પીછીને ફેરવવા માંડયો અને મનુષ્યોનું મંડલ કરી તેને ફેરવતો નેત્રો મીંચીને ઉભો. પછી ભયંકર ઝેરને ઓકતા, ફણાથી શોભાયમાન, રત્ન સમૂહથી પ્રકાશિત કરેલી છે રાજ મહેલની સરહદ જેણે એવા સર્પો ભય ઉત્પન્ન કરતા બહાર નિકળ્યા. ઘણાં ગીધ પક્ષિઓ મુખમાં સર્પ લઇ આકાશમાં ફરવા માંડયાં. પછી તે બ્રાહ્મણે નૃસિંહે કરેલા હિરણ્યકશિપુ દૈત્યનો નાશ બતાવ્યો. રાજા તે જોઇ મોટું આશ્ચર્ય પામ્યો એટલે બ્રાહ્મણે કહ્યું કે હે મહારાજ, આ દૈત્યના નાશ વખતે આપે મંગલ સૂચવનારી વસ્તુ જોવી જોઇએ. માટે કલ્યાણની પ્રાપ્તિ સારૂ તમારી પુત્રી જેવી યુવાન કન્યા સાથે સમગ્ર લક્ષણ યુક્ત રાજકુમારનો વિવાહ કરવો ઉચિત છે.

રાજાએ તે જોવાની આતુરતાથી રજા આપી કે તે બ્રાહ્મણનું મુખ પોતાની સંકલ્પ કરેલી વસ્તુની સિદ્ધિના સંભવથી ઘણું પ્રફુલ્લિત થયું. પછી સર્વને મોહજનક મંજન પોતાની આંખમાં નાંખી, ચોમેર જોવા લાગ્યો. સઘળા આ ઈંદ્રજાલનુંજ કામ છે એમ આશ્ચર્યથી જોતા રહ્યા અને પ્રીતિથી પ્રફુલ્લિત મને **રાજવાહનને** પ્રથમના સંકેત પ્રમાણે આવેલી, ઘણા આભૂષણથી શણગારેલી **અવંતિસુંદરી** સાથે વિવાહના મંત્ર અને તંત્રની નિપુણતાથી અગ્નિને સાક્ષી કરી પરણાવી દીધો. કાર્ય થઈ રહ્યા પછી "ઇંદ્ર જાલિક મનુષ્યો તમે સર્વે જાઓ" આમ બ્રાહ્મણે કહ્યું કે સઘળાં માયાનાં મનુષ્યો ચોતરફ અંત-

ધીન થઇ ગયાં. **રાજવાહન** પણ પૂર્વે નિશ્ચય કરી રાખેલા છાના ઉપાયની નિપુણતાથી ઇંદ્ર જાલિક પુરૂષની માફક કન્યાના અંતઃપુરમાં ગયો. માલવેંદ્ર પણ આ સઘળું અદ્ભુત માની તે બ્રાહ્મણને ઘણું ધન આપી, હવે જાઓ એમ કહી, પોતે મેહેલની અંદર ગયો. પછી **અવંતિસુંદરી** પોતાની પ્રીય સખીના પરિવાર સહિત પતિ સાથે મનોહર મેહેલમાં ગઇ, આવી રીતે દૈવબલ તથા મનુષ્ય બળથી પોતાના મનોરથને સફળ કરી. સરસ અને મધુર ચેષ્ટાથી હળવે હળવે હરિણનયનાની લજ્જાને મટાડતો, સુરતમાં પ્રીતિ કરાવતો એકાંતમાં વિશ્વાસ બેસાડતો અને તેના ભાષણમાં ઈચ્છાવાળો રાજવાહન આશ્ચર્ય કરનાર, મનોહારક, ચૌદ ભુવનનું વૃત્તાંત **અવંતિસુંદરીને** સંભળાવવા માંડયો.

## पूर्वपीठिका समाप्ता.

કવિ દંડિકૃત

# દશકુમારચરિત.

## उत्तरपीठिका.

### ઉચ્છ્વાસ ૧ લો.

રાજકુમાર રાજવાહન પાસેથી ચૌદ ભુવનનું વૃત્તાંત સાંભળી, અ-વંતિસુંદરી જે પ્રમદા વર્ગમાં ઘણી ઉત્તમ હતી, તેનાં નેત્રો આશ્ચર્યથી પ્રફુલ્લિત થઇ જવાથી હસીને બોલી—હે પ્રાણનાથ, તમારા પ્રસાદથી મારા કર્ણ પ્રદેશ આજ સફળ થયા. આજ આપે મારા અંતઃકરણમાં અજ્ઞાન રૂપ અંધારાને દૂર કરનારો જ્ઞાનદીપ પ્રગટાવ્યો. હવે તમારા ચરણની સેવાનું ફળ પાક્યું. તમારા આ અનુગ્રહનો શો ઉપકાર કરી પ્રત્યુપકારિણી થાઉં. વળી મારૂં પણ મારા શરીરને વિષે જરા સ્વામિત્વ છે ખરૂં, કારણ મારી ઇચ્છા વગર સરસ્વતીના મુખનું ચુંબન કરવાથી ઉચ્ચિષ્ઠ થએલો આપનો ઓષ્ઠ મારૂં ચુંબન કરવાને શક્તિમાન્ નથી. લક્ષ્મીના સ્તનતટવડે ભોગવાએલું આપનું વક્ષસ્થળ મારૂં આલિંગન કરવા શક્તિમાન્ નથી. આટલું કહ્યા પછી આકાશમાં જેના ગુરૂ પયોધરમંડલ પથરાએલા છે એવી, વર્ષા ઋતુની માફક પ્રીયતમની છાતી ઉપર ગુરૂ પયોધર*, મંડળ પાથરી, પાકેલી છત્રાકની† કળી જેવી, રાતા રંગની લાલ આંખ વડે પ્રીયતમને જોતી મયુરના પિછાનો તિરસ્કાર કરનારા પુષ્પ રૂપ ચંદ્રકથી‡

---

* સ્તન. † બીંદડાની બળી જેવી.
‡ મોરનાં પિછાના છેડામાં વિચિત્ર રંગનાં ગોળાકાર તલડાં.

વિચિત્ર દેખાતા, ભમરાના ટોળા વડે આકુળ વ્યાકુલ જેનો અંબોડો છે એવી તે સ્ત્રી પ્રકાશિત અરૂણના કિરણ રૂપી કેસરા સરખા કદંબની કળીના કેસરાં જેવાં ઉચાં નિચાં કેસરાંવાળા પ્રાણનાથના અધરમણિનું અધિરતાથી ચુંબન કરવા માંડી, ચુંબનના આરંભથી કામની પ્રીતિ અત્યંત વધવા લાગી, તેથી અતિશય વિચિત્ર ઉપચાર વડે મનોહર રતિ પ્રબંધ ફરીને શરૂ થયો. પછી સુરત થઇ રહ્યા પછી સુરત ખેદમાં બન્ને જણાં સુતાં હતાં એવામાં સ્વપ્નું આવ્યું, તેમાં એક વૃદ્ધ હંસ જોવામાં આવ્યો. તેના ચરણ કમળના તંતુથી બાંધેલા હતા; આને જોતાં વેંતજ બન્ને જણાં જાગી ઉઠયાં અને જુવે છે તો રાજકુમારના બે ચરણ ચંદ્રમાએ જાણે કમળની ભ્રાંતિથી પોતાની કિરણ માળા વડે બાંધી લીધા હોય તેમ રૂપાની સાંકળથી સીકલાએલા દીઠા. આ જોઇ રાજકન્યાને મનમાં થયું કે આ શું ? એવી રીતે ત્રાસ થવાથી વિહ્વલ બની ચીસ પાડીને રડવા લાગી. તેની ચીસથી અગ્નિથી વિંટાએલા જેવું, પિશાચથી મરાએલું હોય તેમ કંપતું, ભવિષ્યમાં શું કરવું ? તે વિષે મૂઢ બની ગએલું, આ બાબત છાની છે તેને ખુલ્લી ન પાડવી જોઈએ તે વિષે દરકાર ન કરતું, ભૂમિ ઉપર શરીરને નાંખીને પડેલું, રડવાથી ફાટી ગએલા કંઠવાળું અને અશ્રુ પ્રવાહથી ભિંજાએલા કપોલવાળું સઘળું અંતઃપુર આકુલવ્યાકુળ થઇ ગયું. આવા ભયંકર નાશકારક સમયમાં અંદર આવનારા અંતઃપુરના અધિકારીઓ 'શું છે ?' 'શું છે ?' એમ કહેતા એકદમ અંદર આવતાં રાજકુમારને બેડીમાં બંધાએલો જોયો; પરંતુ તે રાજકુમારના પ્રતાપમાં જનાંનાંના નોકરો અંજાઇ ગયા, તેથી તેને શીક્ષા કરી શકયા નહિ. પણ તે વાર્તા **ચંડવર્માને** જઇને કહી. **ચંડવર્મા** પણ ગુસ્સો કરીને ત્યાં આવ્યો અને અગ્નિ જેવી લાલચોળ આંખો કરી બાળતો હોય તેમ જોવા લાગ્યો. પછી **રાજવાહનને** ઓળખવાથી બોલ્યો કે મારા નાનાભાઇને મારવામાં હેતુ ભૂત, ધનથી ગર્વિષ્ઠ થએલા પાપિણી **બાલચંદ્રિકાના** પતિ પરદેશિ વાણીઆના પુત્ર **પુષ્પોદ્ભવનો** મિત્ર, શરીર સૌંદર્યતાથી મત્ત થએલો, કલાની નિપુણતાનું અભિમાન રાખનાર, નાના પ્રકારના છેતરવાના ઉપાયની ચતુરાઇથી વશ કરેલા શેહેરના મૂઢ મનુષ્યે જેમાં દેવતાના પ્રતાપનો આરોપ રાખેલો છે એવો, અધર્મનો ધાબળો ઓઢનાર, છાનો પાપી, ચપળ અને નીચ તે આજ બ્રાહ્મણ કે? 'મારા જેવા પુરૂષ-

સિંહનું અપમાન કરીને આ પાપિણી **અવંતિસુંદરી** આના ઉપર કેમ આશક્ત થઇ? આ હલકા સ્વભાવની, કુળને કલંક લગાડનારી સ્ત્રી, પોતાના પતિને આજ શૂલી ઉપર ચડેલો જુઓ. આવી રીતે તિરસ્કાર કરતો, ભયંકર ભ્રૂકુટીવડે જેનું લલાટ વાંકું થએલું છે એવા તેણે કાળા લોઢાના દાંડા જેવા કઠિન બાહુ દંડથી રાજ્ય પુત્રના કમળ આદિ પરાક્રમના લાંછનથી ચિન્હિત બાહુને પકડીને ખેંચ્યો. સ્વભાવથી ધીર, સર્વ પૌરૂષની સીમા રૂપ તે રાજકુમારે આ દૈવી આપત્તિમાં સહનતા શિવાય બીજો ઉપાય નથી એમ જાણીને બોલ્યો કે હે રાજહંસ ભામિનિ, તે રાજહંસની વાર્તાનું સ્મરણ કર. હે પ્રિય, બે માસ સહન કર. આમ પ્રાણ ત્યાગ કરવાની ઇચ્છાવાળી, પ્રાણ પ્યારીને સમજાવી શત્રુને આધિન થઇ ગયો.

પછી તે વાર્તા મહાદેવી અને માલવ રાજાએ જાણી તેથી તેની સૌંદર્યતા ઉપર પક્ષપાત કરી પોતે પોતાના આત્મત્યાગ કરવાની ધમકી આપી, જમાઇને શત્રુઓ મારતા હતા તેમાંથી તેનો બચાવ કર્યો. પરંતુ અસમર્થપણાને લીધે આપત્તિમાંથી ઉગારવા સમર્થ થઇ શક્યાં નહિ. તે ચંડ સ્વભાવના **ચંડવર્માએ** સઘળું વૃત્તાંત હિમાલય ઉપર તપ કરતા **દર્પસારને** જણાવી **પુષ્પોદ્ભવનું** નાણું હરી લઇ, તેના કુટુંબ સહિત તેને તુર્ત બેડીમાં નાંખી, કેસરીસિંહનાં બચ્ચાંને જેમ પાંજરામાં પૂરે તેમ **રાજવાહનને** લાકડાંના પાંજરામાં પૂર્યો. પછી **ચંડવર્માએ** અંગરાજા પાસે તેની પુત્રી **અંબાલિકાનું** માગું કર્યું હતું, તેની ના પાડીને તેનું અપમાન કર્યું તેથી અંગદેશ તરફ ચડાઇ કરતાં બીજાનો વિશ્વાસ ન આવવાથી **રાજવાહનને** પોતા સાથે લઇ ગયો. રસ્તામાં **રાજવાહને** પોતાને પાતાળમાંથી મળેલા, કેશમાં બેસેલા મણિથી ક્ષુધા તથા તૃષા દૂર કરી. સેનાના સમૂહથી શત્રને કંપાવતા **ચંડવર્માએ** ચંપાપુરી ઉપર ઘેરો ઘાલ્યો. સિંહની પેઠે અસહ્ય પરાક્રમવાન્ ચંપાપુરીના રાજા **સિંહવર્માએ** કીલ્લો તોડી, મોટી સેનાના સમુદાયથી બહાર નિકળી, પોતે દૂતને મોકલી બોલાવેલા, સહાય કરવા માટે જલદી આવતા રાજાઓ થોડા વખતમાં પાસે આવતા હતા, તેની દરકાર ન રાખી સાક્ષાત્ મૂર્તિમાન, ગર્વની માફક ઇર્ષ્યા પરાયણ થઇ, શત્રુની સેનાને પકડી પાડી.

**ચંડવર્માએ સિંહવર્માનું** સઘળું સૈન્ય મંડલ નાશ કરી તીક્ષ્ણ હથીયારોથી તેનાં મર્મસ્થાનને ભેદી મનુષ્યથી ન બની શકે એવા બલવડે એક હાથી ઉપરથી બીજા હાથી ઉપર ઠેકડો મારી **સિંહવર્માને**

**પકડી પાડયો.** પરંતુ સ્ત્રીમાં રત્ન રૂપે પ્રસિદ્ધ એવી તેની પુત્રી ઉપર ઘણી અભિલાષા હોવાને લીધે ઠાર મારી નાંખ્યો નહિ; પણ સત્ય પ્રતિજ્ઞાવાળા **ચંડવર્માએ** રાજાને અનૂપમ દુઃખદાયક, મર્મભેદક બંધનમાં નાંખ્યો. પછી આજ સવારે રાજકન્યાનાં લગ્ન કરવાં છે, એમ ધારી જોશીઓ પાસે ગણીત કરાવ્યું. તેણે મંગલ કાર્ય કરી કંકણ બાંધ્યું એવામાં હિમાચલ ઉપરથી ઉતાવળા ચાલનારા **એણજંઘ** નામના દૂતે **દર્પસાર** રાજાનો સંદેશો **ચંડવર્માને** નિચે પ્રમાણે કહ્યો. અરે મૂઢ, કન્યાના અંતઃપુરને દૂષણ કરનારા ઉપર પણ શું આ કૃપાનો અવસર છે? **માનસાર** રાજાનું મન ઘડપણથી માન.અને અપમાન વગરનું થઇ ગયું છે, તેથી દુરાચારિણી દીકરીનો પક્ષપાત કરી તેના મતને સ્વીકારે છે. તારે પણ શું તેના મત પ્રમાણે ચાલવું છે? માટે કામથી ઉન્મત્ત થએલા **રાજવાહનને** જલદી વિચિત્ર રીતે મારી, તેના ખબર મોકલી અમારા કાનને આનંદિત કરો, અને તે દુષ્ટ **અવંતિસુંદરીને** તેના નાના ભાઇ **કીર્તિસારની** સાથે કેદખાનામાં બેડીમાં નાંખો. તે સાંભળીને **ચંડવર્માએ** હુકમ કર્યો કે કન્યાના અંતઃપુરને દૂષણ કરનારા આ દુષ્ટને સવારમાં રાજમહેલના બારણા આગળ ઉભો રાખવો. હું જ્યારે પરણીને ઉઠીશ ત્યારે તે દુરાચારીને હાથીને પગે બાંધી હાથી ઉપર બેસી, શત્રુને સહાય કરવા માટે આવેલા રાજાઓના ભંડાર અને વાહનની લુંટ કરીશ, એવો હુકમ કરી સીપાઇઓ તરફ જોયું. બીજે દિવસે સવાર પડયું એટલે સીપાઇઓ રાજપુત્રને રાજમેહેલના આગણામાં લાવ્યા અને ગંડસ્થળમાંથી મદને ઝરનાર **ચંડપોત** હાથીને લાવ્યા. તે વખતે રાજકુમારના ચરણ રૂપાની બેડીમાંથી છુટા થઇ ગયા અને તે સાંકળ ચંદ્રિકા જેવી કાંતિવાળી એક અપ્સરા થઇ, રાજકુમારને પ્રદક્ષિણા કરી, બે હાથ જોડીને વિનંતિ કરવા લાગી કે હે દેવ, અનુગ્રહ વડે મારાપર કોમળ મન કરો, મારો જન્મ ચંદ્રના કિરણમાંથી થએલો છે, અને મારૂં નામ **સુરતસુંદરી** છે. હું દેવાંગના છું. આકાશની અંદર કમળમાં લોભાએલા મુગ્ધ કલહંસે મારા મુખને પકડયું, તે છોડવવાના ગભરાટમાં તુટીને પડેલી માલા દૈવેચ્છાથી એક વખતે હિમાચલ ઉપર થોડા પાણીના સરોવરમાં સ્નાન કરનારા **માર્કંડેયના** મસ્તકની માલામાં રહેલા મણિના કિરણ વડે શ્વેત કરતી તે ઉપર પડી. તેણે ક્રોધ કરી મને

શાપ આપ્યો—હે પાપિણિ, જડ જાતિમાં તું રૂપાની જાતિ થઇશ. પછી મેં તેને પ્રસન્ન કર્યા એટલે તેણે તમારા ચરણ કમળમાં બે માસ બંધનરૂપ કરી, સમાપ્ત થનારી આ આપત્તિ અને મન આદિ ઇન્દ્રિયના સ્મરણને નિર્માણ કર્યું. ઘણા પાતકથી રૂપાની શાંકળ થએલી હું ઇક્ષ્વાકુના પુત્ર વેગવાનના પૌત્ર અને માનસવેગના પુત્ર વીરશેખર નામના વિદ્યાધરને હિમાચળ ઉપર મળી. પછી વીરશેખરના પિતાએ કરેલું વૈર ચાલવા માંડયું, તેથી વિદ્યાધરમાં ચક્રવર્તિ વત્સરાજના વંશને વધારનાર નરવાહનદત્ત ઉપર ખિન્ન મનવાળો થઇ તેનું ભુંડું કરવાને હું અસમર્થ છું એમ ધારી, તપ કરનારા દર્પસારની સાથે વીરશેખરે સલાહ કરી. દર્પસારે પોતાની બેન વીરશેખરને દેવાની તેના સમક્ષ હા કરી હતી. એક દિવસે નિર્મળ ચંદ્રિકાવાળા આકાશ માર્ગે મનોરથ વડે પ્યારી અવંતિસુંદરીને જોવાની ઇચ્છાથી પરવશ થઇ, ઇન્દ્રની હવેલી જેવા પ્રકાશિત ઉજ્જણ શેહેરમાં વીરશેખર ગયો, અને અંતર્ધાન વિદ્યાથી અંતર્ધાન થઇ, સુરત ખેદથી તારા ખોળામાં શરીર મૂકીને સુતેલી ત્રિભુવનની ઉત્પત્તિ, સ્થિતિ અને સંહારવાળી અમૃત ભરનારી વાર્તાઓથી વૃદ્ધિ પામેલ છે પ્રીતિ જેની એવી તે સ્ત્રીને જોઈ વીરશેખરને કોપ ચડયો. પરંતુ તમારા પ્રતાપથી તેના મનમાં જે દંડ દેવાનો નિશ્ચય હતો તે શાંત પડી ગયો. પછી પરસ્પર આલિંગન કરીને અત્યંત સુખમાં તમો બન્ને જણાં સુતાં હતાં તે વખતે તમારા નસીબથી થએલા ઉત્સાહને લીધે વીરશેખરે તમારા ચરણ કમળ રૂપાની શાંકળ રૂપ મારાથી બાંધી ક્રોધના આવેશમાં તે ચાલ્યો ગયો.

આજ મારો શાપ પૂર્ણ થયો. તમારે બે માસ પરાધિન રેહેવું પડયું. હવે ખુશી થાઓ. તમારૂં શું કાર્ય કરૂં ! એમ કહી પ્રણામ કર્યા એટલે રાજવાહને કહ્યું કે આ વાર્તા મારી પ્રાણપ્યારીને કહી, તેને શાંત કર એમ હુકમ કરીને રજા આપી.

તેજ ક્ષણે એવો શબ્દ થયો કે સિંહવર્માની દીકરી અંબાલિકાના પાણિ ગ્રહણની ખુશાલીમાં ચંડવર્માએ બે હાથ પોહોળા કર્યા કે એકદમ દબાવી, હઠથી ખેંચી કોઇ દુષ્ટ કામ કરનારા ચોરે નખના મારથી ચંડવર્માને મારી નાંખ્યો છે. અને તે રાજમહેલના ભાગમાં હજારો મડદાના પથારા કરી નિઃશંક રીતે ફરે છે. રાજપુત્ર તે સાંભળી ગાંડા

થએલા હાથી ઉપરથી માવતને ખસેડી, પોતે બેસી ઉતાવાળો રાજમેહેલ તરફ ચાલ્યો. વેગ આગળ હારી ગએલા પાયદલોએ માર્ગ આપ્યો કે હવેલીનીઅંદર પેસીને હસ્તિના જેવા ગંભીર સ્વરથી રાજકુમારે કહ્યું કે, તેમ હા પુરૂષ કોણ છે? કે જેણે મનુષ્યથી ન બની શકે તેવું મોટું કર્મ કર્યું છે; તે અહિં આવો અને મારી સાથે આ હાથી ઉપર બેસો. તે દેવ અને દાનવની સાથે વૈર કરનાર છતાં પણ તેને મારી પાસે રહેવાથી ભય નથી. તે સાંભળીને તેને ગર્વ થયો અને બહાર આવી બે હાથ જોડી રાજકુમારે કરેલી સંજ્ઞાથી શરીરને સંકોચી ગએલા હાથી ઉપર ચડવા માંડયો. ચડતી વખતે નિખંતાં અરે.પ્રીય મિત્ર, આ **અપહારવર્માજ** એવી રીતે કહી રાજકુમારનાં નેત્ર હર્ષથી પ્રફુલ્લિત થયાં. પછી પછવાડે બેઠેલા **અપહારવર્મા**ના બે બાહુ પોતાના બે બાહુ મૂલમાં પેસારી તેને ટેકી પોતાના અંગ સાથે આલિંગન આપી, પોતે પછવાડે વાળેલા હાથથી તેને વિંટી લીધો, તે સમયે **અપહારવર્મા**એ આલિંગન મૂકી દઇ, ધનુષ, ચક્ર, લોહ સ્તંભ, ભાલુ, પટ્ટિશ, તોમર, મુસલ આદિ આયુધ સમૂહનો ઉપયોગ કરતા, બળથી ગર્વિષ્ટ થએલા, ઘણી પ્રકારે લડાઇ કરનારા અને મનુષ્યનો નાશ કરનારા શત્રુ તરફના શૂરવીરોને, ભૂમિ ઉપર પાડીને મારી નાંખ્યા. ક્ષણવારમાં ચોમેરથી સન્મુખ આવતું સૈન્ય સામી દોડતી બીજી સેના સમૂહે નાશ કરેલું જોવામાં આવ્યું.

પછી કરેણુ જેવો ગૌર, કુરવિંદ જેવા છે નીલકુંતલ જેના, કમળ જેવા કોમળ ચરણ અને કર છે જેનાં, કાન સુધી લાંબાં દૂધ જેવાં ઉજવલ, સ્નિગ્ધ અને કાળાં છે નેત્ર જેના, કડ ઉપર ખોસેલી છે રત્ન જડિત છરી જેણે, ધારણ કરેલ છે રેશમી વસ્ત્ર જેણે અને દુર્બલ છે ઉદર જેનું એવો **ધનમિત્ર** નામનો એક પુરૂષ અભ્યાસથી હલકા થએલા હાથથી શત્રુ ઉપર ધનુષનો વર્ષાદ વર્ષાવતો, હાથીના કર્ણ મૂલમાં પગના અંગુઠાનો ઇસારો મારી હાથીને ઉતાવળથી ચલાવીને તેની પાસે જઇ, પ્રથમ કહેલી વાતના વિશ્વાસથી આ **રાજવાહન** રાજા છે એમ જાણી બે હાથ જોડી, પ્રણામ કરી **અપહારવર્મા** ઉપર નજર નાંખીને બોલ્યો.

**ધનમિત્ર** કહે છે–તમારા બતાવેલા માર્ગ પ્રમાણે **અંગરાજાને** સહાય કરવા આવેલા રાજસેનાનો મેં નાશ કર્યો છે. **ચંડવર્મા**ની સેના

નાશ થએલી છે અને વિખરાઇ ગઇ છે. સ્ત્રી અને બાળક વગરની તથા હથીઆર વગરની થઈ છે. હવે શું કરવાનું છે? તે વખતે **અપહારવર્મા** ખુસી થઇને બોલ્યો કે હે મહારાજ, આ નોકર ઉપર કૃપા દૃષ્ટિથી અનુગ્રહ કરો. આ **ધનમિત્ર**જ છે એમ જાણો. **સિંહવર્માને** બંધન મંદિરમાંથી છુટો કરી આમ તેમ ગએલા તેના ભંડાર અને વાહનને ભેગું કરનાર તે આજ **ધનમિત્ર** છે. આપણા પક્ષના રાજસમૂહની સાથે એકાંતમાં સુખે બેઠેલા આપની પાસે જો કાંઈ અડચણ ન હોય તો આ **ધનમિત્ર** પણ બેસે. **રાજવાહન** પણ 'જેમ તમને ગમે તેમ,' એમ કહી તેણે બતાવેલા માર્ગે શેહેરની બહાર નિકળી ઘણા મોટા કોઇએક રોહિણ* વૃક્ષની નિચે રેશમ જેવી લીસી રેતીમાં **ગંગાના** મોઝાના પવન પાતથી શીતળ થએલી ભૂમિ ઉપર હાથી ઉપરથી ઉતર્યો. પ્રથમ ઉતરેલા **અપહારવર્માએ** પોતાના હાથથી જલદી હાથીને સરખો કર્યો એટલે ભાગીરથીના કિનારા ઉપર આનંદમાં ઉતર્યા. પછી **રાજવાહન, ઉપહારવર્મા, અર્થપાલ, પ્રમિતિ, મિત્રગુપ્ત, મંત્રગુપ્ત, વિશ્રુત, મૈથિલ, પ્રહારવર્મા, કાશીરાજ, કામપાલ, ચંપેશ્વર,** અને **સિંહવર્મા**ની સાથે આનંદમાં બેઠો. પછી **ધનમિત્રે** પ્રણામ કર્યા. **રાજવાહન** પણ હર્ષથી વ્યાકુળ થઇ ઉભો થઈ "કેમ આ સમગ્ર મિત્રમંડળ આવ્યું? આ ઉદય કેવા નામનો કહેવાય?" પછી યથોચિત ચાકરી કરનારા મિત્રોને આલિંગન આપી, મિત્રે બતાવેલા **કાશીરાજા** અને **અંગરાજના**ં પિતાની માફક દર્શન કર્યાં. તેઓનાં પણિ હર્ષથી હલવા લાગ્યાં અને ઉતાવળથી તેઓએ આલિંગન આપ્યું. પછી **રાજવાહન** પણ ઘણો ખુસી થયો. પ્રીતિની કથા ચાલવા માંડી એટલે પ્રિય મિત્રમંડળમાં પ્રીતિવાળા **રાજવાહને સોમદત્તનું**, પુષ્પોદ્ભવનું અને પોતાનું ચરિત્ર વર્ણવ્યું; પછી મિત્રોનું ચરિત્ર ક્રમ પ્રમાણે સાંભળવાનો આરંભ કરી તેઓને ચરિત્ર કહેવામાં જોડયા. તેમાં પ્રથમ **અપહારવર્મા** બોલ્યો.

---

* એક જાતનું ઝાડ.

# ઉચ્છ્વાસ ૨ જો.

**અપહારવર્મા** કહે છે–હે મહારાજ, આપ બ્રાહ્મણનો ઉપકાર કરવા માટે દૈત્યની ગુફામાં પેઠા અને મિત્રમંડળ આપને ગોતવા માટે ગયું. પછી હું પણ ભૂમિમાં ફરતો ફરતો અંગ દેશમાં આવ્યો, ત્યાં સાંભળ્યું કે, ચંપાનગરીની બહાર કોઇએક **મરીચિ** નામના મુનિ છે તેણે તપના પ્રભાવથી દિવ્ય ચક્ષુ મેળવેલાં છે; આમ પરસ્પર ભાષણ કરતા માણસો પાસેથી જાણીને તે મુનિ પાસેથી તમારૂં સ્થાન જાણવાની ઇચ્છાને લીધે તે જગોમાં ગયો અને તે આશ્રમમાં કોઇએક આંબાના રોપાની છાયા તળે કોઇએક ઉદ્વેગવર્ણનો મનુષ્ય નજરે પડયો; તેણે મારી અતિથીની માફક ચાકરી કરી, તેથી હું ક્ષણવાર ત્યાં રોકાયો. પછી મેં કહ્યું કે હે ભગવન્, **મરીચિ** ક્યાં છે? તેની પાસેથી પ્રસંગને લીધે પરદેશ ગએલા મારા મિત્ર હમણાં ક્યાં હશે તે જાણવું છે; કારણ કે તે મહર્ષિનો જ્ઞાન વૈભવ જગત્માં પ્રસિદ્ધ છે. પછી તે ઉંચો અને ઉષ્ણ નિ-શાસો નાંખીને બોલ્યો. આ આશ્રમમાં તેવા મુનિ હતા. એક વખતે અંગદેશના મુકુટરૂપ, અશ્રુના બિંદુથી ભિંજાએલ છે સ્તન તટ જેનાં એવી, **કામમંજરી** એ નામની વેશ્યાએ પોતાનું સર્વત્ર ત્યાગ કરી અહિં આવી પોતાના છુટા કેશ ભૂમિ ઉપર પાથરીને તે મુનિને વંદન કર્યું. તેજ વખતે તેની માતા વિગેરે ગુરૂવર્ગ દયાથી પાછળ દોડતો એકદમ અહિં આવી પહોંચ્યો. તે કૃપાળુ મુનિએ તેના મનુષ્યોને કોમળ વાણીથી સમજાવી તે વેશ્યાને દુઃખનું કારણ પૂછ્યું. તે લજ્જાશીલ, ખેદાતુર અને મોટાઇવાળી હોય તેમ બોલી, હે મહારાજ, આ માણસ આ લોકના સુખનું પાત્ર નથી, પરલોકરૂપ કલ્યાણ માટે પીડાગ્રસ્તના અનુગ્રહને જાણનાર, આપના ચરણમાં શરણે આવી છું. પછી તેની માતા પળીએલ થવાથી વિચિત્ર દેખાતા કેશબંધવાળું મસ્તક હેઠે નમાવ્યા પછી ઉચું કરી બે હાથ જોડીને બોલી. આ મારો દોષ આપની આગળ બેઠેલી તમારી દાસી (મારી કન્યા) જણાવે છે. પોતાના ઉચિત કર્મ પ્રમાણે આચરણ કરવું તે મારો દોષ છે? ગણિકાની માતાનો એવો ધર્મ છે કે, દીકરીનો જ્યારથી જન્મ થાય ત્યારથી તેના શરીરમાં તેલ, હળદર વિગેરે ચોળવાં,

તેજ, બલ, રંગ અને ધારણાવાળી બુદ્ધિને વધારનારા, વાત, પિત્ત, કફ, જઠરાગ્નિ અને શરીરની સાત ધાતુને સરખી કરનારા થોડા આહારથી કન્યાના શરીરનું પોષણ કરવું. પાંચ વર્ષ પછી તેના બાપની નજરે પણ ઘણી વાર ન ચડવા દેવી. જન્મ દિવસ કે પુણ્ય દિવસ (સંક્રાંતિ વિગેરે) હોય ત્યારે ઉત્સવ કરવો અને ત્યાર પછી મંગલ કાર્ય કરવું. અંગ (ભાગ) સહિત કામશાસ્ત્ર ભણાવવું. નૃત્ય, ગીત, વાદ્ય, નાટ્ય, ચિત્ર, સ્વાદ કરવા લાયક વસ્તુ, ગંધ, અને પુષ્પની કલા, અક્ષરજ્ઞાન તથા બોલવામાં ડહાપણ સારી રીતે શીખવવું. વ્યાકરણ, તર્ક અને સિદ્ધાંત વિદ્યામાં વાર્તા કરવાનું જ્ઞાન કરાવવું. જીવિકાની વિદ્યામાં, નર્મ ભાષણમાં અને સજીવ રમત એટલે કુકડા વિગેરેની યુદ્ધ વિદ્યામાં, નિર્જીવ વિદ્યામાં એટલે સેત્રંજ (બુદ્ધિબળ) આદિ વિદ્યામાં અને જુગટા આદિ કળામાં પ્રવીણ કરવી. રતિકલાનો પ્રયોગ મેહેનતથી વિશ્વાસુ માણસ પાસે શીખવવો. યાત્રા અને ઓચ્છવ આદિ હોય ત્યારે કન્યાને આદરથી શણગારી પોતાના ઘરની ઉત્તમ સમૃદ્ધિ બીજાને બતાવવી. જે સંગીત આદિ ક્રીયાનો પ્રસંગ પડતો હોય તે ક્રીયા જાણનારાઓને પ્રથમ નોકર રાખી તેમાં પ્રવિણ કરવી. કલા જાણનારા માર્દંગિક (મૃદંગ જાણનાર), મૌરજીક (મુરજ જાણનાર) મારફતે દિશાઓમાં યશ ફેલાવવો. જોશીઓ મારફતે કલ્યાણનાં ચિન્હ જોવરાવવાં, ભડવા, જાર અને વિદૂષક મારફતે તથા આર્યા* મારફતે શેહેરના માણસોમાં રૂપ, સ્વભાવ, કલા, સુંદરતા અને મધુરતા (મીઠાસ) નાં વખાણ કરાવવાં. જે કન્યા ઉપર જુવાનો આશક થયા હોય તેની વધારે કીમત રાખવી. પોતાની મેળે પ્રીતિથી આંધળો થયો હોય અથવા તેના હાવભાવ જોઇને ઉન્મત્ત થએલો હોય એવા જાતિ, રૂપ, અવસ્થા, ધનની શક્તિ, પવિત્રતા, ઉદારતા, નિપુણતા, પરિચિતનું પાલન, કલા, સુસ્વભાવ અને મીઠાસ આદિ ગુણવાળા સ્વતંત્ર મનુષ્યને કન્યા આપવી. સ્વતંત્ર ન હોય તો પણ જે અધિક ગુણી હોય, વિદ્વાન્ હોય તેને થોડું નાણું લઇ બાહેર ઝાઝું કહીને કન્યા અર્પણ કરવી. અસ્વતંત્રપણું† બતાવીને અથવા ગાંધર્વ‡ સમાગમ કરીને

---

* જૈન સાધ્વી.

† આ કન્યા મારા કબજામાં નથી, તે આટલા રૂપીઆ માગે છે માટે તે આપો તો તેનું મન મનાવું. ‡ એક બીજાની પ્રીતિથી સમાગમ થવો તે ગાંધર્વ સમાગમ કહેવાય છે.

તેના મોટેરા પાસેથી ધન લેવું. કામને લીધે પોતાને આધીન કરેલો ધણી નાણું ન આપે તો કોરટમાં ફરીઆદી કરવી. જે પ્રીતિ રાખતો હોય તેની સાથે પુત્રીને એક પતિવ્રતાનું વ્રત પળાવવું. નિત્ય* અને નૈમિત્તિક† પ્રીતિ કરાવીને હરણ કરવાથી બાકી બચેલું કામી જનનું ધન વિચિત્ર‡ ઉપાયોથી હરી લેવું. જે ધન ન આપતા હોય એવા લોભી સાથે કજીયો કરી તેનો તિરસ્કાર કરવો. જે કામિ લોભીઓ હોય તેને ભડવા મારફતે ઉદારતાની ઉશ્કેરણી કરવી. જેની પાસે પૈસો ન હોય તેને ધીઃકારીને, નિંદા કરીને, પોતાની પુત્રીને રોકીને, સામા માણસને શરમ ઉપજાવીને, સરકારમાં ફરીયાદી કરીને વા અપમાન કરીને કાઢી મૂકવો. નાણું આપનારા પાસે લેણા પૈસાનો અને ઉપદ્રવ મટાડનારા એટલે રક્ષા કરનારા ઉજ્વળ ધનાઢય પાસેથી કેટલા અનર્થ થાશે એનો વિચાર કરી, વારંવાર તેઓ સાથે પુત્રીને મેળવવી. ગણિકાએ કામીને પોતાની તૈયારી બતાવવી, પરંતુ તેની સાથે સંગ કરવો નહિ. પ્રીતિ હોય તોપણ માતા અથવા વડવી (માની મા)ની આજ્ઞા ઉલ્લંઘન કરવી નહિ. આમ છતાં આ મારી પુત્રીએ પ્રજાપતિએ ઠરાવેલો પોતાનો ધર્મ ઓલંઘી કોઈ આગંતુક રૂપવાન અર્થાત્ ધન વગરના એક જુવાન બ્રાહ્મણ સાથે પોતાના ધનનો ખર્ચ કરી એક મહીનો ગમતમાં કાઢી નાંખ્યો અને ઘણા ધનવાળા કામીઓનો તિરસ્કાર કરી કોપાવી પોતાનું કુટુંબ તજી દીધું. આ કુબુદ્ધિ છે. સારી બુદ્ધિ નથી. મેં વારવા માંડી એટલે મારી ઉપર કોપ કરી વનવાસ માટે આવી છે. જો આ કન્યા પોતાનો હઠ છોડશે નહિ તો આ સઘળા માણુસ નિરૂપાય થઈ લાંઘણ કરીને મરી જશે. એમ બોલીને રોવા માંડી. તે પછી તે તાપસ દયા આવે એમ વેશ્યાને કહેવા લાગ્યા. હે કલ્યાણિ, આ વનવાસ ખરેખર દુઃખદાયક છે. તેનું ફળ મોક્ષ અથવા સ્વર્ગ છે. ઉપરના બે ફળમાં પ્રથમ ફળ જે કે ઉંચા જ્ઞાનથી મળે તે મોક્ષ ફળ દુઃસાધ્ય છે. બીજું ફળ કુલાચાર પાળનારા સર્વને સુલભ છે. માટે અશ-

---

* હંમેશાનો પગાર.

† કોઈપણ બહાનો કાઢીને ધન લેવું; જેમ કે યારના શરીર ઉપર કંઈ ઘરેણું દેખે તો કહે કે મારે આજ ઓચ્છવમાં જવાનું છે તો તે જરા પહેરવા આપો. પછી તે ચોરાઈ ગયું એવો બાનો કાઢીને ન આપે અથવા મારે અમુક કર્જ છે તે હમણાં મને થોડા પૈસા આપો, પછી હું આપીશ વિગેરે.

‡ જાર કોઇ ઓચ્છવમાં પોતા સાથે આવવાનું કહે તો રૂપીઆ બમણા ત્રમણા લઈને તેની સાથે જવું.

કમ કાર્યના આરંભમાં વિરામ પામી માતાના મત પ્રમાણે વરત. એ પ્રમાણે ઋષિનાં વાકય સાંભળી તે કન્યા બોલી કે "આપના ચરણમાં મારૂ શરણુ નહિ કરો તો આ ગરીબડીને અગ્નિ દેવ શરણે રાખો." એમ બોલી ઉદાસ થઇ ગઇ. પછી તે મુનિએ વિચાર કરી ગણિકાની માતાને કહ્યું કે, તું હમણાં ઘેર જઇ કેટલાએક દિવસ વાટ જો. સુખ આપનારા ઉપભોગને લાયક આ કોમળ કન્યા વનવાસના દુઃખથી ખેદ પામી, વારંવાર મારો બોધ થાશે તેને લીધે પોતાના સ્વભાવમાં આવી જશે. પછી ઠીક એમ કહી, તે ગણિકાનાં મનુષ્યો ગયાં એટલે દૃઢ ભક્તિવાળી તે ગણિકાએ ધોએલાં બે વસ્ત્ર પેહેર્યાં અને શરીરને અત્યંત સાફ કરવામાં આદર આપતી નહિ એવી તેણે આશ્રમના ઝાડના કયારા પુરવા વડે, દેવતાના પૂજન માટે પુષ્પ સમૂહ ચુંટવાના પ્રયાસ વડે, નાના પ્રકારની પૂજા વડે, શંકર માટે તૈયાર કરેલાં ચંદન, પુષ્પ, ધૂપ, દીપ વડે, નૃત્ય ગીત અને વાદ્ય આદિ અનેક ક્રીયાવડે, એકાંતમાં ધર્મ, અર્થ અને કામ સંબંધી કથાઓ વડે તથા ઉચિત આત્મજ્ઞાનની કથાવડે થોડા વખતમાં તે ઋષિને પ્રસન્ન કર્યો. એક વખતે એકાંતમાં તે મુનિને આસક્ત થએલા જોઈ, તે ગણિકાએ "મનુષ્ય ખરેખર મૂર્ખ છે," કારણ ધર્મની સાથે અર્થ અને કામને પણ ગણે છે, એમ કહી જરા આશ્ચર્ય જણાવ્યું.

મુનિ કહે છે–હે પુત્રિ, કયા અંશથી તું અર્થ અને કામને ઓલંઘન કરનારો ધર્મ છે એમ માને છે તે કહે. આમ તાપસે કહેવા માટે ઉશ્કેરી એટલે લજ્જાથી મંદ મંદ કહેવાને શરૂ કર્યું. મારી પાસેથી શું આપને ધર્મ, અર્થ અને કામનું બલ તથા નિર્બલતા જાણવી છે? અથવા આ દાસજનની ઉપર આ અનુગ્રહ જુદા પ્રકારનોજ છે. ભલે. સાંભળો. ધર્મ વગર અર્થ અને કામ ઉત્પન્ન થતાં નથી. ધર્મ તેનાથી સ્વતંત્ર છે અને મોક્ષ સુખને આપનાર તથા બુદ્ધિની એકાગ્રતા થવાથી મળે છે. તે ધર્મ તો અર્થ અને કામની માફક સંસારના કાર્યમાં ઘણો કામ લાગતો નથી, તત્વજ્ઞાનમાં જે પક્વ હોય તે ધર્મ, અર્થ અને કામ ગમે તેમ પાળતો હોય તો પણ તેનાથી તે ભ્રષ્ટ થતો નથી અને કદિ ભ્રષ્ટ થયો હોય તો પણ થોડી મેહેનતથી શુદ્ધ થઇ દોષને દૂર કરી અનૂપમ સુખ મેળવે છે. જેમ બ્રહ્માએ તિલોત્તમા ઉપર ઇચ્છા કરી હતી, શંકરે મુનિની હજાર સ્ત્રીને દૂષણ આપ્યું હતું, કૃષ્ણે સોલ હજાર સ્ત્રી સાથે વિહાર કર્યો હતો, પ્રજાપતિએ

પોતાની પુત્રી ઉપર પણ કામપ્રીતિ બતાવી હતી, ઈન્દ્રે **અહલ્યા** સાથે જાર કર્મ કર્યું હતું, ચંદ્રમાએ **બૃહસ્પતિની** ભાર્યા સાથે ગમન કર્યું હતું, **સૂર્યે વડવા** સાથે ગમન કર્યું હતું, **વાયુએ સિંહી** સાથે સમાગમ કર્યો હતો, **બૃહસ્પતી** નાનાભાઇ **ઉતથ્યની** સ્ત્રી સાથે બલાત્કારથી વર્ત્યા, **પરાસરે** દાસની કન્યાને દૂષણ આપ્યું, **વેદવ્યાસે** ભાભી સાથે સંગમ કર્યો હતો અને **અત્રિએ મૃગી** સાથે વિહાર કર્યો હતો. દેવતાઓનાં તે તે દુષ્ટ આચરણો છે, પરંતુ દેવતામાં જ્ઞાનનું એવું બલ છે કે તેથી તેઓને ધર્મમાં જરા પણ બાધ આવતો નથી. ધર્મથી પવિત્ર થએલા મનમાં, આકાશમાં જેમ રજ રહી શકતી નથી તેમ કોઇ દિવસ પણ તેઓમાં રજોગુણ રહેતો નથી, માટે અર્થ અને કામ ધર્મની શોભી કલાનો પણ સ્પર્શ કરતા નથી એમ હું માનું છું. આ સાંભળી ઋષિ તેના ઉપર અત્યંત રાજી થઇ બોલ્યા. અરે વિલાસિનિ, તું તો સારૂં જાણે છે. જ્ઞાનિઓ વિષયનો ઉપભોગ કરે છે, તો પણ તેને પોતાના ધર્મમાં બાધ આવતો નથી અર્થાત્ ધર્મ ભ્રષ્ટ કહેવાતો નથી. પરંતુ અમે તો જન્મથી માંડીને અર્થ અને કામની વાર્તાથી અજાણ્યા છીએ; તેનું રૂપ કેવું છે? તેનો પરિવાર શું છે? અને તેનું ફળ શું છે? તે મને જાણવાની ઇચ્છા છે.

ગણિકા બોલી—હે મુનિ, પ્રથમ ધનને મેળવવું અને મેળવેલાને વધારવું અને વધારેલાનું રક્ષણ કરવું, તે નાણાનું સ્વરૂપ છે. ખેતી, પશુપાલન, વેપાર, સલાહ, કજીઓ વિગેરે તેનો પરિવાર છે. સુપાત્રને આપવું તે તેનું ફલ છે. વિષયમાં અને ક્રિડામાં સ્ત્રી અને પુરૂષને અતિશય સુખ આપનાર અંગસ્પર્શ તે કામનું સ્વરૂપ છે; તેનો પરિવાર મનોહર અને ઉજ્વલ વસ્તુ છે. તેનું ફળ પરમ ખુસી કરનારૂં, પરસ્પર મર્દન અને ચુંબન આદિથી ઉત્પન્ન થનારૂં, સ્મરણ કરવાથી મીઠાસ આપનારૂં, અભિમાન કરાવનારૂં, અતિ ઉત્તમ, પ્રત્યક્ષ સુખ સ્વરૂપ, અને પોતાથીજ જણાય એવું છે. તે સુખને માટે ઉત્તમ સ્થાનમાં રહીને કષ્ટ દાયક તપ, મોટાં દાન, ભયંકર યુધ્ધ, ભયંકર સમુદ્રનું ઉલ્લઘન આદિ માણસો કરે છે. તે સઘળું સાંભળી ઋષી પોતાના નસીબ બળથી અથવા તો તે સ્રીની ચતુરાઇથી કે પોતાની બુદ્ધિની મંદતાથી પોતાનો નિયમ છોડી તે સ્રીમાં ફસાણા. પછી તે વેસ્યા મૂઢ બુધ્ધિના મુનિને વાહનમાં બેસારી પોતાના શેહેર તરફ લઈ ગઈ. શેહેરના અત્યંત શોભાયમાન

રાજમાર્ગથી પોતાને ઘેર ગઈ. એવામાં કાલે કામોત્સવ છે આવો ઢં-ઢેરો શેહેરમાં પીટાણો. બીજે દિવસે કામિજનના આચરણને સ્વીકાર કરનારા, સ્ત્રી વગર એક ક્ષણ જાય તો પણ ખિન્ન થનારા, પોતાના સ-દાચારમાંથી ભ્રષ્ટ થએલા, તે મુનિને નવરાવીને ચંદન ચોપડયું. મનો-હર પુષ્પની માળા પહેરાવી અને સમૃધ્ધિવાળા રાજમાર્ગે થઇ કોઇ-એક ઉપવનના ભાગમાં ઉત્સવ સમાજમાં જ્યાં શો સ્ત્રીથી વિંટાએલો રાજા બેઠો હતો ત્યાં મુનિને લઇ ગઈ. રાજાએ હસીને હુકમ કર્યો કે હે ક-લ્યાણિ ! આ ઋષિની સાથે બેસ. એટલે પ્રણામ કરી પ્રીતિથી ઋષિની સાથે મદ હાસ્ય કરીને બેઠી. ત્યાં કોઇએક નાયિકા ઊભી થઇ, બે હાથ જોડીને બોલી કે હે મહારાજ, આ કામમંજરીએ મારો પરાજય કર્યો; આજથી મેં આ વેશ્યાનું દાસત્વ સ્વીકાર્યું છે. એટલું કહી તે વેશ્યાના પગમાં પડી. પછી સર્વ મનુષ્ય આશ્ચર્ય અને આનંદથી હોકારો કરવા લાગ્યાં. રાજાએ પ્રસન્ન થઈ મહા મૂલ્યવાન્ રત્નનાં આભૂષણ અને મો-ટી પેહેરામણી વેશ્યાને આપી રજા આપી. મુખ્ય વેશ્યાઓએ અને શેહેરના મુખ્ય માણસોના ટોળાઓએ વખાણ કર્યાં પછી તેણે પોતાને ઘેર જવા પેહેલાંજ તે ઋષિને કહ્યું. હે ભગવન્, આ છેલ્લા પ્રણામ છે. આ દાસી ઉપર ઘણી દયા કરી. હવે તમે સ્વાર્થ (તપશ્ચર્યા આદિ) સાધો. તે વખતે મુનિ પ્રીતિને લીધે વજ્રનો ઘા વાગ્યો હોય તેમ ચ-મકીને બોલ્યા. અરે પ્યારિ, આ શું ? આ ઉદાસીનતા કયાંથી ? મારી ઉપર તારી અસાધારણ પ્રીતિ હતી તે કયાં ગઇ ? ત્યારે કામમંજરી હસીને બોલી કે હે ભગવન્, રાજકુલમાં જેણે મારાથી પરાજયની ક-બુલાત કરી હતી તેને અને મારે કોઇએક વાતમાં મરીચિને વશ કર-વા કોઈ શકિતમાન નથી. આમ તેણે મારો તિરસ્કાર કર્યો હતો. પછી તે બાબતમાં જે હારે તેણે જીતનારનું દાસપણું કબુલ કરવું એવો નિશ્ચય કરી હું તે કામ સાધવા તૈયાર થઈ અને આ કામમાં તમારી મેહેરબા-નીથી હું પાર ઉતરી છું. તે પ્રમદાએ આવી રીતે તિરસ્કાર કર્યો તેથી તે દુષ્ટમતિ તાપસ પશ્ચાત્તાપ કરી મૂર્ખની માફક પાછો ગયો. હે મહા-ભાગ, તે સ્ત્રીએ જેને ઉપર પ્રમાણે ભ્રષ્ટ કર્યો છે તે હું પોતેજ છું એ-મ જાણો. તે વેશ્યાએ પોતાની મેળે પ્રીતિ કરીને તોડી નાંખી મને મોટું વૈરાગ્ય આપ્યું છે. પરંતુ તારો અર્થ સાધવા માટે થોડા વખત-માં હું શકિતમાન્ થઇશ તું હમણાં ચંપાપુરીમાંજ રહે.

પછી તે મુનિના મનથી જુદા પડેલા તમના* સ્પર્શની બીક લાગતી હોયની શું ? તેમ સૂર્યનારાયણ અસ્ત થયા. અને મુનિએ ત્યાગ કરેલો રાગ† આકાશમાં સંધ્યારૂપે પ્રકાશવા લાગ્યો. કમળનું વન ઋષિની કથા સાંભળીને જાણે વૈરાગ્ય આવ્યું હોય તેમ સંકોચ પામ્યું. પછી હું તે મુનિની આજ્ઞા પ્રમાણે વર્તી તેની સાથે સંધ્યા કરી અનુકૂળ વાર્તા કરી ત્યાં સુતો. કલ્પદ્રુમના કુમળીઆની કાંતિનો તિરસ્કાર કરનાર, ઉદયાચલના શિખર ઉપર દાવાનલ જેવો દેખાતો અરૂણનો પ્રકાશ થયો, એટલે તે મુનિને નમસ્કાર કરી શેહેર ભણી ચાલ્યો; એવામાં કોઈએક યતિના મઠની બહાર એકાંત આસુપાલવના ઝાડના ઝુંડ તળે બેઠેલો, બેભાન, પીડાને લીધે દુર્બલ, ઘણોજ કુરૂપ, દરિદ્ર વર્ણના કોઇએક યતિને દીઠો. તેની છાતિ ઉપર થોડાં મલિન એવાં મુખ ઉપરથી અશ્રુનાં બિંદુ પડતાં હતાં, તે જોઇને મે પાસે જઇને પૂછ્યું કે હે યતિ, તારૂં તપ કયાં અને રૂદન કયાં ? જો તે વાત છાની ન હોય તો તારા શોકનું કારણ સાંભળવાને હું ઇચ્છું છું.

યતિ બોલ્યો—અરે સૌમ્ય, સાંભળો. હું આ ચંપાનગરીમાં રહેનારા **નિધિપાલ** નામના શેઠનો મોટો પુત્ર છું અને મારૂં નામ **વસુપાલિત** છે. હું કદરૂપો છું માટે મારૂં પ્રસિદ્ધ નામ **વિરૂપક** છે અને બીજો **સુંદરક** એવા નામનો છે તેનુ રૂપ તેના નામ પ્રમાણેજ છે. તે કળા તથા ગુણથી ભરપૂર છે પરંતુ ઘણો ધનવાન્ નથી. તેની અને મારી વચ્ચે વેરઉપર‡ આજીવિકા કરનારા શેહેરના ધૂર્ત લોકોએ રૂપ મોટું કે ધન મોટું આવી રીતની ચર્ચા ઉઠાવીને લડાઇ કરાવી. પછી એક વખતે ઓચ્છવ સમાજમાં પોતાની મેળે શરૂ થએલાં એક બીજાના અપમાન કરાવનારાં ધિઃકારનાં વચનો બોલવા લાગ્યાં એવામાં લોકોએ અમને બંધ પાડીને એવી વ્યવસ્થા કરી કે “ શરીર અથવા નાણું પુરૂષાતનનું કારણ નથી” પરંતુ જેની જુવાની જોઇ ગણિકા જેને પસંદ કરે તે પુરૂષ, માટે સ્ત્રીમાં રત્ન રૂપ **કામમંજરી** જેની ઉપર આશક થાય તેને સુભગપતાકા§ મળશે. પછી અમે બન્ને જણાએ એક જગોમાં એકઠા થઇ તે

---

* અંધારૂં વા અજ્ઞાન.

† રતાશ–પ્રીતિ. ‡ પરસ્પર લડાઈ કરાવનારા લુચ્ચા.

§ રૂપાળો છે એવી પ્રસિદ્ધિ મળશે.

વેશ્યાને દૂત મોકલ્યો. પછી તે વેશ્યાએ આવી મને પસંદ કર્યો. અમે બન્ને જણા બેઠા હતા તેમાં મારી પાસે આવી.વેશ્યાએ નીલકમળ જેવી કટાક્ષ- માળા મને પેહેરાવી, તે સુંદરકનું મુખ નિચું કરાવી મૂક્યું. મને સુંદરતાનું અભિમાન આવ્યું તેથી મારા ધનની, મારા ઘરની, મારા પરિવારની, મારા દેહની અને મારા જીવતરની તેને મેં ધણીઆણી બનાવી. તે સ્ત્રીએ મને લંગોટીભર કર્યો. અને મારૂં નાણું લઇ મને કાઢી મૂક્યો ત્યારે મનુષ્ય મસ્કરી કરવા માંડયાં. પછી શેહેરનાં વૃદ્ધ પુરૂષોનો ધિઃક્કાર મારાથી સહન થઇ શક્યો નહિ, તેથી આ જૈન મઠમાં એક મુનિએ મોક્ષ માર્ગનો ઉપદેશ કર્યો અને વેશ્યાને ત્યાંથી ધીઃક્કાર પામનારને આ વેશ (યતિનો વેશ) સેહેલથી બની શકે એવો છે એમ ધારી ઘણી વધેલી વૈરાગ્યતાને લીધે મેં કોપીન પણ ત્યાગ કરી. હમણાં મારા શરીર ઉપર મેલ ચડી ગયોછે. કેશ લુંચનથી શરીરમાં મહા વેદના થવા લાગી છે, ભુખ અને તરસનું પ્રબલ દુઃખ થવા લાગ્યું છે, સ્થાન*, આસન અને શયન પણ હાથીની પેઠે નવાં નવાં ગ્રહણ કરવાથી અતિ દુઃખથી ઉદાસ થઇ વિચારમાં પડયો છું. હું બ્રાહ્મણ છું. પાખંડીના માર્ગમાં જવું આ મારો પોતાનો ધર્મ નથી, મારા પૂર્વજો શ્રુતિ અને સ્મૃતિમાં કહેલા માર્ગે ચાલતા હતા. મને મંદ ભાગ્યને આ વેશ નિંદા લાયક અને ઘણા દુઃખનું કારણ છે. વળી હરિહર અને બ્રહ્માની નિંદા નિરંતર સાંભળવાથી મરી ગયા પછી પણ નરકનું ફળ મળશે. ફળ રહિત કપટમય અધર્મના માર્ગને ધર્મની પેઠે પાળવો પડે છે. આવી રીતે પોતાનું દુરાચરણ જાણી, આ એકાંત અશોક વૃક્ષના સમૂહ નિચે આવીને પૂર્ણ રૂદન કરૂં છું. તે સાંભળી મને દયા આવી તેથી હું બોલ્યો. હે ભાઇ, થોડો વખત અહિં રહી દુઃખને સહન કર. તે વેશ્યા તારૂં નાણું તુંને પાછું આપશે એવું યત્ન હું કરીશ. પાછું મેળવવાના ઉપાયો ઘણા છે, એમ સમજાવી તેની પાછળ હું પણ ચાલ્યો. શેહેરમાં ગયો તો લોકાવાણી એવી સાંભળવામાં આવી કે શેહેરમાં ધન ઘણું છે પરંતુ શેહેર અત્યંત લોભી છે, તેથી મેં શેહેરના લોકોને નાણું નાશવંત છે; આવો

---

*જૈન ધર્મના એવો નિયમ છે કે યતિએ એક ગામમાં એક ઘેર હંમેશાં ભીક્ષા લેવા ન જવું તેમ એક અન્નજ ગ્રહણ કરવું. જે ગામમાં એક ચોમાસું કર્યું હોય તે ગામમાં ફરીને ત્રીજે વર્ષે ચોમાસું રહી શકાય છે.

ઉપદેશ આપી સમજાવ્યાં અને મેં કર્ણિના પુત્રે ચલાવેલા માર્ગમાં એટલે ચોરીના ધંધામાં મન લગાડયું. જુગટાની સભામાં જઇ જુગટીઆઓ જે કપટી હતા તેની સાથે મેળાપ કરી તેની પચીશ જાતની સઘળી જુગટાની કળાઓમાં હુશીઆરી મેળવી. ચોપટ અને હસ્ત* આદિ ક્રીડાના ઘણાં ન જણાય તેવાં કપટ કર્મમાં કપટનાં અનેક સાધન મેળવ્યાં. કપટ કર્મ શીખવનારાં, ગર્વવાળા, ધીઃકારનાં વચનો શીખતો, જીવવાની ઈચ્છા છોડીને ઉતાવળથી કાર્ય કરતો, જુગટીઆની સાથે વિશ્વાસથી વર્તતો, કબૂલ કરેલાં ધનને લેવા માટે ન્યાય, બલ, પ્રતાપ વિગેરે બતાવતો, બળી આને શાંત કરતો, દુર્બલનો તિરસ્કાર કરતો, પોતાના પક્ષમાં બીજાને કેમ લેવા તેમાં ચતુરતા વાપરતો, બીજાને નાના મોટા લોભ બતાવતો, જુગટાના ભેદને જાણતો, ધનના ભાગ પાડવામાં ઉદારતા બતાવતો, વચમાં-વચમાં બિભિત્સ શબ્દ બોલી હોકારા કરતો, અનેક બાબતનો અનુભવ કરતો જુગટા વિગેરેમાં તૃપ્તિ પામ્યો નહિ. એક વખતે કોઇ કપટીએ જરા પ્રમાદથી પાસા નાંખ્યા કે હું હસ્યો એટલે સામી તરફનો કપટી ક્રોધથી રાતી આંખો કરી મને બાળતો હોય તેમ મારી તરફ જોઇ, અરે ! હાસ્યના બાનાથી જુગટાનો માર્ગ શીખવે છે શું? હું ભલે દીન અને અજાણ્યો રહ્યો તોપણ હમણાં તારી ડાહ્યાની સાથે રમીશ, એમ કહી, જુગટીઆના અધ્યક્ષનો મત લઈ મારી સાથે રમવા લાગયો. તેમાં હું સોલ હજાર સોના મોહોર જીત્યો હતો, તેમાંથી અર્ધા પૈસા ધુતના અધ્યક્ષને અને બીજા જુગટીયાઓને આપી અર્ધું ધન લઇને રવાના થઇ ગયો. ત્યાં જે બેઠા હતા તે હર્ષમાં નિમગ્ન થઇ વાર્તા કરવા લાગ્યા. પછી મને અનુસરનારો મુખ્ય જુગટીઓ હતો તેને ત્યાં મિષ્ટાન્ન ભોજન જમ્યો; જેની ઉપર મારૂં જુગટું ચાલતું હતું તેનું નામ વિમર્દક હતું; આ મારો બીજો પ્રાણ હતો, તેની મારફતે આખા શેહેરનું ધન, કર્મ અને સ્વભાવ જાણી લીધો હતો; પછી શંકરના કંઠ જેવા ઘણા શ્યામ અંધારામાં કાળું વસ્ત્ર પહેરી, સજેલી તરવાર બાંધી, ગણેસીઓ, કાતર, સાંડસી, ખોપરી, યોગચૂર્ણ† યોગવર્તિકા‡, માપવાની દોરી, સર્પાકારનું યંત્ર,§ દોરી,

* ગોડિઆ વિગેરે હાથ ચાલાકીથી એકના બે, બેના ચાર એમ અનેક પૈસા હાથમાંથી કાઢી બતાવે છે અને વખતે ઉડાડી પણ દે છે † જે આંખમાં આંજવાથી બીજા દેખી ન શકે અને આજનારો બીજાને દેખે. ‡ ઉપર પ્રમાણે તેનો પણ ગુણ છે. § ભીતમાં તેને લગાડીને ઉપર ચડવાનું.

દીવાનું પાત્ર, ભમરાનો કરંડીઓ વિગેરે ચોરી કરવામાં સહાયરૂપ અનેક વસ્તુ લઇ કોઇ લોભીને ઘેર જઇ તેનું ઘર ફાડીને ફાટેલા જાળીઆ વડે ઘરની અંદરની રીત ભાત જાણી મહેનત વગર પોતાના ઘરની માફક તેના ઘરમાં જઇ મૂલ ધન ચોરી નિકળી ગયો. કાળા મેઘ મંડલ જેવા ઘાટા અંધારાથી ભરપૂર રાજ માર્ગમાં વીજલીના પાતની માફક એકદમ ક્ષણવારમાં અજવાળું નજરે પડચું અને શેહેરમાં ચોરી કરવાથી કોપાયમાન થએલી નગરની દેવી હોય તેવી એકાંત વખતે નિકળેલી એક સ્ત્રી ભૂષણના ખણખણાટ સાથે મારી પાસે આવી. મેં દયા સહિત પૂછચું કે હે પુત્રિ, તું કોણ છે? કયાં જાય છે? તે વખતે તે સ્ત્રી ત્રાસથી ગળગળી થઈને બોલી. આ શેહેરમાં એક **કુબેરદત્ત** નામનો ઉત્તમ ક્ષત્રિ રહે છે તેની હું કન્યા છું. મારા પિતાએ મારા જન્મ વખતે અહિંના કોઇ ધનવાનના પુત્ર **ધનમિત્ર** વેરે મારૂં વાગ્દાન કર્યું હતું. પછી **ધનમિત્રે** પોતાનાં માતા પિતા ગુજરી ગયા કેડે પોતાના નાણા વડે યાચક વર્ગ પાસેથી દરિદ્રતાને વેંચાતી લીધી (યાચકને સઘળું નાણું આપી દીધું) અને પોતે દરિદ્રી થઇ બેઠો. હું જુવાન થઈ એટલે તે મને વરવાને તૈયાર થયો. પણ તે **અર્થપતિ** નિર્ધન છે તેથી તેને ન આપી પણ બીજો કોઇ **સાર્થવાહ** એવું નામ યથાર્થ રીતે ધરાવનાર છે તેને દેવાને મારા પિતા ઇચ્છા કરે છે, તો આજ સવારે અવશ્ય અમંગળ થાશે એમ જાણી મારા પ્યારાને પ્રથમથી સંકેત આપી, મારાં મનુષ્યોને છેતરી બહાર નિકળી, બાલ્યાવસ્થાથી પરિચિત માર્ગે થઇ કેવળ કામની સહાયતાથી તેને ઘેરે જાઉં છું. માટે મને છોડી દે અને આ ઘરેણાં લે. એમ કહી ઉતારીને મને આપ્યાં. પછી મને દયા આવી તેથી તેને મેં કહ્યું કે હે સાધ્વિ, ચાલ, તુંને તારા પતિને ઘેર લઇ જાઉં, એમ કહી ત્રણ ચાર પગલાં ચાલ્યો એવામાં હાથમાં લાકડીઓ અને તરવાર લઈને શેહેરનું મોટું લશ્કર આવ્યું, તેના હાથમાં દીવા હતાં તેથી ચોમેર અજવાળું થઈ રહ્યું હતું, તેને જોઇ કન્યા ધ્રુજવા માંડી એટલે મેં કહ્યું હે કલ્યાણિ, ભય રાખીશ મા, મારા હાથમાં તરવાર છે. પરંતુ તારે માટે મેં કોમળ ઉપાય વિચાર્યો છે. હું ખોટો ઝેરનો વિકાર જણાવીને સુઈ જાઉં છું, તારે તેઓને કહેવું કે અમે રાત્રે આ શેહેરમાં આવ્યાં છીએ. આ ધર્મશાળાના ખુણામાંથી મારા પતિને સર્પ કરડયો છે, તો તમારામાંનો કોઈ મંત્ર જાણનાર દયાળુ

માણસ હોય તે આને જીવાડો અને મને અનાથને જીવત દાન આપો. તે કન્યા બીજો કંઇ પણ ઉપાય ન હતો તેથી ભયને લીધે ગદ્‌ગદ્ કંઠે થઇને મારૂં કહેલું ત્યાં જઇ તેઓને કહી રોવા લાગી તથા ધ્રુજવા માંડી. હું ઝેરના વિકારનો ઢોંગ કરી સુઇ ગયો હતો. પછી તે સેનામાં એક મંત્રવેત્તાનું અભિમાન રાખનારો હતો તે મને જોઇ મુદ્રા,* તંત્ર, મંત્ર અને ધ્યાન વિગેરેથી ઉપાય લેવા માંડયો પણ તેમાં ફાવ્યો, નહીં એટલે "આ સર્પના કરડવાથી મરી ગયો છે" કારણ કે તેનું શરીર સ્થિર અને કાળું પડી ગયું છે. આંખ સ્થિર થઇ ગઇ છે. શ્વાસ બંધ પડી ગયો છે, આમ કહીને બોલ્યો કે હે છોડી, શોક કર મા, કાલે તેને અમે અગ્નિદાહ કરશું. નસીબને કોઇ ઓલંઘન કરી શકે છે? એમ કહી બીજા સાથે ચાલ્યો ગયો. પછી હું ઉઠયો અને ઉદ્દારકને ત્યાં તે કન્યાને લઇ જઇને બોલ્યો. હું એક ચોર છું, તું તેના અંતઃકરણમાં રહેનારો છો, તે સહાયથી તે તારી પાસે આવતાં વચમાં મને મળી; હું તેને દયાથી તારી પાસે લાવ્યો છું. આ તેનાં ઘરેણાં એમ કહી કિરણ સમૂહથી અંધારાનો નાશ કરનારાં આભૂષણો તેને આપ્યાં. ઉદ્દારક તે ઘરેણાં લઇ લજ્જા અને આનંદ સહિત ઉતાવળો મને કહેવા માંડયો—આર્ય, આજ રાત્રિમાં તમેજ મને સ્ત્રી આપી અને મને ફરી તેનો ઉત્તર દેવા જેવો રહેવા દીધો નથી. કારણ કે હું કરેલા ઉપકારને કહેવા શક્તિમાન નથી. તારૂં આ કામ અદ્‌ભુત છે, એમ નહીં પણ તારો પોતાનો સ્વભાવ પણ આશ્ચર્ય જેવો ભાસે છે. આવું બીજા કોઇએ પણ કર્યું નથી. કારણ કે વસ્તુગત શક્તિ પ્રત્યેકમાં નિયમ પ્રમાણે રહેલી હોય છે, તારામાં બીજા લોભ આદિ ગુણ નથી. તેં આજ સાધુતા પ્રગટ કરી, તે ઘણું કરી તારા પૂર્વજોનાં શુધ્ધ ચરિત્રથી પણ વધારે ઉત્તમ છે. આ જે ઉદારતાનું સ્વરૂપ જોયું તેનો નિશ્ચય કરવાને તારા અભિપ્રાયની અનુમતિ લીધા વગર યોગ્ય છેજ નહિ. આ પુણ્ય કાર્યથી આ દાસ જનને તેં વેંચાતો લીધો છે; પરંતુ ઝાઝા મૂલ્યથી આ અસારને વેંચાતો લે છે તે તારી બુધ્ધિની નિંદા (હલકાઇ) છે. પ્રીયા દાનના બદલામાં શરીરનું દાન કરવું કહ્યું છે. આ સ્ત્રી મને ન મળત તો આ શરીર મરવાને

* તેના ચોવીસ ભેદ છે. કેટલાએક એકસો આઠ માને છે.

તૈયાર થાત; પણ પ્રિયાનું દાન કરીને શરીરનું દાન પણ તેંજ આપ્યું છે. મને આ ઉત્તમ દાન મળ્યું. આજથી તમારે આ અનુચરનું ભરણપોષણ કરવું, એમ કહી મારા ચરણમાં પડયો. મેં તેને ભૂમિ ઊપરથી ઉભો કરી મારી છાતી સાથે લગાડીને કહ્યું હે ભાઇ, હવે તારે શું કરવાનો વિચાર છે ? તે બોલ્યો—હે ભાઇ, કન્યાનાં માતાપિતાની અનુમતિ વગર તે કન્યાને પરણી હું જીવતો રહેવા શક્તિમાન નથી, માટે આજ રાત્રિએ આ દેશ છોડવાને ઈચ્છા રાખું છું. હું કોણ માત્ર ? તું જેમ હુકમ ફરમાવ તેમ વર્તું. પછી મેં કહ્યું તેં બહુ સારૂં વિચાર્યું. આ પોતાનો દેશ અથવા પરદેશ છે આવી ગણના પ્રવીણ પુરૂષને હોતી નથી, પરંતુ આ કન્યા ઘણી બાળક અને ઘણી કોમળ છે. વનના માર્ગો દુઃખ આપનારા અને ઘણી અડચણવાળા હોય છે. વળી આવી વાતમાં દેશ ત્યાગ કરવાથી, બુધ્ધિ અને બલનું જરા શિથિલપણું જણાઇ આવે છે. માટે આની સાથે સુખમાં અહિંજ રહે. ચાલ આને તેના બાપને ઘેર લઇ જઇએ.

પછી તે કન્યાને જલદી તેના પિતાને ઘેર લઈ જઇ દૂતી થએલી તે કન્યાદ્વારા અમોએ ત્યાંથી ધનમાત્ર ચોરી લીધું અને ફક્ત માટીનાં વાસણ મૂકી દીધાં. ચોરી કરીને ત્યાંથી નિકળી ચોરેલું ધન કયાંઇ મૂકી ચાલવા માંડયા, એવામાં માણસની ભીડમાં એક માર્ગના પડખા ઉપર એક હાથી બેઠો હતો તેની ઊપરથી માવતને હેઠો નાંખી, તે ઉપર ચઢી ગયા. મેં તેના કંઠના દોરડામાં બે પગ ભરાવીને ઉઠાડયો એટલે પાડેલા માવતની પોહોળી છાતીમાં હાથીએ તિર્યક્દંત પ્રહાર કર્યો કે માવતની છાતીમાંનાં આંતરડાં હાથીના દાંતમાં ભરાઇ ગયાં અને હાથીએ તે માવતની સેનાનો નાશ કર્યો. આ હાથી મારફતે અર્થપતિના ઘરને પાયમાલ કરાવી ત્યાંથી પલાયન કરી કોઇ જીર્ણ ઉદ્યાનમાં ઝાડની ડાળ પકડીને ઉતરી ગયા. પછી અમારે ઘેર જઇ સ્નાન કરી, પથારી પાથરી તે ઉપર સૂઇ રહ્યા.

પછી સમુદ્રમાંથી ઉદયાચલ પર્વતના પદ્મરાગમણિના શિખર સમાન, કલ્પદ્રુમના સુવર્ણ રંગના પત્ર સમૂહ જેવું પીળું સૂર્યનું મંડલ ઉદય થયુ કે અમે ઉઠી, મુખ ધોઇ પ્રાતઃકાળનાં મંગળ કાર્ય કરી, અમારાં કર્મોથી આકુળ થએલા શેહેરમાં ફરતાં ફરતાં વર અને કન્યાના ઘરમાં અમે

હોકારો સાંભળ્યો. તે એકે **અર્થપતિ**એ નાણું આપી **કુબેરદત્તને** સમજાવી કન્યાનો વિવાહ એક મહીના પછી રાખ્યોછે. મેં **ધનમિત્ર**ને એકાંતમાં એમ શિખવ્યું કે હે મિત્ર, આ ચર્મરત્નભસ્ત્રિકા (ઉતમ ચામડાની કોથળી) લઇ અંગરાજ પાસે જા અને કહે કે અનેક કોટિ દ્રવ્યવાન **વસુમિત્ર**નો હું પુત્ર છું અને મારૂં નામ **ધનમિત્ર** છે. મને આપ જાણો છોજ. મારૂં મૂલ ધન પણ હું યાચકને આપી દરિદ્ર થઇ ગયો છું. કુબેરદત્ત મારે માટે મોટી કરેલી પોતાની કન્યા દરિદ્રપણાના દોષથી મને ટાળી ફરીને **અર્થપતિ**ને દેવા તૈયાર થયો છે, ઉદ્વેગથી પ્રાણ ત્યાગ કરવા માટે એક દિવસે હું શેહેરની પાસે જીર્ણ વનમાં જઈ ગળા ઉપર છરી મૂકી મરતો હતો એટલામાં કોઇએક જટાધરે મને અટકાવીને કહ્યું. તારે સાહસ કરવાનું શું કારણ છે? મેં કહ્યું. 'અપમાંનનું સહોદર દરિદ્ર છે,' ફરીને તે કૃપાળુએ આવી રીતે અનુગ્રહ કર્યો કે હે પુત્ર, તુ મૂર્ખ છો. આત્મઘાતથી બીજું મોટું પાપ નથી. સત્પુરૂષો પોતે આત્માનો નાશ ન કરતાં પોતાનો ઉધ્ધાર કરે છે. ધન મેળવવાના ઘણા ઉપાયો છે, પરંતુ કાપેલા ગળાને પાછું સાંધી પ્રાણ મેળવવાનો એક પણ ઉપાય નથી. પ્રાણ ત્યાગ કરવાથી શું ફાયદો છે? મને મંત્ર વડે સિદ્ધિ મળી છે. આ ચર્મરત્નભસ્ત્રિકા લાખ ધન આપનારી મેં સાધી રાખી છે. હું કામરૂપ દેશમાં રહી આ ચર્મરત્નભસ્ત્રિકાના પ્રસાદથી પ્રજાની કામના પૂર્ણ કરૂં છું. મત્સર કરાવનારી વૃધ્ધાવસ્થા આવવાથી ભૂમિ ઉપર આ પ્રદેશને સ્વર્ગ જેવો દેખીને અહિં આવ્યો છું; માટે ચર્મરત્નભસ્ત્રિકાને લે. આ ચર્મરત્નભસ્ત્રિકા વાણિઆ અને મોટી વેશ્યાને ધન આપે પણ મને આપતી નથી. એવી રીતની ચર્મરત્નભસ્ત્રિકાની પ્રસિદ્ધિ છે. પરંતુ જે પાસેથી અન્યાએ કરીને જે નાણું લીધું હોય તે તેને પાછું આપવું જોઈએ. ન્યાયથી મેળવ્યું હોય તે દેવ અને બ્રાહ્મણને આપવું જોઈએ. આને દેવતાની પેઠે પવિત્ર સ્થાનમાં મૂકી આની પૂજા કરી હોય તો રોજ સવારે સુવર્ણથી પૂર્ણ દેખાય છે." આવી રીતનો પ્રકાર છે. આમ કહ્યું છે. મેં તે સાંભળી તેને પ્રણામ કર્યાં. પછી તે મુનિ મને ચર્મરત્નભસ્ત્રિકા આપીને કોઇ ગુફામાં પેસી ગયા. આ રત્ન જેવી ચર્મરત્નભસ્ત્રિકા આપને જણાવ્યા વગર ભોગવી શકાય નહીં, એટલા માટે આણી છે, હવે આપ ધણી છો. તે સાંભળી તુંને રાજા નિશ્ચય આમ કહેશે કે હે ભાઇ, તારાપર પ્રસન્ન થયો

છું, તું જા. આને ઇચ્છા પ્રમાણે ભોગવ. એટલે ફરીને કહેજે કે આને કોઇ ચોરે નહિ તેમ અનુગ્રહ કરો. એટલે તેમ પણ તે અવશ્ય સ્વીકારશે. પછી તારે, ઘેર આવી મારા કહ્યા પ્રમાણે નાણું ખરચજે અને દરરોજ સેવાતી ચર્મરત્નભસ્ત્રિકાને ચોરીમાં મેળવેલા નાણાથી પૂરી, સવારમાં લોકોને બતાવજે. એટલે **કુબેરદત્ત** નાણામાં લોભાઇ **અર્થપતિ**ને તૃણરૂપ માની પોતેજ કન્યાથી તારી સેવા કરશે. પછી **અર્થપતિ** પરણવા માટે કોપ કરીને નાણાની મગરૂરીથી દ્વેષ કરશે અને આપણે તેને જુદા જુદા ઉપાયોથી ફરીને લંગોટી બંધ કરી મૂકશું. આપણી ચોરેલી વસ્તુ આ ઉપાયથી છાની રહેશે. પછી તે **ધનમિત્ર** ખુશી થઇ તેના કહેવા પ્રમાણે કરવા માંડયો. તે દિવસથીજ મારી આજ્ઞાથી **વિમર્દક અર્થપતિ**ની નોકરી ઉઠાવવા લાગ્યો અને **ઉદ્ધારક** ઉપર વેર વધારવા માંડયો. **કુબેરદત્તે** નાણામાં લોભાઇને **અર્થપતિ**થી ઉદાસ થઇ **ધનમિત્ર**નેજ સમજાવીને પોતાની કન્યા આપી. આથી **અર્થપતિ** દ્વેષ કરવા માંડયો. એ દિવસમાંજ **કામમંજરી**ની નાની બેહેન **રાગમંજરી** શેહેરની જાહેર સભામાં નૃત્ય કરવાની હતી. તેથી શેહેરનાં માણસો ઘણા આદરથી ભેળાં થયાં હતાં, હું (**અપહારવર્મા**) મારા મિત્ર **ધનમિત્ર** સાથે ત્યાં ગયો. તે સ્ત્રીએ નાચવું શરૂ કર્યું. બીજા નાચમાં મારૂં મન લલચાયું. તે સ્ત્રીની દૃષ્ટિના વિલાસરૂપ કમળ વનરૂપિ આચ્છાદનથી બહાર નિકળેલો કામદેવ ભાવ* અને રસની† સામગ્રીથી વધારે બળવાન થએલો હોય તેમ મને અત્યંત દુઃખ દેવા માંડયો. પછી તે **રાગમંજરી**એ નગરમાં ચોરી કરવાથી કોપાયમાન થએલી નગરની દેવતા હોયની? તેમ નીલ કમળના પત્ર જેવી શ્યામ રંગની, લીલા કટાક્ષની માલારૂપ શાંકળથી મને બાંધ્યો. પોતાની સિદ્ધિ પૂર્ણ થવાથી શોભાયમાન તે સ્ત્રી નૃત્ય કરી રહ્યા પછી, રમતથી કે ઇચ્છાથી કે કોણ જાણે અકસ્માત્ વારંવાર સખીઓ પણ ન જાણે તેમ કટાક્ષ દૃષ્ટિના વિલાસથી ભ્રૂકુટી લતાને વાંકી કરી મને જોઈ, અભિપ્રાય સહિત જરા દાંતના કિરણોનો પ્રકાશ થાય તેમ હાસ્ય કરી ચાલી ગઇ. અને મનુષ્યોનાં નેત્રો અને મન તેની પાછળ જવા લાગ્યાં.

હું મિત્રને ઘેર આવ્યો. પછી ઘણી કામપીડા થઇ તેથી મને આ-

---

* વિભાવ આદિ. † નવ રસ.

હારમાં રૂચિ થઇ નહિ, એટલે માથું દુઃખવાનું બાનું કરી એકાંતમાં શય્યા ઉપર શિથિલ અવયવ કરીને સુઇ રહ્યો. કામ તંત્રમાં નિપુણ ધનમિત્ર એકાંતમાં મારી પાસે આવીને મને કહેવા માંડયો. હે મિત્ર, ગણિકાની છોકરી જે ઘણિ સારી છે, તેની ઉપર તમારૂં મન આશક છે. મેં તેના અંતઃકરણની વૃત્તિ સારી રીતે જાણી લીધી છે, કામદેવ તેને પણ હમણાં પોતાની બાણ શય્યામાં સુવરાવશે. ઉચિત પ્રેમ કરનારાં તમારાં બન્નેનો સમાગમ વગર મહેનતે થાશે. વળી તે ગણિકાની કન્યાએ નિશ્ચય કરી ગણિકાના પોતાના ધર્મથી ઉલટા, ઉત્તમ અને ઉદાર મનથી કહ્યું હતું. કે મારૂં મૂલ્ય ગુણ છે પણ ધન નથી. પ્રાણિગ્રહણ વગર આ જુવાની બીજાને ભોગવવા લાયક નથી. તેની બેહેન કામમંજરી અને તેની માતા માધવસેનાએ તેને વારંવાર અટકાવ્યા છતાં પણ અટકાવી શકી નહીં, તેથી તે કામમાં વિફળ થઈ રાજા પાસે ગળગળી થઇ જણાવા લાગી કે હે મહારાજ, આપની દાસી રૂપપ્રમાણે સ્વભાવ અને કલામાં કુશળ આ રાગમંજરી અમારા મનોરથ પૂરશે, એવી અમને મોટી આશા હતી. તે આજ મૂળથીજ નાશ થઇ. કારણ આ પોતાના કુલ ધર્મને તજી નાણાની દરકાર કર્યા વગર ગુણને માટે પોતાની જુવાની વેંચવાની ઈચ્છા કરે છે. તે અખંડ કુલિન સ્ત્રીનું આચરણ કરશે. તે આપની આજ્ઞાથી સમજી જાય તો ઘણું સારૂં થાય. રાજાએ તેના આગ્રહને લીધે તે કન્યાને તેવી રીતે સમજાવી તો પણ કન્યાએ રાજાનાં વચનનને કબૂલ કર્યું નહિ. પછી તેની બેન અને માતા રૂદન કરીને રાજાને કહેવા લાગ્યાં. કે જો કોઇ પણ કામી અમારી મરજી વગર આ કન્યાને છેતરી ભગાડી જાય તો તેને ચોરની માફક મારવો. આવી રીતે ત્યાં વાત થઇ છે તો ધન વગર તેની માતા વિગેરે કબૂલ કરશે નહિ. માટે તે ધન આપનાર પાસે ન જાય તેવો ઉપાય અહિં વિચારવો જોઇએ. મેં કહ્યું, તેમાં વિચાર કરવાનો શો છે. ગુણ વડે તે કન્યાને લોભાવી તેના કુટુંબને ગુપ્ત રીતે ધન આપી રાજી કરીએ.

પછી કામમંજરીની મુખ્ય દૂતી ધર્મરક્ષિતા નામની હતી. આ બૌધ ધર્મની આર્યા હતી, તેને વસ્ત્ર અને અન્ન આદિ આપીને વશ કરી, તે દ્વારા તે વેશ્યા સાથે પૈસાનો ઠરાવ કર્યો કે જો રાગમંજરી મને સોંપે તો મારે ઉદારક પાસેથી ચર્મરત્નભસ્ત્રિકા ચોરીને તુંને આપવી. તે વેશ્યાએ

તેવી રીતે કબૂલ કર્યા પછી તે બાબતને તેવી રીતે કરી, મારા ગુણુમાં મોહિત થએલી રાગમંજરીનું પાણિગ્રહણ મેં કર્યું. જે રાત્રિમાં ચર્મરત્નભસ્ત્રિકાની ચોરીની વાર્તા ચાલી હતી, તેજ રાત્રિના આરંભમાં કોઇ કારણ સર બોલાવેલાં શેહેરનાં મુખ્ય માણસો સાંભળે તેમ મારા દૂત વિમર્દકે અર્થપતિના પક્ષનો થઇ ધનમિત્રનું અપમાન કરી તેનો બહુ તિરસ્કાર કર્યો. ધનમિત્રે કહ્યું હે ભાઈ, તેમાં તારે શું પ્રયોજન છે ? કારણ કે પર માટે મારી નિંદા કરે છે. મેં તારૂં ભુંડું કર્યું હોય એમ મને જણાતું નથી. વિમર્દક ફરી તિરસ્કાર કરીને બોલ્યો કે, પૈસાથી વેંચાતી લીધેલી પરસ્ત્રીને તેનાં માતાપિતાને ધનથી લોભાવી પોતાની કરવા ધારે છે. આ તારો ધનનો ગર્વ છે અને કહે છે કે મેં તારો શો આપરાધ કર્યો પણ અર્થપતિ સાર્થવાહના બાહેર ફરનારા પ્રાણ વિમર્દક છે. એ વાર્તા તો પ્રસિદ્ધજ છે. હું તેના માટે બ્રહ્મ હત્યા પણ કરૂંજ. તારી ચર્મરત્નભસ્ત્રિકાના અહંકારના દાહથી થએલો મને જે જ્વર છે તેનો ઉપાય એક રાત્રિનું જાગરણ છે. આમ બોલવા માંડયા પછી શેહેરનાં મુખ્ય મનુષ્યોએ ગુસ્સો કરીને વાર્યો અને વિમર્દકનો તિરસ્કાર કર્યો. ધનમિત્રે કૃત્રિમ પિડાથી ચર્મરત્નભસ્ત્રિકાની ચોરીની વાર્તા આરંભથી અંત પર્યંત અંગ રાજાને કહી સંભળાવી. રાજાએ અર્થપતિને એકાંતમાં બોલાવીને પૂછ્યું કે આ શેહેરમાં કોઇ વિમર્દક નામનો માણસ રહે છે ?

અર્થપતિ બોલ્યો, મહારાજ તે મારો પરમ મિત્ર છે. તેનાથી તમારે શું કામ છે?

રાજાએ કહ્યું–તેને બોલાવી શકીશ?

અર્થપતિ કહે છે–હા, શક્તિમાન છું. એમ કહી ત્યાંથી નિકળી તેને ઘેર, વેશ્યાવાડામાં, જુગટા સભામાં અને બજારમાં સારી રીતે ખોળ્યો પણ ન જડયો. પણ તે લુચ્ચો ક્યાંથી મળે ? તે તો મારી પાસેથી તમારી ઓળખાણનાં ચિન્હો જાણી, મારી આજ્ઞાથી તેજ દિવસે તમને ખોળવા માટે ઉજ્જેણમાં ગયો હતો. અર્થપતિએ તે ન મળવાથી તેણે કહેલો અપરાધ પોતાનો માની મોહથી અથવા તો ભયથી વિપરીત રીતે જવાબ આપ્યો અને ધનમિત્રે ફરીને ફરીઆદી કરી તેના અપરાધને જાહેર કર્યો એટલે રાજાએ કોપ કરી અર્થપતિને પકડાવી બેડીમાં નાંખી દીધો.

તેજ દિવસમાં શાસ્ત્રમાં કહેલા વિધિ પ્રમાણે ચર્મરત્નભસ્ત્રિકાને દોહવાની ઇચ્છાથી **કામમંજરી** પેહેલાં લુંટેલા, યતિ થએલા **વિરૂપક** પાસે એકાંતમાં જઇ તેનાથી લીધેલું સઘળું નાણું તેને પાછું આપી વિનયથી ઘણું સમજાવી પાછી આવી. **વિરૂપક** પણ બૌધ સિદ્ધાંતથી માંડ માંડ છુટો થઇ, મારા બોધથી ઘણો રાજી થઈ, ફરી પોતાનો ધર્મ પાળવા લાગ્યો. **કામમંજરી**એ પણ કેટલાએક દિવસો પછી ચર્મરત્નભસ્ત્રિકાને દોહવાની ઇચ્છાથી ચુલા પર્યંત સઘળું દાન રૂપે અર્પણ કરી પોતાનો ઉદય કર્યો. પછી મારા ઉપદેશથી **ધનમિત્રે** રાજાને વિનંતિ કરી કે–હે દેવ, જે આ ગણિકા **કામમંજરી** ઘણી લોભી હોવાથી **લોભમંજરી** એવું લોક નિંદાનું પાત્ર થઇ હતી, તે આજે મૂસળ, ખાંડણીઆ, ચુલા વગેરે ઘરની સર્વ વસ્તુ બેદરકારીથી આપી દે છે માટે ચર્મરત્નભસ્ત્રિકા મળવાનું કારણ જણાય છે. તેનો પ્રકાર પણ ખરે-ખર તેવોજ છે. વાણિઆને અને મુખ્ય વેશ્યાને તે પોતાનું ફળ આપે છે પણ બીજાને આપતી નથી; આ તેની ઓળખાણ છે. માટે મને આની શંકા છે. તે વખતે રાજાએ તે વેશ્યાને ઝટ તેની માતાની સાથે બોલાવી. ઉતરી ગએલે ચેહેરે મેં તે વેશ્યાને એકાંતમાં કહ્યું. અરે આર્યે, તું ખુલ્લી રીતે સર્વસ્વ ત્યાગ કરે છે તે ઉપરથી ચર્મરત્નભસ્ત્રિકાની ચોરીની શંકા તારી ઉપર આવે છે. અંગરાજા પૂછવા માટે તુંને બોલાવે છે. વારંવાર આગ્રહથી તુંને તે પૂછે તો પણ તારે ચર્મરત્નભસ્ત્રિકા **અપહારવર્મે** આપી છે એમ કહેવું નહિ. નહિંતર મારો ચિત્રવધ* થશે. હું જ્યારે મરી જઇશ ત્યારે તારી બેહેન પણ પોતાના પ્રાણ તજશે અને તું નિર્ધન થઇ જઈશ અને આ ચર્મરત્નભસ્ત્રિકા **ધનમિત્ર** ભોગવશે. આ આપત્તિ ચોમેરથી તારો અનર્થ કરનારી છે. માટે તેનો શો ઉપાય કરવો? ત્યારે તેની માતા અને **કામમંજરી** નેત્રમાંથી અશ્રુ પાડતાં બોલ્યાં કે આ રહસ્ય અમારી મુર્ખાઇથી જાહેર પડી ગયું છે. બે ત્રણ કે ચારવાર છાનું રાખીને પણ રાજા જો આગ્રહથી પૂછશે તો ખરેખર ચોરેલી વસ્તુ તારાથી મળી છે તેમ કહેવું પડશે. જ્યારે તારો નાશ થશે ત્યારે અમારૂં કુટુંબ દુઃખી થશે. માટે પ્રથમથી **અર્થપતિ** ઉપર આ કલંક લાગ્યું છે.

---

* હાથીને પગે બાંધીને મારવો કે બીજા જલ આદિમાં ડુબાડવા વિગેરે ઉપાયોથી મારવો તે ચિત્રવધ કહેવાય છે.

અને તે દુષ્ટને આપણી સાથે સોબત છે એટલા માટે તેણેજ અમને આપી છે, એમ કહી પોતાનું રક્ષણ કરવું તે ઉચિત છે. તે બન્ને જણાં તેવી રીતે મારી પાસે કબૂલ કરી રાજમેહેલમાં ગયાં; તે વખતે તે બન્ને સ્ત્રીને રાજા પૂછવા લાગ્યો કે તુર્ત તેઓ બોલી કે અમારે આપનારનું નામ આપવું તે વેશ્યા કુળને ઉચિત નથી. પુરૂષો ન્યાયવડે મેળવેલા નાણાથી વેશ્યને અનુસરતા નથી તથાપિ રાજાએ વારંવાર ઘણું પૂછ્યું પછી કાન અને નાક કાપવાની બાબતથી ભય પામી પાપિણી વેશ્યાએ તપસ્વી **અર્થપતિનું** નામ લીધુ. રાજાએ કોપ કરી તેને મારવાનો હુકમ કર્યો એટલે **ધનમિત્રે** બે હાથ જોડીને મારવાની ના પાડી અને કહ્યું કે હે આર્ય, આવા અપરાધોમાં પ્રાણાંત દંડ દેવો જોઇએ નહિ, એવો રાજનીતિ કર્તા **મૌર્યે** વાણીઆઓને વર આપેલો છે. જો આપને ગુસ્સો ચડયો હોય તો તે પાપીનું સર્વસ્વ લુંટી એને કાઢી મૂકો. આમ કહેવાથી **ધનમિત્રની** કીર્તિ ફેલાણી અને રાજા રાજી થયો. પછી નાણાંથી મત્ત થએલા **અર્થપતિને** જીર્ણ વસ્ત્રના કટકા સાથે સઘળા શેહેરના મનુષ્યની સમક્ષમાં શેહેર બહાર કાઢી મૂક્યો. પછી ધનમિત્રની પ્રેરણાથી રાજાએ દયા આણી તેના ધનમાંથી થોડો હિસ્સો ચર્મરત્ન રૂપી મોહિનીથી જેતું સર્વસ્વ નાશ થએલું હતું એવી બીચારી **કામમંજરીને** આપ્યું. પછી સારે દિવસે **ધનમિત્ર કુલપાલિકાને** પરણ્યો. આવી રીતે સિદ્ધ સંકલ્પ થવાથી મેં **રાગમંજરીનું** ઘર સોનાથી અને રત્નથી ભરી દીધું.

આ શેહેરમાં લોભી ધનવાનને ત્યાં એવી રીતે ખાતરો પાડયાં કે, મારા પોતાના આપેલા નાણાંથી ધનવાન થએલા યાચક વર્ગને ઘેર શંકર હાથમાં ખપ્પર લઇને ભિક્ષા માગવા લાગ્યા. મનુષ્ય અતિ નિપુણ હોય તો પણ નસીબે લખેલી રેખાને ઉલ્લંઘવા શકિતમાન થતો નથી. કારણ હું એક વખતે **રાગમંજરીનો** પ્રણય કોપ શમાવવાને અર્થે તેને વિનયથી મદિરા પાઇ વારંવાર સ્નેહથી તેણે મુખમાંથી આપેલો મદિરાનો કોગળો પીને મદમત્ત થયો હતો. વ્યસનમાં પણ જે હંમેશાનું કાર્ય હોય તે કાર્યજ ચાલુ થાય છે, આ મદ અને ઉન્માદનો સ્વભાવ છે. હું ઘણો મદ ચડવાથી 'આ આખું શેહેર એક રાત્રિમાં નિર્ધન કરી તારા ઘરને પૂરી દઇશ' આમ બોલી ખિન્ન થએલી પ્રિયાએ કરેલા સો પ્રણામને દૂર કરી વેગથી શાંકળ તોડીને મત્ત હાથી જેમ ભાગે તેમ થોડા માણુસની સાથે હાથમાં

તરવાર લઇ ઘણા વેગથી દોડી ગયો. મારી પાછળ શૃગાલિકા નામની કોઇ એક ધાવ દોડી. સામા આવતાં શેહેરનાં માણસો સાથે નિ:શંક રીતે લડાઇ કરી, તેથી તેઓએ ચોર માની મને માર્યો તો પણ ઘણો ગુસ્સે ન થઇ રમત કરતો હોઉં તેમ મદને લીધે શિથિલ થએલા હાથમાંથી પડેલી તરવારથી બે ત્રણને મારી નિચે પડી ગયો. આ વખતે મારી આંખો ઘેરાયલી લાલચોળ થઇ હતી. પછી શૃગાલિકા ચીશો પાડતી મારી પાસે આવી ત્યાં તો શત્રુઓએ મને બાંધ્યો. ઝટ મદને હરનારી આપત્તિ દૂર થઇ અને તેજ વખતે નવી નવી બાબતોને સુઝાડનારી પ્રતિભા (જ્ઞાન) ઉત્પન્ન થઇ એટલે વિચારવા માંડયો. અરે! મૂઢપણાથી આ મોટી આપત્તિ આવી. ધનમિત્રને મારી સાથે જાહેર મિત્રાઇ છે અને રાગમંજરી મારી છે. મારા પાપમાં પરોવાઇને તે બંને જણાં આવતી કાલે અવશ્ય પકડાશે. માટે અહિં એમ કરવું જોઇએ કે જે કરવાથી તે બંને જણાનું રાજદંડથી રક્ષણ થાય. વળી તે જુદા પ્રકારથી મારૂં રક્ષણ કરશે એમ ધારી મેં પોતેજ એક ઉપાય વિચારીને શૃગાલિકાને કહ્યું—અરે ડોસી, અર્થમાં લોભાએલી પાપિણી ગણિકા રાગમંજરીનો ચર્મરત્નભસ્ત્રિકાથી મદોન્મત્ત થએલા મારા કપટી મિત્ર ધનમિત્ર સાથે જેણે મેલાપ કરાવ્યો. એવી તું તેની પાસે જા. તારૂં પણ મોત આવ્યું છે. તે ચર્મરત્નભસ્ત્રિકા ચોરી તારી દીકરીનું ધન અને ઘરેણા ચોરી તે પાપી ધનમિત્રના પ્રાણ આજજ નાશ કરી સુખ મળે તેમ કરૂં. પેલી ધૂર્ત શિરોમણી મારી સૂચનાને સમજી આંખમાં આંસુ આણી, બે હાથ જોડી તે સીપાઈઓ પાસે જઇ પ્રણામ કરી મારી આગળ સામપૂર્વક પ્રાર્થના કરવા માંડી. અરે ભાઇઓ, અકસ્માત અમારૂં ધન ચોરાયું છે, તેનો પત્તો આની પાસેથી થોડા વખતમાં મેળવું તેટલી વખત તમે ઉભા રહો. પછી તેઓ ઠીક એમ કહી ઉભા રહ્યા ત્યારે ફરીને તે મારી પાસે આવીને બોલી, અરે સૌમ્ય, આ દાસી જનના એક અપરાધની ક્ષમા કર. તારી સ્રીને ભ્રષ્ટ કરનાર તે ધનમિત્ર ભલે તારો વૈરી હોય. પરંતુ તારી ઘણા કાળથી કરેલી-સેવા તરફ જોઇ દાસી રાગમંજરી ઉપર અનુગ્રહ કરવો ઉચિત છે. વેશ્યાઓને ઘરેણાં સાથે વિશેષ કાર્ય પડે છે, માટે કહે તેનાં આભૂષણ કયાં મૂકયાં છે? એમ કહી પગમાં પડી. પછી હું દયા કરતો હોઉં તેમ બોલ્યો. ભલે

મૃત્યુના હસ્તમાં ગએલા તે મનુષ્યની સાથે મારે વેર કરવાનું શું પ્રયોજન છે ? તે કાનમાં કહેતો હઉં તેમ તે વૃધ્ધ શૃગાલિકાને કરવાનું જે મુખ્ય કામ હતું તે યથાર્થ રીતે કહી બતાવ્યું. પેલી નાણું જડયું હોય તેમ મુખ કરી, ઘણા દિવસ જીવતો રહે, દેવતાઓ તુને પ્રસંન થાઓ, રાજા અંગરાજ પણ પરાક્રમથી પ્રસંન થઇ તુંને છોડી મૂકો, આ સામા ઉભેલા સીપાઇઓ પણ તારી ઉપર દયા કરો, આમ કહી ક્ષણવારમાં ચાલી નિકળી. પછી કોટવાળના હુકમથી મને કેદખાનામાં લઈ ગયા.

બીજે દિવસે ઘણો ગર્વી, પોતાને ભાગ્યવાન માનનાર **કાંતક** નામનો એક કેદખાનાનો ઉપરી આવ્યો. આને તેના પિતા થોડા વખત થયા મરી ગયા હતા તેથી થોડા વખતમાં અધિકાર મળ્યો હતો. તે જરા તિરસ્કાર કરી મને કેહેવા લાગ્યો કે, જો **ધનમિત્રને** ચમેરત્નભસ્ત્રિકા પાછી નહિ આપે તથા શેહેરનાં માણસોનાં ચોરેલાં ધન પાછાં નહિ આપે તો તારે અઢાર જાતનાં દુઃખ ભોગવી અંતે મૃત્યુના મુખનું દર્શન કરવું પડશે. મેં હસીને કહ્યું કે અરે મહાશય, જન્મથી ચોરેલું નાણું આપું પણ **અર્થપતિની** સ્ત્રીનું હરણ કરનારા, શત્રુ, મારા કપટી મિત્ર, **ધનમિત્રની** ચમેરત્નભસ્ત્રિકા સંબંધી આશા નહિ પુરૂં. આ મારી મજબૂત પ્રતિજ્ઞા છે. ત્યાં ક્રમ પ્રમાણે સામ, દામના પ્રપંચરૂપ તિરસ્કાર વિગેરે પ્રશ્નો ચાલવા માંડયાં અને અનુકૂલ અન્ન, પાન મળવાથી કેટલાએક દિવસે મારાં વ્રણ રૂંઝાવાથી હું સાજો થયો.

પછી એક વખતે કૃષ્ણનાં પીત વસ્ત્ર જેવી પીળી કાંતિવાળો દિવસ ક્ષય થવા આવ્યો અર્થાત્ સંધ્યાકાળ થવા આવ્યો ત્યારે ખુસી થતી **શૃગાલિકા** ઉજ્વલ પોશાક પહેરીને આવી. સીપાઇઓ દૂર હતા તેથી મને આલિંગન કરીને બોલી. આર્ય, ખુસીમાં છો કે? તારી સારી નીતિ ફળી. જેમ હુકમ કર્યો હતો તેમ **ધનમિત્ર** પાસે જઈને મેં નિચે પ્રમાણે કહ્યું છે કે આર્ય **ધનમિત્ર**, ઉપર પ્રમાણે દુઃખી થએલો તારો મિત્ર આમ કહે છે કે વેશ્યાના સંબંધમાંથી સહજ થએલા પાન દોષથી* હું બંધાણો છું, માટે તારે આજેજ નિઃશંક રીતે રાજાને જણાવવું કે, દેવ, આપના પ્રસાદથીજ તે **અર્થપતિએ** ચોરેલી ચમેરત્નભસ્ત્રિકા

* દારૂપીવાનો દોષ.

મળી છે. કોઇ રાગમંજરીનો ધણિ જુગટામાં ધુર્ત કલા, કવિતા અને લોકવ્યવહારમાં ઘણો નિપુણ છે. મેં તેની સાથે સોબત કરી હતી અને તેના સંબંધથી હંમેશાં વસ્ત્ર અને આભરણ આદિ મોકલી તેની સ્ત્રીને હું અનુસરતો હતો તેથી ક્ષુદ્ર અંતઃકરણવાળા ધુર્તને શંકા આવી અને ગુસ્સે થઇને તે રાગમંજરીની ચર્મરત્નભસ્ત્રિકા અને આભરણનો ડાબલો ચોરી ગયો. અને ફરીને ચોરી માટે ભમતો હતો એવામાં શેહેરનાં માણસોએ તેને પકડયો. પછી રાગમંજરીની દૂતી રૂદન કરવા લાગી તેથી આપત્તિમાં આવેલા તે ધૂર્તે પ્રથમ સ્નેહને અનુસરી જ્યાં ઘરેણાંનો ડાબલો દાટયો હતો તે સ્થાન બતાવ્યું. મેં પણ ચર્મરત્નભસ્ત્રિકા લેવા માટે ઉપાય ચલાવ્યો છે. જો તે આપે તો આપ નામદારે તેની ઉપર મેહેર કરવી. આવી રીતે જણાવવાથી રાજા મને મારશે નહિ પણ સમજાવીને પાછું તુંને ધન અપાવવાનું યત્ન કરશે, તે મને પણ અનુકૂલ છે. તમારા પ્રતાપથી તે જાણીતો હતો તેને લીધે તેણે પણ તે નિઃશક રીતે કબૂલ કર્યું. પછી તમારી ઓળખાણથી રાગમંજરીને વિશ્વાસ પહોંચાડી તેની પાસેથી તમારે માટે ઇચ્છા પ્રમાણે ધન મેળવી રાજપુત્રી અંબાલીકાની ધાત્રી માંગલિકાને તમે ઉપદેશ કરેલા માર્ગથી ખુશી કરી, તે દ્વારા રાગમંજરી અને અંબાલીકાની પરમ મિત્રાઇ વધારી નિરંતર નવી નવી ભેટો મેળાતી મનોહર અદ્દ્ભુત કથાઓ કહી, તેની પ્રેમ પાત્ર થઇ. એક વખતે અંબાલીકા હવેલી ઉપર ઉભી હતી તેવામાં તેના કાન ઉપરનું કમળ પોતાને સ્થાનકે હતું તો પણ ખસી ગયું એમ બાનો કાઢી, સરખું કરતાં ગાંડીની પેઠે હેઠે નાંખીને ભૂમિ ઉપરથી પાછું ઉપાડી તે કમળ કન્યાના અંતઃપુરના ગૃહના આંગણામાં કોઇ પણ કારણથી આવેલા કાંતકને, મૈથુન કરતાં એવાં પારેવાને ભય દેખાડવાનો બાનો કાઢી હસીને માર્યું. કાંતક પણ તેથી પોતાને રૂપવાન સમજી, જરા ઉંચું જોઇ, હસતો હસતો મારા કર્મથી હાસ્ય કરતી રાજકુમારીએ પોતા ઉપર ખુસી બતાવીને આ હાસ્ય કર્યું એવી કલ્પના જેમ કરે તેમ મેં પણ સંજ્ઞાવડે નિપુણતા વાપરી. કામે પણ વિષ ભરેલું બાણનું ધનુપૂ એ રીતે માર્યું કે, તે અત્યંત મૂર્છિત થઇ ત્યાંથી માંડ માંડ ભાગ્યો.

સાયંકાલે શૃગાલીકા રાજકન્યાના નામાક્ષરની વીંટી, આંબાનું તેલ,

કર્પૂરવાળું સુગંધી પાન, બે વસ્ત્ર અને કેટલાંએક આભૂષણ, એક નેતરની પેટીમાં ભરી કોઇ એક છોકરી પાસે ઉપડાવી રાગમંજરીની છે, એમ કહી કાંતકને ઘેર ગઇ. અગાધ પ્રેમ સાગરમાં ડુબી ગએલો કાંતક સમુદ્રમાં ડુબેલાને વાહાણ મળવાથી જેમ ખુશી થાય તેમ મને મળીને ઘણો ખુશી થયો. મેં રાજકુમારીની દારૂણ અવસ્થા વર્ણવી તે દુરાત્માને ઘણો મદોન્મત્ત કર્યો છે. તે મૂર્ખે મારી પાસે બહુ પ્રાર્થના કરી એટલે બીજે દિવસે હું તેની પાસે ગઇ ત્યારે મેં તેને કહ્યું કે તારી પ્રિયાએ આ મોકલેલું છે, એમ કહી મારા મુખનુંજ તાંબૂલ, મારા શરીરમાં ચોપડવાથી બાકી બચેલો અંગરાગ અને મલિન વસ્ત્ર આદિ તેને આપ્યાં, અને કાંતક પાસેથી તેના મુખનું બીડું રાજકન્યા માટે લઇ છાનાં મૂકી રાખ્યાં. આવી રીતે તેની કામાગ્નિને પ્રદીપ્ત કરીને મેં એકાંતમાં ઉપદેશ કર્યો કે હે આર્ય, તમારાં ચરિત્રો ઉત્તમ છે. વળી મારો ઓળખીતો કોઈ એક જોશી છે,તેણે આજ્ઞા કરી છે કે કાંતકના હાથમાં આ રાજ્ય આવશે, તેવાં તેમાં લક્ષણ છે તેને અનુસરી આ રાજકન્યા તારી ઉપર આસક્ત રહે છે. રાજાને તે એકજ છોકરી છે, તેનો તારી સાથે સમાગમ જાણી ગુસ્સે થશે, પણ દિકરીના મરણની બીકથી નાશ કરશે નહિ, પરંતુ યુવરાજની જગો આપશે. આવી રીતે વર્તવાથી તુંને તે કન્યા રાજ્ય મેળવી આપશે. અરે ભાઇ, શા માટે ઉપાય કરતો નથી? કુમારીપુર (અંતઃપુર) માં આવવાનો ઉપાય કેમ જાણતો નથી? કેદખાનાની ભિંતથી ઉપવનના કિલ્લાને ત્રણ વામનું છેટું છે; ત્યાં કોઇ પ્રવીણ ચોર મારફતે એવડી સુરંગ ખોદાવી ઉપવનમાં આવજે. પ્રસિધ્ધિમાં તારી રક્ષા અમારે આધીન છે, તેનો પરિવાર ઘણોજ માયાળુ છે, તેથી રહસ્ય ખુલ્લું કરશે નહિ.

કાંતક બોલ્યો—હે કલ્યાણિ, તેં ઠીક કહ્યું. કોઇ એક ચોર છે તે સુરંગાદિ ખોદવાના કામમાં સગરના પુત્રમાંનો જાણે એક હોયની તેવો છે. તે જો મળે તો આ કામ ક્ષણવારમાં સાધી શકીએ. ત્યારે મેં તેને પૂછ્યું કે તે કોણ છે? શા માટે ન મળે? ત્યારે તેણે ધનમિત્રની ચર્મરત્નભસ્ત્રિકા ચોરી હતી તે, એમ કહી તુંનેજ બતાવ્યો. એટલે મેં કહ્યું, તેમ હોય તો તારે તેને કહેવું કે આ કામ સાધી રહીશ ત્યારબાદ તુંને હરકોઇ ઉપાયોથી હું બંધનમાંથી છોડી મૂકીશ. આમ શપથ પૂર્વક તેની સાથે સંધિ

કરી, કામ સિધ્ધ થઇ રહે એટલે ફરીથી કેદ કરી, આ જે ચોર છે તેને સર્વથા શિક્ષાજ દેવી જોઇએ તેના તિરસ્કાર કરવો જોઇએ નહિ. જ્યારે ઘણું દુ:ખ આપશું ત્યારે તે ચર્મરત્નભસ્રિકા બતાવશે. આમ રાજાને જણાવી, તેને વિચિત્ર રીતે મારજે. તેમ થયા પછી પ્રયોજન સિધ્ધ થાશે અને રહસ્ય ખુલ્લું પડશે નહિ. તે ઘણો ખુશી થયો છે અને મારી પાસે આવી તુંને લોભાવવા માટે મને મોકલીને બાહેર ઉભો છે. હવે પછી જે કરવાનું હોય તે વિચારો. હે રાજવાહન, પછી મેં રાજી થઇને કહ્યું કે મારૂં કહેવું તો અલ્પ હતું પણ તેમાં તારી બુધ્ધિ મોટી છે માટે તેને અહિં બોલાવ. પછી તેને અંદર બોલાવ્યો એટલે તેણે અંદર આવી, મને છોડી મૂકવાના સોગન લીધા અને છાની વાત ખુલ્લી કરવાના મેં સોગન ખાધા. બંધનમાંથી બહાર નીકળી, સ્નાન, ભોજન અને ચંદનલેપન આદિનો અનુભવ કરી, નિત્ય અંધારા કારાગૃહની ભિંતના ખુણાથી માંડી સર્પાકાર હથીઆરવડે સુરંગ ખોદી, પછી મેં વિચાર કર્યો કે આનું, મને મારવાનું મન છે, પણ મને છોડવા માટે જુઠા શપથ ખાધા છે, માટે તેને મારવાથી પણ મને ખોટું બોલવાનો દોષ લાગશે નહીં. પછી મને બંધનમાં નાંખવા માટે એકદમ લાંબા હાથ કરીને કાંતક આવતો હતો. તે વખતે મેં તેની છાતીમાં એક લાત મારી તેથી તે હેઠો પડી ગયો એટલે તેની છરીથી તેનું માથું કાપી નાંખ્યું અને શૃગાલિકાને કહ્યું કે હે કલ્યાણી, બોલ, કન્યાનો અંત:પુર કેવી રીતનો છે. આ મોટી મહેનત વૃથા ન થવી જોઈએ. અંત:પુરમાંથી કાંઇ ચોરીને ભાગી જાઇશ. પછી શૃગાલિકાએ બતાવેલા પ્રદેશથી કન્યાના અંત:પુરમાં ગયો, ત્યાં મણિના દીવાઓ બળતા હતા, અનેક ક્રીડા કરવાથી ખેદમાં સુતેલા પરિજનની મધ્યમાં હંસના જેવા શ્વેત રંગના રૂ વડે ભરેલા ગાદલાથી આચ્છાદિત, મોટા અમૂલ્ય રત્નથી જડેલા સિંહાકારના દાંતના પાયાવાળો એક પર્યંક હતો, જેના પાંગતના ભાગમાં પુષ્પ વેરાયલાં છે, એવા તે પર્યંક ઉપર એક રાજકન્યાને સુતેલી દીઠી. તેના ડાબા ચરણના ફણાની નિચે જમણા પગનો નીચેનો ભાગ ભેરવેલો હતો. ઘુંટણની સંધિ જરા ગોળ અને મનોહર હતી. જાંઘ પરસ્પર મળેલી હતી. બન્ને કોમળ જાનું સંકોચ પામેલા હતા, સાથળ જરા વાંકા હતા, નિતંબ*

* કુલા.

ઉપડ મૂકેલા, ખસી ગએલા એક હસ્તના અગ્ર ભાગથી મનોહ-ર દેખાતી હતી, ઓસીકાની નિચે જરા વાંકું અને ઉંચું બીજા હાથના તળીયા રૂપ કમળ મૂકેલું હતું, શ્રોણિ મંડલ જરા વાંકું હતું, રેશમી ચણીઓ શરીરમાં ઘણોજ ચોટી ગયો હતો, ઘણું થોડું વળેલું અને સૂક્ષ્મ ઉદર હતું, ઘણા નિશ્વાસ મૂકવાથી કઠીન કુચકળી ધ્રુજતી હતી, મનોહર કંઠ ભાગમાં સૂવર્ણ સૂત્રમાં પરોવેલું પદ્મરાગ મણિનું દાણિયું જરા વાંકું દેખાતું હતું, અર્ધં દેખાતા નિચેના કર્ણપાશથી† કુંડલ સ્થિર હતાં, ઉપર ચત્તાં‡ પડેલાં કર્ણપાશવાળાં રત્નનાં કાંપની કિરણ મંજરીથી ઉંચો અને આડો મજબૂત બાંધેલો અંબોડો પીળો દેખાતો હતો, પોતાની કાંતિથી શ્વેત અને રક્ત રંગનો પોતાનો ઉપરનો ઓષ્ઠ બરોબર દેખાતો ન હતો, ગાલ ઉપર પડેલા હસ્ત પલ્લવે કર્ણ ભૂષણનું સાટું વાળ્યું હતું, ઉપરના ગાલ રૂપી અરીસામાં પડછાયા રૂપે પડેલા ચિત્રેલા ચંદ્રવા રૂપી પત્ર ક્રીયાથી તમાલ પત્રનાં ચિત્રો કર્યાં હોય તેમ જણાતું હતું, નેત્રકમળ મીંચાઇ ગયાં હતાં, ભ્રૂપતાકા સ્થિર હતી, શ્રમને લીધે થએલા ઘર્મ બિંદુથી ચદનનું તિલક જરા ઝાંખું થઈ ગયું હતું, મુખચંદ્રની આગળ કેશ લતા ઝુમી રહી હતી. એ રીતે તે રાજપુત્રી નિરાંતથી સુતી હતી; ઘણા સફેદ ઓછાડ ઉપર એક પડખાથી સુવાને લિધે ઘણીવાર વિલાસ કરવાના ખેદથી સ્થિર થએલા શરદ્ ઋતુના મેઘના ખોળામાં સુતેલી વિજળી જેવી દેખાતી હતી, તેને જોઇ કામમાં બમણી પ્રીતિ થવાથી હું ચકિત થઇ ગયો અને તે વખતે તે સ્ત્રીએજ મારૂં હૃદય ચોરી લીધું હતું તેથી શું કરવું તે વિષયમાં મૂઢ થઇ હું ક્ષણ વાર ઉભો અને મેં વિચાર કર્યો કે આ બાલિકાને વગર સંકેતે જો અડકીશ તો તો તે અવશ્ય ચીશ પાડીને મારા મનોરથને રદ કરશે, તેથી હુંજ વિફળ થઇશ; માટે અહિં કંઇ યુક્તિ કરવી, એમ વિચારી ખીલી ઉપરથી હિંગળાથી રંગેલી રાતી પાટી લઈ, મણિના ડાબલામાં એક કલમ લઇ તે કન્યા સુતી હતી તેની અને તેના ચરણમાં બે હાથ જોડીને પડેલી મારી છબી તથા નિચેની એક આર્યા એટલું આળખ્યું.

---

† કર્ણપાશ—અકોટા વિગેરે કર્ણમાં પેહેરી તેને સ્થિર રાખવા માટે એક સાંકળી બાંધે છે તે.

‡ ચત્તા પડવાનું કારણ એ હતું કે તે એક તરફના પડખે સુતેલી હતી.

## આર્યા.

त्वामयमाबद्धांजलि दासजनस्तमिममर्थमर्थयते ।
स्वपिहि मया सह सुरत व्यतिकराखिन्नेव मामैवम् ॥

આ દાસ બે હાથ જોડીને તારી પાસે આ વસ્તુની માગણી કરે છે કે, સુરત સંબંધથી થાકી ગઈ હોય તેમ મારી સાથે શયન કર; પણ સુરત ખેદ વગર આવી રીતે શયન કર મા.

સુવર્ણના કરંડીઆમાંથી સુગંધી તાંબૂલની બીડી, કર્પૂરનો કટકો અને સુગંધી ખેરસાર ખાઇ અળતાના રંગ જેવા રાતા તેના રસથી ચુનો છાંટેલી ભીંત ઉપર ચક્રવાકતું જોડું આળખેલું હતું તે ઉપર થુંકયો અને અંગુઠીને અદલ બદલ કરી ત્યાંથી માંડમાંડ નિકળ્યો. સુરંગના માર્ગે બંધી ખાનામાં પાછો આવી, ત્યાં સિંહઘોષ નામના ચતુર માણસને બંદી-ખાને નાંખ્યો હતો તેની તે દિવસોમાં પોતે મિત્ર રૂપે સેવા કરી હતી તેને કહ્યુ કે 'મેં નિચ કાંતકને ઉપર પ્રમાણે મારી નાંખ્યો છે માટે રહસ્ય બાબત ઉઘાડી કરીને તારે બંધીખાનામાંથી છુટી જવું, એમ ઉપદેશ કરી, શૃગાલીકા સાથે હું પણ નિકળી ગયો રાજમાર્ગમાં આવ્યો તેવામાં ચોકીદારોએ મને પકડયો. એટલે વિચાર આવ્યો કે આ ન પકડી શકે તેમ ઉતાવળથી ભાગી શકવાને હું સમર્થ છું, પરંતુ આ બંચારી પકડાઇ જાય, માટે અહિં નિચે પ્રમાણે કરવુ ઉચિત છે, એમ વિચારી, તે ચો-કીદાર પાસે ઉતાવળો જઈ, મારા વાંસા ઉપર મારા હાથ મૂકી આડું મુખ કરીને ઉભો અને બોલ્યો—અરે ભાઇઓ, હું ચોર છું મને બાંધો, તમારો એ અધિકાર છે. પરંતુ આ ડોસીનો નથી, આમ બોલ્યો. તે ડોસી પણ તેજ વખતે મારો અભિપ્રાય સમજી ગઇ અને તેઓની પાસે જઇ પ્રણામ કરીને બોલી કે અરે ભદ્રમુખો, મારો આ છોકરો વાયુના દરદવાળો છે. ઘણા દિવસથી ઉપાય કરતાં ગઇ કાલે ઉપાય લાગુ થયો અને આ સાજો થયો. પછી મને ખરી ખાતરી થઇ એટલે મેં તેને બંદીખાનામાંથી છોડી નવ-રાવી ચંદન વિગેરે ચોપડી, નવાં વસ્ત્ર પેહેરાવ્યાં તથા દૂધપાક જમાડયો. આજ શય્યામાં સુતો હતો તેવામાં પોતાની ઇચ્છા પ્રમાણે ફરીને અર્ધ રાત્રિએ વાયુ ગ્રસ્ત બની કાંતકને મારી રાજપુત્રી સાથે રમું, એમ બોલતો બોલતો ઉતાવળો રાજમાર્ગમાં આવ્યો છે. હું આ પુત્રને આવી

રીતનો જોઇ આ વખતે તેની પાછળ દોડું છું માટે કૃપા કરી આને બાંધી મને સોંપો, આમ કહીને રૂદન કરે છે તેટલામાં મેં કહ્યું-અરે ડોસી, વાયુને પૂર્વે કોણે બાંધેલ છે? અને શશલાને બાંધનારા આ કાગડા કોણ? એમ બોલતો પાપ ટળ્યું એમ કહી હું દોડી ગયો. ચોકીદારોએ તુંજ ઉન્મત્ત છો કારણ કે તે ગાંડો નથી એમ ધારીને ગાંડાને છોડયો. હવે તેને કોણ બાંધી શકે? આમ નિંદા કરી ડોસીનો તિરસ્કાર કર્યો, તેથી પેલી રડતી રડતી મારી પાછળ દોડી. મેં **રાગમંજરીને** ઘેર જઇ ઘણા દિવસના વિરહ ખેદથી વિહ્વલ થએલી **રાગમંજરીને** ઘણી રીતથી સમજાવી, બાકીની રાત્રિ ત્યાં ગાળી અને સવારે **ઉદારકને** મળ્યો.

પછી વેશ્યાના દુઃખમાંથી ઉઠી ફરીને કરેલા તપઃ પ્રભાવથી પાછી મેળવેલી છે દિવ્ય ચક્ષુ જેણે એવા ભગવાન **મરીચિને** મળી તેની કૃપાથી આવી રીતના તમારાં દર્શન કર્યાં. **સિંહઘોષે કાંતકના** દુષ્ટ વિચારો જાહેર કર્યા તેથી રાજાએ રાજી થઈ, તેની જગો ઉપર **સિંહઘોષની** નિમણુક કરી. **સિંહઘોષે** તે બંદીખાનાના રસ્તાથી ફરીને મને કન્યાના અંતઃપુરમાં જવા દીધો. **શૃગાલિકાના** મુખથી મારી લાંબી વાર્તા સાંભળીને રાજકન્યા મારી ઉપર આશક થઇ અને તેની સાથે હું મળ્યો. તેજ દિવસોમાં **ચંડવર્માએ સિંહવર્મા** પાસે તેની પુત્રીની માગણી કરી. આ માગણીનો તિરસ્કાર કર્યો તેથી **ચંડવર્માએ** ગુસ્સે થઇ તેના શેહેરને ઘેરો ઘાલ્યો. અંગરાજ **સિંહવર્મા** તે સહન કરી શકયો નહિ તેથી શત્રુ, જેટલામાં પરગામના રાજાને ભેળા કરવાની ઇચ્છા કરે છે તેવામાં પોતેજ કીલ્લાને ફોડી પાસે આવેલા સહાયની દરકાર કર્યા વગર બહાર નિકળ્યો. મોટા સંગ્રામમાં ઘણી સેનાવાળા શત્રુએ **સિંહવર્માનું** બખતર ભેદી નાખ્યું અને તેને બળથી પકડી પાડી, તેની પુત્રી **અંબાલિકાને** લઇ બલાત્કારથી પરણવા માટે પોતાને ઘેર લઇ જઇ, વિવાહ માટે સવારમાં મંગલસૂત્ર બાંધ્યું. મેં પણ તે કન્યાને પરણવા માટે **ધનમિત્રના** ઘરમાં મંગલસૂત્ર બાંધ્યું હતું અને તેને કહ્યું કે હે મિત્ર, **અંગરાજને** મદદ દેવા માટે રાજમંડલ આવ્યું છે, તો ઘણી છાની રીતેજ શેહેરમાં મુખ્ય પુરૂષો સાથે મળી તેને અહિં લાવ. અને તું પાછો આવીશ એવામાં **ચંડવર્માનું** માથું કપાએલું દેખીશ. તેણે ઠીક એમ કહી સ્વીકાર કર્યું. ત્યાર પછી મૃત્યુથી ઘેરાએલા **ચંડવર્માને** ઘેર મંગલ પાઠકોની સાથે કોઇ

શત્રુને ન જાણે તેવી રીતે પેસી ગયો. ત્યાં ઉત્સવ થઇ રહ્યો હતો, વિવાહ ઉપયોગી વસ્તુ સમૂહ ભેળી કરાતી હતી, આવતાં જતાં માણુસોની ભીડ થએલી હતી, ગોરે વિવાહ વિધિમાં કહેવા પ્રમાણે અગ્નિની સાક્ષીએ અંબાલિકાના હાથને આપ્યો તે લેવાની ઇચ્છાથી ચંડાવર્માએ પોતાનો બાહુ લાંબો કર્યો કે મેં ખેંચી તેની છાતીમાં છરી મારી, તે જોઈ બીજા પણ સામા થયા, તેને પણ યમરાજના દેશમાં મોકલી દીધા. પાયમાલ કરેલા તેના ઘરમાં ફરતાં ફરતાં કંપતી એવી સુંદર શરીરવાળી, વિશાળ લોચના (સ્ત્રી) ની સન્મુખ જોઇ તેના આલિંગન સુખનો અનુભવ કરવાની ઇચ્છાથી તે કન્યા સાથે અંદરના ઘર (ઓરડા)માં ગયો, એટલામાં તમારા નવા મેઘની ગર્જના જેવા ગંભીર સ્વરે મારો અનુગ્રહ કર્યો.

રાજા **રાજવાહન** ઉપરનું વૃત્તાંત સાંભળી હાસ્ય કરીને કઠિનતાને લીધે કર્ણિસુતથી પણ આગળ વધ્યો છો કે? આમ કહી ફરીને **ઉપહારવર્માને** જોઇ કહેવા લાગ્યો કે બોલ, હવે તારો વખત છે? પછી તેણે જરા હાસ્ય કરી પ્રણામ કરીને કહેવાની શરૂઆત કરી.

---

# ઉચ્છ્વાસ ૩ જો.

**ઉપહારવર્મા** કહે છે-હું એક વખતે ફરતો ફરતો વિદેહ દેશમાં ગયો. ત્યાં તે દેશમાં આવેલી મિથિલા નગરીની બાહેર એક નાના મઠમાં ઉતારો કરવા માટે ગયો. તે મઠમાં એક વૃદ્ધ તાપસી રહેતી હતી તેણે મને પગ ધોવાનું પાણી આપ્યું, તેના વતી પગ ધોઇ, ઓટલા ઉપર વિશ્રામ કર્યો. પછી તેઓ મને જોઈ આંખમાંથી ચોધારાં અશ્રુ પાડવા માંડી. મેં તેને પૂછ્યું કે હે માતુશ્રી, આ શું? આનું કારણ કહો એટલે તે દયા લાવીને બોલી કે હે આયુષ્મન્, આ મિથિલાના રાજાનું નામ **પ્રહારવર્મા** એવું પ્રસિદ્ધ છે, તે મગધના રાજા **રાજહંસનો** પરમ મિત્ર હતો. **રાજહંસની** રાણી **વસુમતી** અને **પ્રીયંવદા** આ બન્નેની વચ્ચે **બલ** અને **સંબલની** માફક અનુપમ મિત્રતા હતી.

પછી પ્રથમ ગર્ભને લીધે સન્માનપાત્ર **વસુમતીને** જોવાની ઇચ્છાથી પોતાના સ્વામીનાથ **પ્રહારવર્માને** સાથે લઇ **પ્રીયંવદા** પુષ્પપુરમાં ગઇ

હતી. તે સમયમાં માલવરાજા સાથે મગધરાજાને મોટી લડાઇ થઇ હતી. તે લડાઇમાં મગધરાજા કયાં ગયા તેની લેશ પણ ખબર રહી નહીં. પછી મિથિલાનો રાજા માલવરાજના પ્રયત્નથી બચી પોતાના દેશભણી જવા લાગ્યો, એવામાં એમ જાણવામાં આવ્યું કે સંહારવર્માના પુત્ર વિકટવર્મા વિગેરેએ રાજ્યને દબાવી દીધું છે, તેથી પોતાના ભાણેજ સુહ્મ રાજા પાસે સેનાની મદદ લેવા માટે જંગલને માર્ગે ઉતરી પડયો. એવામાં ભીલ્લ લોકાએ તેનું સર્વ ધન સપડાવી લીધું. હું મારા હાથમાં રહેલા તેના પુત્રને સાથે લઈ એકલી ભીલ્લના બાણ વાગવાના ભયથી વનમાં ભાગી ગઇ. ત્યાં સિંહે મને પંઝો માર્યો, તે પંઝાના નખમાં આવવાથી હું પડી ગઇ અને મારા હાથમાંથી છોકરો પડી ગયો. તે કોઇ કપિલા ગાયના મડદાના ખોળામાં પડયો. તે સિંહ ગાયના મડદાને ખેંચવા લાગ્યો. એવામાં બાણમાંથી છુટેલા શરે તેના ક્ષણમાં પ્રાણ લીધા. પછી ભીલ્લના છોકરાઓ તે બાળકને ઉપાડી ગયા. મને મૂર્છા આવી તેથી હું ત્યાં પડી ગઈ. પછી કોઇ પણ ગોરક્ષક મને શાંત કરી પોતાની ઝુંપડીએ લઇ ગયો, ત્યાં મારા ઘા રૂંઝાયા અને મારૂં શરીર નીરોગિ થયું. પછી મને મહારાજાની પાસે જવાની ઇચ્છા થઈ, પરંતુ કોઇ સહાય ન હતો તેથી અકળાણી એવામાં કોઈ પણ જુવાનીઆને સાથે લઇ મારી પુત્રી તેજ જગામાં આવી અને ઘણું રૂદન કરવા લાગી. તેણે રૂદન કરી રહ્યા પછી સંઘના નાશ થવાના ખબર તથા ત્યાર પછી પોતાના હાથમાં રહેલા રાજપુત્રનું ભીલ્લના હાથમાં જવું, કોઇ વનચરથી પોતાના ઘાવનું રૂઝાવું વિગેરે જણાવીને કહ્યું કે હું સાજી થયા પછી તેણે પરણવાની ઇચ્છા જણાવી, પરંતુ નિચ જાતિ સાથે સંસર્ગ કરવાથી ગભરાઈને મેં તેનો તિરસ્કાર કર્યો; તે સહન ન કરવાથી એકાંત વનમાં તે મારૂં માથું કાપવાને તૈયાર થયો એટલામાં આ યુવાન પુરૂષ દૈવેચ્છાથી મારી નજરે પડયો; તેણે તે દુષ્ટને માર્યો. અને મારી સાથે પરણ્યો વિગેરે સર્વ બાબત કહી બતાવી. તે જણ કોઇ પણ મૈથિલ રાજાનોજ ચાકર હતો અને કોઇપણ કારણને લીધે તે માર્ગે આવતાં રોકાયો હતો એમ તેણીને જણાયું. તેની સાથે રાજા પાસે જઇ પુત્રનું વૃત્તાંત કહી રાણી અને રાજાને ખેદાતુર કર્યા. નસીબ અનુકૂલ ન હોવાથી મોટા ભાઇના પુત્રો સાથે તે રાજાને ઘણું વૈર બંધાણું અને તેની સાથે મોટી લડાઇ થઇ તેમાં તે રાજા

અને રાણી બંને કેદ થયાં છે. આ વૃદ્ધાવસ્થામાં હું દુઃખી થઈ અને દુઃખી આત્માને ત્યાગ કરવા અસમર્થ હતી તેથી સંન્યાસ લીધો છે. દુઃખી થએલી મારી પુત્રી પણ વિકટવર્માની પટરાણી કલ્પસુંદરી-નો આશ્રય કરીને રહી છે. જો તે બન્ને રાજકુમાર ખુશાલીમાં મોટા થયા હશે તો આજ તારા જેવડી અવસ્થાના હશે. તે વિદ્યમાન હોય તો તેના પિતા ઉપર તેના ભાગીદારો બલાત્કાર કરી શકે નહીં, એમ કહી ઘણી શોકાતુર થઇ રોવા લાગી. તાપસીની વાણી સાંભળી મને પણ ઘણાં આંસુ આવ્યાં. પછી મેં એકાંતમાં તેને કહ્યું: હે માતુશ્રી, જો એમ હોય તો તમે શાંત થાઓ. એક મુનિને તમે પ્રથમની અવ-સ્થામાં પુત્ર ખોળવા માટે કહ્યું હતું, તે મુનિને તે પુત્ર મળ્યો છે. અને ણે તેને પાળી પોષી મોટો કર્યો છે. તે વાર્તા ઘણી લાંબી છે માટે જ-વા દ્યો. તે કુમાર હું પોતેજ છું. તે વિકટવર્માની સાથે મળી જઈ તેને મારવાની મારામાં શક્તિ છે, પરંતુ મારા ભાઇઓ ઘણા છે અને શેહેરનાં તથા દેશનાં માણસો તેઓનેજ મળેલાં છે. અહિંનો કોઇ પણ મનુષ્ય મારી બાબતથી જાણીતો નથી. મારાં માતાપિતા પણ મને ઓળખતાં નથી ત્યારે બીજાની વાત તો શી કરવી. માટે આ બાબતમાં કોઇ પણ ઉ-પાયથી પ્રયત્ન કરીશ. આમ બોલ્યો તે વખતે તે ડોસી મને બાથમાં ઘા-લીને રોઇ પડી અને વારંવાર મારૂં મસ્તક સુંઘવા લાગી. તેના સ્તનમાંથી દૂધ ઝરવા લાગ્યું અને તે ગદ્દગદ્દ કંઠે બોલી કે હે પુત્ર, ઘણા કાળ જીવ. તારૂ કલ્યાણ થાઓ. આજ ભગવાન્ દૈવ પ્રસન્ન થયા. આજ વિદેહ દેશ પ્રહારવર્માને આધીન થયો, કારણકે મહા બાહુ ભગવાન્ અપાર શોક સાગર ઉતારવાને તૈયાર થયા છે. અરે પ્રિયંવદા રાણીનું મહાભાગ્ય! આમ બોલી તે ડોસી પ્રીતિથી સ્નાન અને ભોજન વિગેરેથી મારી સેવા કરવા લાગી. રાત્રિ થઇ એટલે મઠના એક ભાગમાં હું સાદરી ઉપર સુતો; સુતાં સુતાં મને વિચાર આવ્યો કે આ બાબત કપટ વગર સિદ્ધ થાશે નહિ, કપટને ઉત્પન્ન થવાનું સ્થાન સ્ત્રીઓ હોય છે. માટે આ ડોસી દ્વારા અંતઃપુરનું વૃત્તાંત જાણી લઇ તે દ્વારા કંઈ કપટ રચું.

હું આવો વિચાર કરતો હતો એવામાં મહા સમુદ્રમાંથી બહાર આવતા સૂર્યના ઘોડાના શ્વાસના વેગથી ધ્રુજતી હોય તેમ કંપતી રાત્રિ ચાલી ગઇ અને સમુદ્રમાં વાસ કરવાથી શીતળ થઇ ગયો હોય તેમ

થોડાં તાપવાળા સૂર્યનો ઉદય થયો એટલે ઉઠીને પ્રાતઃકાળનું કાર્ય પૂજન વિગેરે પૂર્ણ કરી, મારી માતાને પૂછ્યું-માતુશ્રી, કપટી વિકટવર્માના અંતઃપુરનું વૃત્તાંત જાણો છો? આમ હું બોલું છું એવામાં એક સ્ત્રી મારી નજરે પડી. તેને જોઇ મારી ધાવને આંખમાં હર્ષનાં અશ્રુ આવી જવાથી ગળગળે કંઠે બોલી. હે પુત્રિ પુષ્કરિકે, આ રાજપુત્ર તરફ નજર કર. આને મેં નિર્દયતાથી વનમાં છોડી દીધો હતો, તે પાછો પણ આવી મળ્યો. તે હર્ષમાં ડુબી ગઈ અને ઘણું રૂદન કરી ઘણી વાર વિલાપ કરી જ્યારે શાંત થઇ ત્યારે તેની માતાએ તેને રાજાના અંતઃપુરની વાર્તા જણાવવાનું ફરમાવ્યું, એટલે તે કન્યા બોલી—હે કુમાર, કામરૂપ દેશના રાજા કલિંદવર્માની કન્યા કલ્પસુંદરી રૂપમાં અને કલામાં અપ્સરા કરતાં પણ ચડે તેવી છે, પણ પતિનો તિરસ્કાર કરે છે. વિકટવર્માને ઘણી સ્ત્રી છે તો પણ રાજા તે સ્ત્રીને આધીન છે. પછી મેં તેને કહ્યું હું તુને પુષ્પ અને ચંદન આપું તે લઇ તેની પાસે જા. તેની પાસે જઈ તેને કહે જે કે તારો પતિ તુંને ઉચિત નથી, વિગેરે નિંદા કરી પતિ ઉપર દ્વેષ ઉત્પન્ન કરાવ અને ઉચિત પતિને પરણનારી વાસવદત્તા, શકુંતલા વિગેરેનાં વર્ણન કરી તેને પશ્ચાત્તાપમાં નાંખી દે. વિકટવર્મા પરસ્ત્રી સાથે છાના વિલાસ કરતો હોય તે પ્રયત્નથી શોધી કાઢી કલ્પસુંદરી પાસે પ્રગટ કરી તેના મનમાં ઉદાસી લાવજે. મેં મારી માતાને કહ્યું. તારે પણ આવી રીતેજ બીજાં કાર્ય છોડી રાજાની રાણીની સેવા કરવી અને ત્યાં જે જે વૃત્તાંત થાય તે તારે મને જણાવવું અને આ કન્યા મારા કહેવા પ્રમાણે ઉદય થનારા કાર્યનાં ફળને સિદ્ધ કરવા માટે દેહની છાયા માફક કલ્પસુંદરીની પાછળ ફર્યા કરે. તે ડોસી અને તેની પુત્રી મેં જેમ કહ્યું હતું તેવી રીતે અર્થ સાધવામાં તૈયાર થયાં.

કેટલાએક દિવસો ગયા પછી મારી માતા મને કહેવા લાગી કે જેમ વાસંતી લતા લિમડા ઉપર ચડીને પસ્તાવો કરે તેમ રાણી પણ રાજાનો આશ્રય કરી પોતાના આત્માને અત્યંત દુઃખી માને છે. મેં આવી રીતે કરી મૂકી છે. હવે બીજું શું કરવાનું છે. પછી મેં મારી એક છબી આળખી તે ધાવને આપી કહ્યું કે, આ છબી રાણિને આપજે. આ છબી જોઇ તે નિશ્ચય આમ કહેશે કે આવા આકારનો કોઇ પુરૂષ છે? ત્યારે તારે તેને પ્રત્યુત્તર આપવો કે કદાચ હોય તો તેનાથી શું? આનો જે ઉ-

તર મળે તે મને જણાવવો. પછી તે 'ઠીક' એમ કહી રાજ મેહેલમાં ગઇ. સઘળું કરી જ્યારે ત્યાંથી પાછી વળી ત્યારે મારી પાસે એકાંતમાં આવી મને કહેવા લાગી કે, હે વત્સ, તે કામિનીને આ ચિત્ર પટ બતાવ્યું હતું તે જોઇને તે આશ્ચર્ય પામી, આદરથી મને કહેવા લાગી. આ ચિત્ર પટથી જગત્ નાથવાનૂ છે, કારણ કે કામદેવના શરીરમાં આવી સુંદરતા નથી. આ ચિત્ર ઘણું આશ્ચર્ય કરનારૂં છે. અહિંનો કોઇ પણ પુરૂષ આવું ચિત્ર આળખે એવો હું જાણતી નથી. આ કોણે ચિત્રેલું છે. મેં મંદ હાસ્ય કરીને કહ્યું કે હે રાણિ, ખરૂં કહો છો. ભગવાનૂ કામદેવ પણ આવો રૂપવાન્ હોય તેવી કલ્પના કરી શકાતી નથી. તો પણ પૃથ્વીનો પાર નથી. કોઇ આવું સ્વરૂપ પણ નસીબ યોગે બની આવે તે એક તરફ રહ્યું, પરંતુ આવા રૂપના પ્રમાણમાં તેમાં કલા, સ્વભાવ, વિદ્યા (ચૌદ વિદ્યા) અને લિપિ (અક્ષર) વિગેરેમાં નિપુણ અને મહા કુલવાન્ યુવાન કોઇ પાસે હોય તો તે મનુષ્યને શું મળે?

રાણી બોલી—હે માતુશ્રી, શું કહું! શરીર, હૃદય અને આ આયુષ્ય એ સઘળું તેને માટે થોડું અને અયોગ્ય છે એમ માનું છું. તેથી અધિક કંઇ પણ તેને મળશે નહિં. જો આ મશ્કરી ન હોય તો તેના દર્શનના અનુભવથી જેમ આ ચક્ષુનું સફળપણું થાય તેમ અનુગ્રહ કરવો યોગ્ય છે. મેં ફરીને મજબૂત કરવા માટે કહ્યું—કોઇ પણ રાજકુમાર છાનો ફરે છે. એક વખતે વસંતોત્સવમાં સખીઓ સાથે નગરના ઉપવનમાં ક્રીડા કરતી મૂર્તિમતી રતિ જેવી તું, દૈવેચ્છાથી તેની નજરે પડી; તે વખતે તે પણ કામાતુર થયો અને મને અનુસરવા લાગ્યો છે. હું તમારા બન્નેના પરસ્પર ઉચિતપણાંને લીધે અન્યને દુર્લભ એવા આકાર આદિ તથા અતિશય ગુણથી મોહ પામી છું, તેમ તે કુમારે પુષ્પનો મુકુટ, માલા અને ચંદનથી ઘણા દિવસ તારી સેવા કરી છે. વળી તેણે પોતાનું સ્વરૂપ પોતાની મેળે તારી દૃઢ પ્રીતિને જોવાની ખાતર મોકલ્યું છે. તે પ્રથમ કહેલ બાબત નિશ્ચય હોય તો મનુષ્ય કરતાં અધિક બલ, પરાક્રમ અને બુદ્ધિની મોટાઇવાળા તે મનુષ્યને સર્વ સેહેલું છે. તે તુંને આજ જ દેખાડું. તારે સંકેત કરી રાખવો. તે રાણીએ જરા વિચાર કરી ફરીને કહ્યું—હે માતુશ્રી, તારી પાસે હમણાં આ વાત છાની રાખવાની નથી માટે કહું છું. મારા પિતાને પ્રહારવર્માની સાથે ઘણીજ

પ્રીતિ હતી, મારી માતા માનવતીની પ્રિયંવદા પ્રીય સખી હતી. તે બન્ને જણાએ જણ્યા પેહેલાં એવો ઠરાવ કર્યો હતો કે આપણા બેમાં જેને પુત્ર પ્રસવે તેને પુત્રીવાળીએ પોતાની પુત્રી આપવી; મારો જન્મ થયા પછી પ્રિયંવદાનો પુત્ર કોઇ હરી ગયું હતું તેથી મારા પિતાએ દૈવેચ્છથી માગણી કરનારા વિકટવર્મા વેરે મુને પરણાવી. આ ઘણો ક્રૂર, પિતાનો દ્રોહ કરનાર, કામના પ્રયોગમાં મંદ પ્રવેશવાળો, કલામાં મૂઢ, કાવ્ય, નાટક, આખ્યાયિકા, ચંપૂ આદિમાં થોડું જાણનાર, શૌર્યતાથી મત્ત, પોતાનાં વખાણ કરનાર, ખોટું બોલનાર અને કુપાત્રમાં ધન વાવરનારો છે. આ પતિ વિશેષે કરી આ દિવસોમાં મને બહુ ગમતો નથી, કારણ કે તેણે ઉદ્યાનમાં મારી અંતરંગ* ભૂત પાસે ઉભેલી પુષ્કરીકાનો અનાદર કરી મેં પુત્ર પ્રમાણે ઉછેરેલી ચંપાની લતાનાં પુષ્પો પોતાની મેળે વીણીને શત્રુતાથી મને દેખી ન શકતી, પોતાના સ્વરૂપને ભુલી ગએલી, પોતાની નાચ કરનારી **રમયંતિકાને** શણગારી. ક્રીડા કરીને ત્યાગ કરેલા ક્રીડા પર્વતની અંદર આવેલી વેદિકા ઉપરના રત્નના મંચ ઉપર તે **રમયંતિકા** સાથે તેણે વિહાર કર્યો. તે મૂર્ખ મનુષ્ય અપમાન કરવાને તૈયાર થયો છે. તો આપણે શા માટે તેની દરકાર કરીએ ? આ લોકના દુઃખથી પરલોકનું દુઃખ ઢંકાઇ ગયું છે. કારણ કામાતુર થએલી સ્ત્રીઓને શત્રુજનના સમાગમ રૂપી તાબે રહેવાનું દુઃખ સહન થઇ શકે તેવું નથી, માટે આ પુરૂષ સાથે મને આજ ઉદ્યાનમાં માધવી મંડપમાં મેળવ. કારણ મારૂં મન તેની માત્ર વાર્તા સાંભળવાથી ઘણું ઉત્કંઠિત થયું છે. આ ધનનો સમૂહ છે, તેનાથી તેને **વિકટવર્માની** જગોએ બેસારી તેની સેવા કરીને મારી જીંદગી ગુજારીશ. હું પણ (વૃદ્ધ તાપસી) તે સ્વીકારીને પાછી આવી છું, હવે પછી રાજકુમારને જે ગમે તે ખરૂં.

પછી તે વૃદ્ધા તાપસી પાસેથીજ અંતઃપુરની જગો, અંતઃપુરમાં રહેનારા પુરૂષોનાં સ્થાનકો અને પ્રમદ વનના† પ્રદેશોને બરોબર જાણી જેમ અસ્તાચલ પર્વતના શિખર ઉપર પડવાથી લોહી નિકળ્યું હોય તેમ સૂર્યનું બિંબ રાતું થયા પછી, પશ્ચિમ સમુદ્રના જલમાં પડવાથી ઠરી ગએલા સૂર્ય રૂપી અંગારાના ધૂમાડાનો સમૂહ હોયની જાણે? તેની પેઠે

* અંતઃકરણથી મળેલી.
† એક ઉપવનનું નામ; રાજાને રમવાની જગો.

અંધારાથી પૂરાએલું આકાશ પ્રકાશવા માંડયું. પરસ્ત્રી સાથે ગમન કરવામાં તત્પર થએલા, મને ઉપદેશ કરવામાં આચાર્ય પદ ધારણ કરવાને તૈયાર થએલા, ગુરૂની સ્ત્રી સાથે ગમન કરનારા, ગ્રહમાં મુખ્ય, ચંદ્રમા પ્રકાશવા લાગ્યા; અને કલ્પસુંદરીના મુખકમળ જેવા મારા દર્શનની લાલસાથી પ્રથમ ઉદય પામેલા ચંદ્ર મંડલને જોઇ કામનું બળ ઘણું વધી ગયું તેથી તે પૃથ્વીને જીતવા માટે તૈયાર થયો, ત્યારે હું પણ યથોચિત શય્યામાં સુઇ રહ્યો. સુતાં સુતાં મને વિચાર સુઝયો કે આ બાબત ઘણું કરીને સિદ્ધ થઇ ગઇ છે, પરંતુ પરસ્ત્રી ગમન કરવાથી ધર્મમાં બાધ આવશે. શાસ્ત્રકારોએ અર્થ અને કામ જો સિદ્ધ થાતાં હોય તો તેમાં ધર્મ બાધક છતાં પણ તે ધર્મ બાધકને સ્વીકારેલો નથી; મેં માતા અને પિતાને બંદીખાનામાંથી છોડાવવાના કાર્ય માટે કરેલો અધર્મ પણ મારા ધર્મમાં કેટલોએક વધારો કરશે; પરંતુ રાજા રાજવાહન અને મિત્રમંડલ આ સાંભળીને મને શું કહેશે? આવી રીતે ચિંતા પ-રાધીનજ નિદ્રાને વશ થયો. પછી સ્વપ્ન આવ્યું તેમાં ભગવાન્ ગણપતિ-નાં દર્શન થયાં. તે વખતે ગણપતિ બોલ્યા:—અરે સૌમ્ય ઉપહારવર્મા, તુ હલકા વિચાર કર મા. કારણ તું શંકરનો અંશ છો, અને આ તારી સ્ત્રી શંકરની જટામાં રહેવાને ઉચિત એવી ગંગા નદીનું બીજું રૂપ છે. એક વખતે હું વિહાર કરતો કરતો ગંગા નદીને ડોળવા લાગ્યો તે તેનાથી સહન થઇ શકયું નહિ તેથી તેણે મને શાપ આપ્યો કે મનુષ્યજન્મને પામ. મેં તેને શાપ આપ્યો કે જેમ અહીં તુંને સઘળા ભોગવે છે તેમ મનુષ્ય જન્મમાં પણ સર્વે સાધારણ રીતે ભોગવશે. પછી ગંગાએ પ્રાર્થના કરી કે પ્રથમ પતિને પામી તેની ફરીને સેવા કરી જીવિત પર્યંત ક્રીડા કરૂં આવો વર મને આપો, માટે આ બાબત તારે નિર્દોષ જાણવી. પછી હું જાગી ગયો અને તે દિવસ પણ પ્રિયાને મળવાના સંકેત વિગેર કાર્યમાં કાઢયો.

બીજે દિવસે કામદેવ મારી તરફ લક્ષ્ય આપીને મારી ઉપર બા-ણનો વર્ષાદ વર્ષાવા લાગ્યો. સૂર્યનું પ્રભામય તળાવ શુકાઇ ગયું, અંધકારરૂપ કાદવ ચો તરફ ફેલાઇ ગયો. હું કાદવમાં રંગેલાં વસ્ત્રો પેહેરી શરીરને મજબૂત બાંધી, હાથમાં તરવાર લઇ, તેજ વખતે ત્યાં જે કામ લાગે એવી વસ્તુ લઈ, ધાત્રીએ બતાવેલાં ચિન્હો યાદ રાખી, ગંભીર જળથી ભરેલી રાજમેહેલની ખાઇ પાસે આવ્યો. પછી તે ખાઇની પાસે

ધાત્રીના ઘરના બારણામાં પુષ્કરિકાએ પ્રથમથી મૂકી રાખેલી વાંસની લાકડી લઇ, તેને આડી સુવારી, તેપરથી ખાઇને ઓલંઘી ગયો અને તે લાકડાને ઉભી કરી તે ઉપર ચડી કિલ્લા ઉપર ચડયો. પાકેલી ઈંટથી ચણેલા દરવાજાના ઉપલા ભાગમાં ચડવા માટે ચણેલા પગથીઆપરથી નિચેની ભૂમિ ઉપર ઉતર્યો. ઉતર્યા પછી બોલસરીની હારને ઓલંઘી ચંપાની હારને માર્ગે થોડે દૂર ગયો કે ઉત્તર દિશામાં ચક્રવાકના જોડાનો દયામણો શબ્દ શાભવાળમાં આવ્યો. પછી ઉત્તરમાં કે જ્યાં અડકવાથી મોટી રાજમહેલની ભિંત જણાતી હતી ત્યાં પાટલી વૃક્ષના માર્ગે એક બાણક્ષેપ* પર્યંત ગયો. વળી અશોક અને માલતીની હારથી શોભાયમાન જેનાં બન્ને પડખાં હતાં એવા રેતીવાળા પૂર્વ તરફના માર્ગે થઇ જરા ઉત્તરમાં ઉતરી વળી પશ્ચિમ તરફની આંબાની પંક્તિમાં ગયો, ત્યાં જરા ઉઘાડા થઇ ગએલા ડાબલામાંથી દીવાનો પ્રકાશ બાહેર પડતો હતો, તેથી એક ઝુંડવાળો માધવી લતાનો મંડપ નજરે પડયો, તેમાં રત્નની વેદિકાઓ કરી હતી, તેના એક પડખામાં પેસી નિચે પડેલી અશોકની શાખા જેવાં રાતાં, નવી પુષ્પની કળીરૂપી રૂવાંડાંથી ચિન્હિત થએલાં, નવાં આવેલાં પત્ર સમૂહ જેવાં રાતાં મંડપના બારણાંને ઉઘાડી, ઉઘડેલા પુષ્પથી ભરાઈ ગએલા નાના બપોરીઆની ભિંતથી વિંટાએલા તે મંડપની અંદર ગયો; ત્યાં ઉત્તમ વસ્ત્રથી આચ્છાદિત કરેલો, પુષ્પથી ભરેલો એક મંચ હતો. કમળ પત્રના પડીઆઓમાં સુરતના ઉપચાર માટે વસ્તુઓ ભરી રાખેલી હતી, દાંતનો વીંજણો હતો અને સુગંધી જળથી ભરેલી ઝારી હતી. તે અંદર પેસી બે ઘડી વિશ્રામ લઈ, સુગંધી વસ્તુઓને સુંઘતો હતો એટલામાં ધીમો ધીમો પગનો સાદ સાંભળવામાં આવ્યો. તે સાંભળી સંકેતના ઘરમાંથી બાહેર નિકળી,'રક્તાશોકના થડ આડુ શરીર કરીને ઉભો છું એવામાં અતિ કામાતુર થએલી તે સ્ત્રી હળવે હળવે આવીને મને જુવે છે તો દીઠો નહિ તેથી ઘણો ખેદ કરવા લાગી અને મત્ત થએલી રાજહંસીની માફક મધુર કંઠથી મધુર અને ગદ્ ગદ્ વાણીથી બોલી કે, ખરેખર છેતરાણી છું, હવે જીવવાનો ઉપાય નથી. અરે હૃદય, આ અકાર્યને કાર્યરૂપ માની, તેની સિદ્ધિ ન થવાથી શા માટે ઉતાવળું થાય છે?

---

* બાણને છોડયું હોય તો તે જ્યાં સુધી જાય તેટલા માપને બાણક્ષેપ કહે છે.

ભગવન્ પંચ બાણ (કામદેવ), તું મને આવી રીતે દુઃખ આપે છે તે મેં તારો શું અપરાધ કર્યો છે. તું શા વાસ્તે બાળી નાંખતો નથી? આમ સાંભળતાં વેંતજ હું દીવાનું પાત્ર ખુલ્લું કરીને પ્રગટ થઇ બોલ્યો– અરે ભામની, મે તારો બહુ અપરાધ કર્યો છે, કારણ કામદેવ જેવા આ મનુષ્યની જીવન રૂપ, આકૃતિમાં રતી જેવી જે તું તેને દુઃખી કરી છે. તારી ભ્રૂકુટી કામના ધનુષની બરોબરી કરે છે, ભ્રમરની પંક્તિ રૂપી દોરી કાળા કેશની કાંતિ સાથે બરોબરી કરે છે, હથીઆરો કટાક્ષવાળી દૃષ્ટિ સાથે બરોબરી કરે છે, ધ્વજાનું કસુંબું વસ્ત્ર ઓષ્ઠના કિરણ સમૂહની સાથે બરોબરી કરે છે,મુખ્ય મિત્ર મલયાચલનો પવન તારા ઘણા સુગંધી મુખના નિશ્વાસ સાથે સ્પર્દ્ધા કરે છે, તારો ઘણો મનોહર આલાપ કોયલનો તિરસ્કાર કરે છે, તારી બે ભુજાથી પુષ્પમય પતાકા ઝાંખી પડે છે, તારાં બે સ્તનકળશ દિગ્વિજયના આરંભમાં શકુન વાસ્તે મૂકેલા પૂર્ણ મંગળ કળશ જેવાં છે. તારૂં નાભિમંડળ કામને ક્રીડા કરવાના સરોવરની શોભાને ધારણ કરે છે. કામનો સંગ્રામરથ તારા શ્રોણિ મંડલ સાથે બરોબરી કરે છે, તારા ઉરૂ યુગલ કામદેવના મંદિરમાં રત્ન જડેલા સ્થંભ જેવા દેખાય છે, તારા ચરણકમળની કાંતિ કામના કર્ણ ઉપર ખોસેલા કમળ જેવી છે, માટે કામદેવ તુંને દુઃખ આપે છે તે ઉચિત છે, પણ મને અનપરાધીને દુઃખ આપે છે એજ તેનો દોષ છે, તેથી હે સુંદરી, મારી ઉપર ખુસી થા અને જીવન આપનારી ઔષધી જેવા કટાક્ષથી કામદેવ રૂપ સર્પ મને કરડયો છે, તેથી બચાવ, એમ કહી આલિંગન કર્યું. કામમાં પ્રીતિ થવાથી વિશાળ નેત્રવાળી તે સ્ત્રી સાથે ક્રીડા કરી તે રાણીની મદન પીડા શાંત પાડી. પછી તેના કપોલ મંડલ ઉપર પરસેવો વળ્યો, તે અટકયા વગર ભાષણ કરવા લાગી, તેના શરીરમાં દાંતનાં તથા નખનાં ચિન્હો થઈ રહ્યાં, તેનું શરીર શિથિલ પડી ગયું અને તે આર્ત જેવી બની ગઇ. આમ જાણી મેં પણ મારી માનસી અને શારીરિક ધારણાને બંધ પાડી, મારા શરીરને શિથિલ કર્યું અર્થાત્ સુરત કાર્ય પૂર્ણ કર્યું. પછી તે વખતે બન્ને જણાં છુટાં પડી સુરતની છેવટનો વ્યાપાર કરી, ઘણા દિવસનો જાણે પરિચય હોય તેમ ગુહ્ય બાબતમાં વિશ્વાસ કરી ક્ષણવાર ઉભાં. પછી મેં ઉષ્ણ અને ઉંડા નિશાસો નાંખી, જરા દયામણી નજર કરી, ચકિત થઇને બે હાથ પહોળા કરી તે રાણીને થોડું આલિંગન આપી, જરા ચુંબન આપ્યું. પછી

તે રાણી આંખમાં અશ્રુ આણીને બોલી 'હે પ્રાણનાથ, જો જાશો તો મારા પ્રાણ પણ ગયા એમ ગણજો. મને પણ સાથે લઇ જાઓ, નહિંતર આ દાસી નકામી છે, એમ બોલી મને પ્રણામ કર્યા. મેં તેને કહ્યું, અલિ મુગ્ધે, પોતા ઉપર આશક થએલી સ્ત્રીને કોણ સ્વીકારતો નથી ? જો મારા ઉપર અનુગ્રહ કરવાનો તારો અભિપ્રાય હોય તો મારા કહેવા પ્રમાણે વિચાર્યા વગર એકાંતમાં મારી છબી જેવી છબીથી આળખેલો ચિત્રપટ રાજાને બતાવજે અને કહે જે કે આ આકૃતિ પુરૂષની ખુબ સુરતીની સીમાએ ગયેલી છે કે નહિ? એટલે તે અવશ્ય કહેશે કે ઘણી ઉત્તમ છે. ફરીને તું કહેજે કે જો એમ હોય તો કોઈએક તાપસી છે, તેણે પરદેશમાં ફરવાથી ઘણું ડહાપણ મેળવેલ છે, અને મારી ધાત્રી છે તેણે આ ચિત્ર મને બતાવ્યું, તે વખતે કહ્યું છે કે આ મંત્રનો પ્રતાપ એવો છે કે અમાવાસ્યાને દિવસે ઉપવાસ કરી એકાંત ભૂમિમાં મંત્રથી પુરોહિત મારફતે પ્રથમ હોમ કરાવી પછી રાત્રિએ તું એકલી સો ચન્દનનાં કાષ્ટ, સો અગુરૂનાં કાષ્ટ, એક મુઠી કપૂર અને ઘણાં વસ્ત્રો અગ્નિમાં હોમીશ તો તારી પણ આકૃતિ એવી થશે. પછી તું ઘંટા વગાડીશ તે ઘંટાના શબ્દને સાંભળી તારો પતિ આવી પોતાની સર્વ રહસ્ય વાર્તા તુંને કહી પોતાનાં નેત્રને મીચીને જો તારૂં આલિંગન કરશે તો તેની પણ આવી આકૃતિ થશે. પરંતુ તારૂં રૂપ તો પ્રથમના જેવુંજ થશે. તુને અને તારા પતિને આ વાર્તા ગમે તો ઠીક છે. આ બાબતમાં વિશ્વાસ રાખવો જોઇએ. તમારે એવા શરીરની ઇચ્છા હોય તો તે સંબંધી કાર્યભારીની સાથે, નાના ભાઇઓની સાથે અને શેહેરના મુખ્ય મનુષ્યોની સાથે વિચાર કરી, તેઓના આ કામમાં મત લઇ આપ તે કામ કરો. તારો પતિ આ વાર્તા અવશ્ય સ્વીકારશે. પછી તારે આ પ્રમદ વનની વાડીના ચોટામાંજ વિધિ પ્રમાણે પશુને મારી ગોર મારફતે અગ્નિમાં હોમ કરાવવો એટલે તેમાંથી ધૂમાડો નિકળવા માંડશે, તે ધૂમાડો શાંત પડશે કે હું તરત મંડપમાં આવીને ઉભીશ. જ્યારે અત્યંત સાયંકાળ થાય ત્યારે તારે જરા નર્મ હાસ્ય કરી **વિકટવર્મા**ના કાનમાં કહેવું કે તું ધૂર્ત અને કૃતઘ્ન છો, કારણ કે મારા અનુગ્રહથી મેળવેલા મનુષ્યના નેત્રને આનંદ આપનારાં આ રૂપથી મારી શોક્ય સાથે રમણ કરીશ. હું મારૂં બુરૂં કરવા માટે વેતાલને જગાડતી નથી. આવી રીતનું તારૂં વચન સાંભળીને તે જે કહે

તે એકલી આવીને મને જણાવી જાજે, તે પછી શું કરવું તે હું વિચારીને કહીશ. મારા પગલાનાં ચિન્હ ઉપવનમાં છે, તે પુષ્કરિકા મારફતે ભુસી નખાવજે. રાણી ઠીક એમ કહી મારૂં કહેવું શાસ્ત્રોપદેશ માફક માની, સુરત રાગમાં અતૃપ્ત થએલી, માંડ માંડ પોતાના અંતઃપુરમાં ગઇ. હું જેમ આવ્યો હતો તેમજ બહાર નિકળી મારે ઉતારે ગયો.

પછી તે કામાતુર સ્ત્રીએ મારી કહેલી બાબતને તેવી રીતે બજાવી. પેલા દુર્મતિએ તેના મતને કબૂલ કર્યો. ઉપરની અદ્‌ભુત જેવી જણાતી વાર્તા શેહેરના માણસોમાં અને દેશમાં ફેલાણી કે રાજા વિકટવર્મા દેવીના મંત્ર પ્રભાવથી દેવતાના જેવું શરીર પામશે. ખરેખર આ ઢોંગ અમંગળ કારક છે. પ્રમાદની શી વાર્તા! આ બાબત પોતાના અંતઃપુરના ઉપવનમાં પોતાની મુખ્ય પટરાણીથી થવાની છે. બૃહસ્પતિ જેવા બુદ્ધિશાળી કાર્યભારીઓએ પણ વિચાર કરીને આ કામમાં મત આપ્યો છે. જો તેના કહેવા પ્રમાણે થાય તો તેના જેવું બીજું કંઇપણ અદ્‌ભુત જાણવું નહિ. કારણ મણિ, મંત્ર અને ઔષધોનો પ્રભાવ જાણી શકાતો નથી. આવી રીતની લોકાવાણી ચાલી રહી. પછી અમાવાસ્યાને દિવસે સાયંકાળે ધાટું અંધારૂં થયું અને અંતઃપુરના ઉદ્યાનમાંથી શંકરના કંઠ જેવો ધુસરા રંગનો ધૂમાડો નિકળવા લાગ્યો. દૂધ, ઘી, દહિ, તેલ, ધોળા સરસવ, ચરબી, માંસ અને લોહિની આહુતિઓની સુગંધને અનુસરી પ્રત્યેક દિશામાં પવન ફેલાણો. જ્યારે ધૂમાડો એકદમ શાંત થયો ત્યારે હું તેમાં પેસી ગયો. પછી તે ગજગામિની પોતાના ગૃહોદ્યાનમાં આવી, મને આલિંગન આપી, મંદ હાસ્ય કરીને બોલી. હે ધૂર્ત, તારૂં કાર્ય સિદ્ધ થયું. આ પશું મરીગયાવત્ છે. મેં આ મૂર્ખને લોભાવવા માટે તારા ઉપદેશ પ્રમાણે કહ્યું કે હે કપટી, તમારૂં રૂપ નહીં કરૂં? તું ઘણો રૂપાળો થઇશ તો અપ્સરાઓ પણ તારી ઉપર આસક્ત થશે, ત્યારે માનુષ જાતિની સ્ત્રીઓને માટે તો શુંજ કહેવું? તું ભ્રમરાની માફક સ્વભાવથીજ ચપલ છો. તારા જેવો ક્રૂર મનુષ્ય જ્યાં ત્યાં પ્રસાયજ. ત્યારે તે મારા પગમાં પડીને બોલ્યો. 'અરે રંભોરૂ*, મારા કરેલા અપરાધોને સહન કર. હવે પછી બીજી સ્ત્રીનું મનથી પણ

---

* કેળ જેવા લીસા સાથળ વાળી.

ચિંતવન નહિ કરૂં. માટે ચાલતા કામમાં ઉતાવળ કર. એ પ્રમાણે રાજાએ અમે કહ્યું તે સાંભળી વિવાહનો શૃંગાર પેહેરીને હું તારી પાસે આવી છું, પ્રથમ પણ પ્રીતિરૂપ અગ્નિની સાક્ષીએ કામગુરૂએ આ સ્ત્રી તુંને અર્પણ કરી હતી. ફરીને આ અગ્નિને સાક્ષી કરી મારા પોતાના હૃદયે તુંને આ સ્ત્રી આપી. આટલું કહી ચરણના અગ્ર ભાગથી મારા ચરણના ઉપલા ભાગને દબાવી પગની પેની ઉંચી કરી, બન્ને હાથનાં કોમળ આગળાં પરસ્પર ભેરવી, મારા કંઠમાં આંટી નાંખી, ગમતથી મારા મુખને નિચું નમાવી, પોતાનું મુખ કમળ ઉંચું કરી, આશ્ચર્યથી વિશાળ નેત્રવાળી તે સ્ત્રી વારંવાર મારૂં ચુંબન કરવા માંડી. પછી મેં તે સ્ત્રીને કહ્યું કે આ નાના બપોરીઆની શાખા નિચે તું બેસ. હમણાં હું સારી રીતે કામ સાધીને આવું છું. એટલું કહી તેને રજા આપી, હોમના અગ્નિનું જ્યાં સ્થાપન કર્યું હતું તે પ્રદેશમાં અશોકની શાખામાં એક ઘંટા ટાંગી હતી, તે વગાડવા માંડયો એટલે કાળની દૂતી જેવી તે સ્ત્રી ચીશ પાડીને **વિકટવર્માને** બોલાવવા માંડી અને મેં અગર, ચંદન વિગેરે અગ્નિમાં હોમવા માંડયાં. રાજા પોતાને બતાવેલી જગામાં આવ્યો એટલે મેં શંકા પામેલાની માફક જરા આશ્ચર્ય પામેલા, ઉભા થએલા રાજાને પૂછયું કે હે ભગવન્, અગ્નિને સાક્ષી રાખી ફરીને મારી પાસે સાચું બોલજો. આ રૂપવડે મારી શોકયો સાથે રમશો નહિ તો. તમારામાં તે રૂપ કરીશ. તે વખતે આ દેવી પૂછે છે પણ દૂત નથી આવી રીતે રાજાને સ્ફુટ વિશ્વાસ થયો એટલે શોગન ખાવાને તે તૈયાર થયો. ફરીને મેં હસીને કહ્યું મારો પરાભવ કરનાર મનુષ્ય જાતિની સ્ત્રી કોણ માત્ર? જો અપ્સરા સાથે તમે જાવા ઇચ્છતા હો તો ભલે જાજો. પણ તમારી છાની વાત હોય તે કહો. કારણ કે તે કહ્યા પછી તમારૂં રૂપ બદલાશે. ત્યારે તે રાજા બોલ્યો કે મારા પિતાના નાના ભાઇ **પ્રહારવર્માને** મેં બંદીખાને નાંખ્યો છે, તેને અન્નમાં ઝેર આપી, મારી નાંખી, અજીર્ણથી મરી ગયો એમ પ્રસિદ્ધ કરવું એમ મંત્રિ સાથે મેં નિશ્ચય કર્યો છે. નાના ભાઇ **વિશાલવર્માને** પુંડ્ર દેશ ઉપર ચઢાઇ કરવા માટે સેના સમૂહ આપવાની ઇચ્છા કરી છે, શેહેરના મનુષ્યોમાં વૃધ્ધ **પાંચાલિકે** અને **સાર્થવાહે** ખલતિ નામના યવન પાસેથી એક હીરો કે જેનું મૂલ્ય આખી દુનીઆં થાય છે એવો થોડા મૂલ્યમાં અમારે લેવો છે, એમ મારી સાથે એકાંતમાં વાત કરી છે. ખોટું બોલ-

નાર, ગર્વિષ્ટ, દુષ્ટ **અનંતસીર** નામના હલકા મનુષ્ય ઉપર પ્રજાના કોપનો આરોપ મૂકી તેનો નાશ કરવો, એવી ઇચ્છાથી મારો હુકમ લઇ દંડ દેનારાને ઉશ્કેરવા માટે મારા અંતરંગ **શતહલિ** નામના એક ગ્રામના અધ્યક્ષ (પટેલ)ને મોકલેલ છે, આટલું રહસ્ય થોડા વખતમાં શરૂ કરેલું છે. તે સાંભળી તારૂં આયુષ્ય આટલું છે માટે હવે પોતાના કર્મની ઉચિત ગતિને પામ. એમ બોલી છરીથી તેના બે કટકા કરી તેને અને ધીને અગ્નિમાં હોમી દીધું, કે તરત તે બળીને રાખ થઈ ગયું. પછી સ્ત્રીના સ્વભાવ પ્રમાણે જરા વિહ્વલ થએલી તે રાણીને ધીરજ આપી, તેનો હાથ પકડી, તેને ઘેર જઇ, તેની આજ્ઞા પ્રમાણે સર્વ અંતઃપુરને બોલાવી, ઝટ ઇનામ આપ્યું. પછી આશ્ચર્ય પામેલા પ્રમદા મંડલમાં જરાવાર ક્રીડા કરી સઘળી અંતઃપુરની સ્ત્રીઓને રજા આપી. મળેલા ઉરૂવાળી **કનકસુંદરીના** ઉરૂને ઉરૂથી અને તેના હાથને હાથથી દબાવી શય્યામાં ક્રીડા કરતાં રાત્રિને કાઢી નાંખી. પછી તેના મુખથી રાજકુલનો સ્વભાવ જાણી લઇ, પ્રાતઃકાળ થયો એટલે સ્નાન કરી, મંગળ કાર્ય કરી, કાર્યભારીઓને મળી તેઓને કહ્યું અરે આર્યો, મારો સ્વભાવ રૂપની સાથે ફરી ગયો છે. જેને ઝેરવાળું અન્ન ખવરાવીને મારવાનો ઉપાય કર્યો હતો તેને છોડી મૂકી જેમ તે પોતાનું રાજ્ય ગ્રહણ કરે તેવો ઉપાય કરવો જોઇએ. આપણે **પ્રહારવર્મા** ઉપર પિતૃ ભાવ રાખી તેની સેવા કરવી જોઇએ. પિતાના વધ કરતાં બીજું મોટું પાપ નથી. ભાઇ **વિશાલવર્માને** બોલાવીને કહ્યું અરે વત્સ, હમણાં પુંડ્ર દેશમાં દુકાળ છે, માટે તે દુઃખથી મુંઝાઇને પોતાના પ્રાણને ત્યજતાં મનુષ્યો પણ આપણા સમૃદ્ધિવાળા દેશમાં આવશે. માટે જ્યારે બીજ વવાય અથવા તો ધાન્યની કાપણી થતી હોય ત્યારે તે ઉપર ચડાઇ કરવી. હમણાં તે ઉપર ચડાઈ કરવી ઉચિત નથી. શેહેરમાં મોટા **પાંચાલિક** અને **સાર્થવાહને** બોલાવી કહ્યું કે થોડી કીમત આપી અમૂલ્ય વસ્તુ વેંચાતી લેવી તેમાં ધર્મની હાની થાય છે. માટે અનુકૂલ મૂલ્ય આપીને તે હીરો લેજો. શેહેરમાં મુખ્ય **શતહલિ** હતો તેને બોલાવી કહ્યું કે **અનંતસીર**. છે તે **પ્રહારવર્માના** પક્ષનો છે, તેથી તેને મારવાની ઇચ્છા કરી છે, પરંતુ તેની ઉપર તારે દ્વેષ કરવો નહિ, કારણ કે તે મારા પિતાના પક્ષનોછે. હમણાં તે પાછા પોતાની રાજ્ય ગાદી ઉપર બેઠા છે. તેં સઘળા આવી રીતની રહસ્ય વાર્તા

સાંભળીને આ પ્રથમનાજ રાજા છે તેથી આશ્ચર્ય પામી મારાં અને મહા દેવીનાં વખાણ કરતા મંત્રના પ્રભાવને જાહેર કરતાં માતા અને પિતાને બંદી ખાનાથી બહાર કાઢી પાછું તેનું રાજ્ય તેને સોંપી દિધું. ધાત્રી મારફતે મારાં માતા અને પિતાને મારૂં સઘળું ચરિત્ર છાની રીતે જણાવી, ઘણાં ખુશી થએલાં બન્ને જણના ચરણ સેવવા લાગ્યો અને તેની આજ્ઞાથી યુવરાજની જગો સેવવા લાગ્યો. ફરીને ઉપયુક્ત બુદ્ધિવાળો હું આપના વિરહને લીધે દુઃખ આપનારા ભોગો ભોગવવા લાગ્યો, એવામાં મારા પિતાના મિત્ર **સિંહવર્મા**ના લખવાથી, **ચંડવર્મા**એ ચંપા નગરી ઉપર ઘેરો ઘાલ્યો છે, એમ જાણી શત્રુનો નાશ અને મિત્રની રક્ષા બન્ને વસ્તુ કરવી જોઈએજ, એટલા માટે મોટી ઉતાવળી ચાલનારી સેના સમૂહ લઈને ચડયો અને આપના ચરણ લક્ષ્મીને સાક્ષાત્કાર કરવા રૂપ મહોત્સવના આનંદ સમૂહનું પાત્ર થયો.

રાજા **રાજવાહન** આ સાંભળીને મંદ હાસ્ય કરી બોલ્યા. કપટવાળાં, પરસ્ત્રી ગમને પણ માતા પિતાને બંધનના દુઃખમાંથી છુટા પાડવાના કારણને લીધે દુષ્ટ શત્રુનો નાશ કરવા ઉપાયના વડે રાજ પ્રાપ્તિ રૂપ કારણથી પુષ્કળ અર્થ અને કામમાં વૃદ્ધિ કરી. બુદ્ધિમાન્ મનુષ્યે કરેલું કાર્ય કયું શોભા પામતું નથી ! પછી **અર્થપાલ**ના મુખ ઉપર સ્નિગ્ધ અને દીર્ઘ દૃષ્ટિ કરી, તું તારૂં ચરિત્ર કહે આમ આજ્ઞા કરી એટલે તે પણ બે હાથ જોડીને કહેવા માંડયો.

---

## ઉચ્છ્વાસ ૪ થો.

**અર્થપાલ** કહે છે—હે મહારાજ, આ મિત્રો માફક આપને ગોતવા માટે સમુદ્રરૂપી સીમાથી અલંકૃત ભૂમંડળમાં ભટકતો એક વખતે કાશીપુરીમાં ગયો. ત્યાં મણિના કટકા જેવા નિર્મળ જળમાં સ્નાન કરી, **અંધક** અસુરનો નાશ કરનારા ભગવાન્ અવિમુક્તેશ્વરને પ્રણામ કરી, પ્રદક્ષિણા ફરતો હતો એવામાં એક પુરૂષને દીઠો. તે કદમાં ઉંચો હતો અને લોઢાના આગળીઆ જેવી જાડી બે ભુજાથી ભેટ બાંધતો હતો, તેનાં નેત્રો ઘણું રૂદન કરવાથી જરા શુષ્ક અને રાતાં હતાં. મને વિચાર આવ્યો કે આ

પુરૂષ કઠિન છે, તેની ઝાંખી કીકીવાળી આંખમાંથી દુઃખી હોય તેમ અશ્રુ વહે છે. આનો ઉદ્યોગ સાહસ કામ બનાવી આપે છે. ખરેખર આ પ્રાણની દરકાર ન રાખી પોતાના કુટુંબીને દુઃખ કરાવનારૂં કંઇ પણ અનિષ્ટ કામ કરશે અર્થાત્ મરશે. માટે તેને તેનું કારણ પૂછી મારાથી તેને કંઈ પણ સહાય કરી શકાય એમ કદી હોય તો મદદ કરૂં. પછી તેની પાસે જઈને પૂછ્યું કે હે ભાઇ, આ આપની તૈયારી કંઇ મોટું કાર્ય કરવું હોય તેમ બતાવી આપે છે. જો છાનું ન હોય તો શોકનું કારણ સાંભળવાને ઇચ્છું છું. તેણે મને ઘણા માનથી નિરખીને કહ્યું કે એમાં કશી અડચણ નથી, તું સુખે સાંભળ, એમ કહી, કોઇ એક કરેણના ઝાડ નિચે મારી સાથે બેસી વાત કહેવા લાગ્યો. હે મહા ભાગ, હું પૂર્વ દિશામાં રહેનારા પટેલનો છોકરો છું, મારૂં નામ પૂર્ણભદ્ર છે. હું ઇચ્છા પ્રમાણે ભટકતો હતો. મારા પિતાએ ઘણી મહેનતથી મને મોટો કર્યો તોપણ નસીબને લીધે સ્વચ્છંદાચારી થઈ, મેં ચોરીનો ધંધો કરવા માંડયો. પછી મેં આ કાશીનગરીમાં કોઇ મોટા ક્ષત્રિયના ઘરમાં ખાતર પાડયું. ખાતરની તપાસ કરતાં ચોરીનો માલ ઓળખાવાથી મને પકડીને બાંધ્યો. પછી મને મારવા માટે રાજમહેલના ઉપરના માલમાં બેઠેલા કામપાલ નામના મુખ્ય મંત્રિના દેખતાં તેના હુકમથી મનુષ્યના કોલાહલથી જેના કંઠમાં બાંધેલી ઘંટાનો અવાજ બમણો થતો હતો એવા મત્ત મૃત્યુવિજય નામના શિકારી હાથીને દોડાવ્યો, તે શુંડને ઘુચળું કરી મારવા માટે મારા તરફ દોડયો. મેં નિર્ભય થઇ, તેની સામે જઈ તેનો તિરસ્કાર કર્યો એટલે તેણે પોતાના દાંતનો વાંકો પ્રહાર કર્યો, તેથી લાકડાના કટકાના કાણામાં એ દાંત ખુંચી જવાથી તેનો મદ ઉતરી ગયો. પછી તેને ભય લાગ્યો હોય તેમ તે પાછો ભાગી ગયો. ફરીને માવતે ક્રોધ કરી, અત્યંત કઠોર વાણીથી, અંકુશથી, પાટુના મારથી તથા સંકેતના ડચકારાથી મારી તરફ હાથીને ધસાવ્યો; તેથી મને બમણો ક્રોધ ચડયો તેને લીધે મેં તિરસ્કાર કરી, તે હાથીને માર્યો એટલે તે પાછો હઠીને નાસી ગયો. પછી હું ઉતાવળથી તેની પાસે જઈને માવતને ધિઃકારવા લાગ્યો એટલે માવત કોપ કરી બોલ્યો કે અરે નીચ હાથી, કેમ મોત આવ્યું છે? એમ કહી સજેલી અંકુશ વારંવાર હાથીના મર્મસ્થાનાના ભાગ ઉપર મારી, મારા તરફ ઉશ્કેરવા લાગ્યો. પછી મેં કહ્યું આ હસ્તીકીટને ખસેડી મૂકો. બીજા કોઇ મોટા હાથીને

બોલાવો એટલે બે ઘડી રમત કરી ઇશ્વરી લોકમાં જાઉં. પછી મહા હસ્તી મને ગુસ્સે થએલો તથા ગર્જના કરતો જોઇને માવતની સખ્ત આજ્ઞા ઉલ્લંન કરી નાસી ગયો કે તુર્ત કાર્યભારીએ મને બોલાવીને કહ્યું. આ મૃત્યુવિજય નામનો શીકારી હાથી મૃત્યુની મૂર્તિજ છે તેને પણ તેં નસાડી મૂકયો, માટે હવે આવું નીચ કર્મ છોડી, અમારી સાથે સદાચરણમાં વર્તવા તારી મરજી હોય તો બોલ. મેં વિનંતિ કરી કે જેવી આપની આજ્ઞા હશે તેમ કરીશ. પછી તે મારી સાથે મિત્રની માફક વર્ત્તવા લાગ્યો. એક દિવસે મેં તેને એકાંતમાં તેનું વૃત્તાંત પૂછ્યું. તેણે પણ મારા ઉપર વિશ્વાસ રાખી પોતાનું ચરિત્ર નિચે પ્રમાણે કહ્યું.

**કામપાલ** બોલ્યો–કુસુમપુરમાં રાજા **રિપુંજયનો** કાર્યભારી **ધર્મપાળ** હતો, તે બુદ્ધિમાં પ્રખ્યાત અને વેદ ભણેલો હતો. તેનો પુત્ર **સુમિત્ર** પણ બુદ્ધિના* ગુણમાં પોતાના પિતા સમાન હતો. હું તેનો નાનો ભાઇ છું. મારે બે માતા છે. હું વેશ્યાની ગમતમાં દિવસ કાઢતો હતો. વિનયી મોટા ભાઇએ મને તે રસ્તેથી વાર્યા છતાં પણ મેં મારી ખરાબ ચાલ છોડી નહિ અને ત્યાંથી ભાગી દિશાઓમાં ભટકતો દૈવેચ્છાથી આ કાશી શેહેરમાં આવ્યો છું. ત્યાં પ્રમદવનમાં શંકરના પૂજન માટે સખીઓની સાથે કાશી રાજા **ચંડસિંહની કાંતિમતી** કન્યા બાહેર નિકળી, દડાની ગમત કરવા લાગી. હું તે ઉપર આશક થયો અને મહા મહેનતે રાજકુમારીને મળ્યો. તે કન્યાને કુમારી પુરમાં મારી સાથે વિહાર કરતાં ગર્ભ રહ્યો, તેથી એક પુત્ર જન્મ્યો. કન્યાના પરિજનને છાની વાત જાહેર થવાની બીકથી તે મરેલો જન્મેલો છે, આમ કહી ક્રીડા શૈલ ઉપર નાંખી દીધો, ત્યાંથી લઈને ભીલડી શ્મશાનમાં મૂકી અર્ધ રાત્રિએ ત્યાંથી પાછી આવતી હતી એવામાં ચોકીદારે પકડીને ભય બતાવી

*કામંદકમાં નિચે પ્રમાણે બુદ્ધિના ગુણ ગણાવ્યા છે.

शुश्रूषा ग्रहणं चैव श्रवणं चावधारणं।
उहापोहोर्थविज्ञानं तत्त्वज्ञानं चधीगुणाः॥

ચાકરી, ગુરૂના મનને વશ કરવું, કહેલુ સાંભળવું, શ્રવણ કરેલાને મનમાં ધારવું, ધારેલાનો વિચાર કરવો, ત્યાર પછી તેમાં રહેલો અર્થ જાણવો અને અર્થ જાણીને ખરી વસ્તુ જાણવી, આટલા બુદ્ધિના ગુણ છે.

પૂછ્યું કે કયાં ગઇ હતી ? એટલે તેણે મારી નાંખવાના ભયથી ડરી છાની વાતને જરા ઉઘાડી કરી દીધી. હું ક્રીડા પર્વતના શયન ગૃહમાં સુતો હતો ત્યાં રાજાની આજ્ઞાથી તેણે મુને બતાવ્યો એટલે મને બાંધી શ્મશાનમાં લઈ ગયા અને ચંડાલે તરવાર ઉગામીને મને મારી; મારા નસીબના જોરથી મને બાંધેલું દોરડું હતું તે કપાઈ ગયું પણ મને તે વાગી નહિ, એટલે તેના હાથમાંથી તરવાર ઝોંટી ચંડાલને અને બીજા કેટલાએકને મારી ત્યાંથી નાસી ગયો. પછી ત્યાંથી ઘરબાર વગરનો એકલો જંગલમાં ભમતો હતો એવામાં કોઇ એક દીવ્ય આકારની, રૂદન કરતી, વિનયવાળી કન્યા મારી પાસે આવી. કરસંપુટથી અલંકૃત મુખ ઉપર ઝુમી રહેલા કેશથી શોભાયમાન લાગતી તે કન્યા પોતાનું મસ્તક નમાવી, મને પ્રણામ કરી, કોઇ એક મોટા વડના ઝાડની શીતળ છાયા નિચે બેઠી હતી ત્યાં તે કન્યાને મેં પૂછ્યું કે હે પુત્રી, તું કોણ છો ? કયાંથી આવી છો ? મારી ઉપર પ્રસન્ન થવાનું શું કારણ છે ! આવી રીતે મેં અભિલાષાથી તે કન્યા સાથે ભાષણ કર્યું એટલે તે વાણીમય મધનો વર્ષાદ કરવા લાગી. હે આર્ય, યક્ષના ઉપરી **મણિભદ્રની** **તારાવલી** નામની હું પુત્રી છું. હું એક વખતે **અગસ્ત્યની** સ્ત્રી **લોપામુદ્રાને** પ્રણામ કરી મલયાચલથી પાછી ફરી એવામાં કાશીના શ્મશાનમાં એક કુમારને રૂદન કરતાં દીઠો હતો, તે કુમારને ઘણી પ્રીતિથી મારી માતા અને પિતાની પાસે લઇ ગઇ. મારા પિતા તે કુમારને કુબેરની સભામાં લઇ ગયા પછી કુબેર રાજાએ મને બોલાવીને પૂછ્યું-હે પુત્રિ, આ બાલક ઉપર તારો સ્નેહ કેવો છે ? મેં વિનંતિ કરી કે આ કુમાર ઉપર મારો ઔરસ પુત્ર જેવો સ્નેહ છે. તે સાંભળી કુબેરે કહ્યું કે આ કુમારી જે કહે છે તે ખરૂં કહે છે, આમ કહી તે કુમાર સંબંધી જે કથા હતી તે વિસ્તારથી કહી સંભળાવી, તે વખતે મેં એટલું સાંભળ્યું છે કે તું **સૌનક**, **શૂદ્રક** અને **કામપાલની** અવસ્થાથી જુદો નથી, પરંતુ એકજ છે. **શૌનકની** અવસ્થામાં તારે **બંધુમતી**, **વેદિમતી**, **હંસાવલી** અને **નંદિની** એવા નામની સ્ત્રીઓ હતી. **શુદ્રકની** અવસ્થામાં **વિનયવતી**, **આર્યદાસી**, **સુરસેના** અને **રંગપતાકા** એવા નામની સ્ત્રીઓ એકજ સમજવી અને **કામપાલની** અવસ્થામાં **કાંતિમતી**, **સોમદેવી**, **સુલોચના** અને **ઈંદ્રસેના** એવા નામની સ્ત્રીઓ એકજ છે. **શૌનકની** અવસ્થામાં અગ્નિને

સાક્ષી રાખી જે ગોપ કન્યા સાથે લગ્ન કર્યાં હતાં તેનેજ **આર્યદાસી** જાણવી અને આજે ફરીને હું **તારાવલી**ના નામથી જન્મી છું. જ્યારે તમારી **શુદ્રકની** અવસ્થા હતી ત્યારે મારૂં નામ **આર્યદાસી** હતું, તે વખતે તે બાલકને મેં જન્મ આપ્યો હતો. **વિનયવતી**એ પ્રીતિની વાસનાથી તેને ઉછેર્યો હતો. તે કુમાર હમણાં કાશીરાજાની પુત્રી **કાંતિમતી**ને વિષે અવતર્યો. કુબેરની આજ્ઞાથી અનેક મૃત્યુના મુખમાંથી દૈવ વડે બચેલા તે બાલકને લઇ વનમાં તપ કરતા રાજા **રાજહંસની** સ્ત્રી **વસુમતી**ને તેના ભવિષ્યમાં ચક્રવર્તી થનારા પુત્ર **રાજવાહન**ની સેવા કરવા માટે સોંપી, માતા પિતાની આજ્ઞા લઇ, દૈવને લીધે કાળના મુખમાંથી બચેલા આપના ચરણની સેવા કરવા માટે આવી છું. તે સ્ત્રીને અનેક જન્મમાં પોતાની સ્ત્રી જાણી, વારંવાર આલિંગન આપતાં હર્ષનાં અશ્રુ આવી ગયાં. પછી તેણે મને વારંવાર શાંત પાડી, પોતાના પ્રતાપથી મહા મંદિર પ્રગટ કર્યું. તેમાં રહી હું નિરંતર ભૂમિ ઉપર દુર્લભ એવા ભોગ ભોગવવા માંડ્યો. બે ત્રણ દિવસ વીત્યા પછી મેં તે ઉત્તમ સ્ત્રીને કહ્યું. હે પ્રિયે, મારા પ્રાણનો નાશ કરવા તૈયાર થએલા **ચંડસિંહ**નું વૈર વાળવાની મને ઇચ્છા થઇ છે. ત્યારે તે હસીને બોલી–પ્રાણનાથ, ચાલો તમને **કાંતિમતી**નાં દર્શન માટે લઇ જાઉં છું એમ કહી અર્ધ રાત્રિ થઇ એટલે મને રાજાને ઘેર લઇ ગઇ. મેં જ્યાં રાજા સુતો હતો ત્યાં જઈ, તેના ઓસીકા નિચે તરવાર પડી હતી તે ઉપાડી, રાજાને જગાડીને કહ્યું. હુ તારો જમાઇ છું. તારી રજા વગર તારી કન્યાનો સ્પર્શ કર્યો છે, તે અપરાધ તારી અનુમતિથી દૂર કરવા માટે આવ્યો છું. રાજા ઘણો ભય પામી, મને પ્રણામ કરીને બોલ્યો. હુંજ મૂર્ખ અને અપરાધી છું, કારણ કે દુઃખ ગ્રસ્ત હઉં એમ સીમા ચાતરીને મારી કન્યા ઉપર સંસર્ગ રૂપ અનુગ્રહ કરનાર મનુષ્યને મારવાની આજ્ઞા કરી, માટે આ રાજ્ય **કાંતિમતી**નું થાઓ અને મારૂં જીવતર આપને આધીન છે એમ તેણે કહ્યું. પછી બીજે દિવસે કાર્યભારીના મંડળને ભેળું કરી, વિધિ પ્રમાણે પોતાની કન્યાનાં લગ્ન કર્યાં. **તારાવલી**એ પુત્રની વાર્તા **કાંતિમતી**ને કહી બતાવી. **સોમદેવી, સુલોચના** અને **ઇંદ્રસેના**ને પણ પૂર્વ જન્મનું વૃત્તાંત કહી સંભળાવ્યું. આવી રીતે હું કાર્યભારીની જગોનું માત્ર નામ પણ યુવરાજ પદનો અનુભવ કરૂં છું અને

પ્રમદાઓ સાથે વિહાર કરૂં છું. મારા જેવા પ્રાણિ ઉપર પણ સેવા તરિકે વર્તનાર સર્વ પ્રાણિ સાથે બંધુ તરિકે વર્તનાર તે રાજા ક્ષય રોગથી મરી ગયો. મારો મોટો શાળો **ચંડઘોષ** સ્ત્રી સાથે વધારે પ્રસંગ કરવાથી પ્રથમજ ક્ષય રોગને લીધે મરી ગયો હતો, તેથી મેં પાંચ વર્ષના **સિંહઘોષ** નામના કુમારનો રાજ્યપર અભિષેક કર્યો છે. પૂર્વે મેં (કામપાલે) તેને પ્રયત્નથી મોટો કર્યો હતો. હમણાં જુવાનીના મદથી છકી ગએલા તે રાજકુમારને તેના અંતરંગભૂત ચાડી ખાનારા કેટલાએક હલકા કાર્યભારીઓએ આવી રીતે જણાવ્યું કે, આ કામીએ બલાત્કારથી તમારી બેન સાથે લગ્ન કરી, સુતેલા રાજાને મારવા માટે તરવાર ઉગામીને ઉભો હતો, તે વખતે તારા પિતાએ, જાગી ઉઠવાથી ભયને લીધે તેને સમજાવી પોતાની કન્યા અર્પણ કરી. આપના મોટા ભાઇ **ચંડઘોષ**ને ઝેરથી મારી આ બાલક અસમર્થ છે એમ ધારી, પ્રજાને વિશ્વાસ બેસાડવા માટે તમને હજી માર્યા નથી, તે કૃતઘ્ન તમને પણ આગળ મારી નાંખશે. માટે તેને યમરાજની રાજધાનીમાં મોકલવાનું પ્રયત્ન કરો. આવી રીતે કાર્યભારીએ તેને સમજાવ્યો તોપણ **સિંહઘોષ** યક્ષિણીના ભયથી કન્યાને દૂષણ આપનારા પોતાના બનેવીને મારી શક્યો નહિ. પછી એ દિવસોમાં **કાંતિમતી**ની આકૃતિ ઉપર જરા ઝાંખ જોઇ રાજાની પટરાણી **સુલક્ષણા**એ વિનયથી પૂછ્યું–હે દેવિ, આડું અવળું કહી મને છેતરવી નહિ પણ સાચું કહેજો. હમણાં તમારા મુખકમળ ઉપર ઉદાસીનતા કેમ જણાય છે ?

**કાંતિમતિ** બોલી–હે કલ્યાણિ, મેં પ્રથમ કંઈ આડું અવળું કહેલું હોય તેમ તમને સાંભરે છે ? મારી સખી અને શોક્ય **તારાવલી**ને મારા પતિએ મારા નામથી એકાંતમાં બોલાવી તેથી તેના અંતઃકરણમાં રોષ આવ્યો છે અને મારા સ્વામિનાથે પ્રણામ વિગેરેથી મનાવી તો પણ તેની માગણીને કબૂલ ન કરી અમારી સાથે ગુસ્સો કરી પરદેશ ચાલી ગઇ, તેથી અમારા પતિ ખેદમાં છે અને તેટલાજ માટે મને પણ મનમાં ખેદ રહે છે. તે વાર્તા **સુલક્ષણા**એ એકાંતમાં પોતાના પતિને કહી એટલે તે નિર્ભય થયો. પછી **કામપાલ**ના અવયવો પ્રિયતમાના વિયોગથી પીળા થઇ ગયા, ધૈર્યથી આંખમાં આવેલાં અશ્રુને તે વારંવાર રોકતો, તેમ ઉષ્ણ શ્વાસથી અર્ધ બોલાતી હોય એમ ઘણી ચતુર વાણીથી

પોતાની વિરહ વેદના બતાવતો તે રાજદરબારમાં ઘણી મુશ્કેલીથી કાર્ય કરતો હતો. એવામાં આજ તેને સિંહઘોષે છાનાં સંકેત કરી રાખેલાં માણુસો મારફતે પકડાવી દઇ કેદ કર્યો છે; અને નિશ્ચય કરેલો છે કે જાહેરમાં આનો દોષ ખુલ્લો કરી, એની આંખો એવી રીતે કાઢવી કે, તે અવશ્ય મરી જાય; એટલા માટે આ એકાંત પ્રદેશમાં ઇચ્છા પ્રમાણે અશ્રુ પાડી, તે સત્પુરૂષના પહેલાં હું પ્રાણ ત્યાગ કરવા માટે કટિ બાંધું છું. મેં પિતાનું દુઃખ સાંભળી ચોધારાં અશ્રુ પાડતાં પાડતાં કહ્યું કે અરે ભાઈ, તારી પાસે છાનું રાખવાથી શું ફળ? યક્ષની કન્યાએ **કામપાલ**નો જે પુત્ર **રાજવાહન**ની સેવા કરવા માટે દેવી **વસુમતી**ના હાથમાં સોંપ્યો હતો તે હું છું. હું આયુધ ઉગામી આવનારા હજાર સુભટોને મારીને પણ મારા પિતાને છોડાવવા શક્તિમાન્ છું. પરંતુ મનુષ્યના સમૂહમાં કદિ કોઇ તેના અંગમાં છરી મારે તો મારો સર્વ પ્રયત્ન વૃથા થાય આમ બોલતો હતો એવામાં એક કિલ્લાના કાણામાંથી મોટા સર્પે પોતાનું મસ્તક બહાર કાઢયું. મેં તેને મંત્ર અને ઔષધીના પરાક્રમથી પકડીને **પૂર્ણભદ્ર**ને કહ્યું–હે ભાઇ, હવે મારી ઇચ્છા પૂર્ણ થઇ છે. મનુષ્યના સમાજમાં કોઇ જાણે નહિ તેમ મારી ઈચ્છા પ્રમાણે આ સર્પને નિચે પાડી, મારા પિતાને કરડાવી, તે સર્પના ઝેરને એવી રીતે સ્તંભન કરી લઇશ કે, તે મારા પિતા શબ જેવા થઇ જશે પરંતુ મરશે નહિ. મારા પિતાને શબ જેવા થએલા જોઇ રાજા તેની દરકાર કરશે નહિ. તારે પણ નિર્ભય થઇ આ વાર્તા મારી માને સમજાવી કહેવું કે, "જે તમારો પુત્ર યક્ષિણીએ વનમાં દેવી **વસુમતી**ના હાથમાં સોંપ્યો હતો તે હમણાં આવ્યો છે અને તમારી આવી દુર્દશા મારી પાસેથી સાંભળીને ઉપર પ્રમાણે કરશે" વળી તારે મારી માતાને કહેવું કે તમારે નિર્ભય થઇ રાજાને કહી મોકલવું કે જે દુષ્ટ હોય, તે કુટુંબી હોય કે વગર કુટુંબી હોય, તો પણ તેને દંડ આપવો, આ ક્ષત્રીનો ખરો ધર્મ છે. પતિ દુષ્ટ કે શ્રેષ્ઠ હોય પણ તેની પાછળ સતી થવું એ સ્રીનો ધર્મ છે; માટે હું આ પતિની સાથે ચિતાના અગ્નિમાં બેસીશ. પતિની સાથે પત્નીએ છેલ્લી અવસ્થામાં સાધવાનો વિધિ આચરવા મને રજા આપો, આમ તેને જણાવશે એટલે તે અવશ્ય રજા આપશે. પછી તે મારા પિતાને મારી માએ પોતાને ઘેર લઇ જઇ, એકાંત જગાગાં પડદો

નાંખી, પડદાની અંદર દર્ભ પાથરી, તે ઉપર તેને સુવરાવી, મરણનાં આભૂષણ પેહેરીને ત્યાં તેની પાસે બેસવું. પછી હું બાહેરની ડોઢીમાં ત્યાં આવીશ ત્યારે તું મને અંદર જવા દે જે. પછી હું મારા પિતાને સજીવન કરી, તેના ઇષ્ટ ઉપાય પ્રમાણે આચરણ કરીશ. એ પ્રમાણે **અર્થપાલ**નું વચન સાંભળી **પૂર્ણભદ્ર** ઘણો રાજી થઇને ઠીક એમ કહી ઝટ ત્યાંથી ગયો. હું જ્યાં વધસ્થાન તથા જાહેરમાં ભાષણ કરવાની જગા હતી ત્યાં એક ઘાટું આંબલીનું ઝાડ હતું તેમાં છુપાઇને રહ્યો. મનુષ્યો પણ પોતાની મરજી માફક ઊંચા નિચા સ્થાન ઉપર બેઠાં. નાના મોટા શબ્દો ચાલવા લાગ્યા, એવા વખતમાં મારા પિતાને ચોરની માફક પાછોડીઆં બાંધીને લઇ આવ્યા, તેની પાછળ મહાજનો હતા. પછી જે ઝાડ ઉપર હું ચડયો હતો તેની પાસે તેને ઉભો રાખ્યો અને માતંગ (ફાંસી દેનાર) ત્રણ વાર ઘાંટો કાઢીને બોલ્યો. આ **કામપાલ** નામના મંત્રીએ રાજ્ય લેવાના લોભથી રાજા **ચંડસિંહ**ને અને યુવરાજ **ચંડઘોષ**ને અન્નમાં ઝેર આપી એકાંતમાં મારી નાંખ્યા છે. હવે રાજા **સિંહઘોષ** જુવાન થયા એમ જાણી રાજા ઉપર પણ નીચ કર્મ કરવા માટે રાજાને વિશ્વાસ બેસાડી, એકાંત સ્થાનમાં **શિવનાગ**, **સ્થુણ** અને **અંગારવર્ષ** નામના કાર્યસારીને બોલાવી, રાજાને મારવા માટે તેઓ સાથે એકાંત કરી. તે વાતો છાની રાખી છે, માટે રાજ્યની ઇચ્છા રાખનારા આ નિચ બ્રાહ્મણને અંધતામસ નામનું નરક સ્થાન મળવું ઉચિત છે, એટલા માટે વકીલ લોકોની સંમતિ લઇ તેની આંખો કાઢવા માટે લઇ જઈએ છીએ. હવે બીજો કોઈ પણ જો અન્યાય વૃત્તિમાં વર્તશે તો તેને પણ મહારાજા યથોચિત દંડ આપશે. આ સાંભળી મહાજનમાં કળકળાટ થઇ રહ્યો હતો. એવામાં મેં મારા પિતાના અંગ ઉપર ફેણ ચડાવેલો સર્પ ઉપરથી નાંખ્યો અને હું ભય પામ્યો હોઉં તેવો બની નિચે ઉતરી, તે માણસોમાં છુપી ગયો. ગુસ્સે થએલો સર્પ મારા પિતાને કરડયો હતો, તેનું વિષ એક ક્ષણમાં સ્તંભન કરી તેના પ્રાણ જવા દીધા નહિ. મારા પિતા મડદાં જેવા થઈને ભૂમિ ઉપર પડયા પછી મેં કહ્યું કે "જે રાજાનું અપમાન કરે છે તેને દેવતા તરફથી દંડ મળે છે. આ વાર્તા સાચી છે" કારણ કે રાજાએ આને નેત્ર રહિત કરવાની ઇચ્છા કરી, પણ દૈવે તેના પ્રાણ લીધા. મારા બોલવાને કેટલાએકે સ્વીકાર્યું અને બીજાઓ મારા

બોલવા ઉપર નિંદા કરવા લાગ્યા. પછી તે સર્પ તે ચંડાલને કરડી સહજ ભયથી વેરાઈ ગએલાં માણસે આપેલા માર્ગ વડે દોડી ગયો.

પછી મારી માતાએ **પૂર્ણભદ્ર**ની પાસેથી સમગ્ર વૃત્તાંત જાણી, તેવા દુઃખમાં પણ શાંત રહી, પોતાના કુળના પરિજન સહિત પગે ચાલતી હળવે હળવે આવી, મારા પિતાનું મસ્તક પોતાના ખોળામાં મૂકી, નિચે બેસી, રાજાને કહેવરાવ્યું કે આ મારા પ્રાણનાથ, તમારૂં અનિષ્ટ કર્તા હોય કે ન હોય તે દૈવ જાણે છે. મને તે ચિંતા કરવાથી ફળ નથી, પરંતુ આ પાણિગ્રહણ કરનારની પાછળ સતી થઈને તમારા કુળને કલંક લગાડીશ; માટે મને મારા પ્રાણ પતિ સાથે ચિતામાં બેસવાની રજા આપો. રાજાએ તે સાંભળીને મનમાં રાજી થઈ આજ્ઞા કરી કે કુલોચિત સંસ્કાર કરો. ઉત્સવ થઇ રહ્યા પછી મરણ વિધિનો સંસ્કાર મારા બનેવી ભલે **અનુભવ** કરે. સમગ્ર મંત્ર વાદિઓ ત્યાં આવ્યા પણ તેનો પ્રયાસ મેં વૃથા કરી નાંખ્યો અને મારા પિતાને મારનાર ચંડાળ મરી ગયો. પછી રાજાએ **કામપાલ**ને પણ સર્પ કરડયો છે એમ જાણી પોતાની મોટાઇ જણાવવા માટે તેને પોતાને ઘેર લઇ જવાની રજા આપી. પછી મારા પિતાને એકાંત જગામાં જ્યાં દર્ભ પાથરી રાખેલા હતા ત્યાં લઇ જઈ સુવરાવ્યો, અને મારી માતાએ મરણનો શણગાર ધરી પોતાની સખીઓને દયામણી વાણીથી બોલાવી. પોતાના ઘરની કુળ દેવીને વારંવાર પ્રણામ કરી, પોતાના કુટુંબીઓએ પ્રયત્નથી ના પાડયા છતાં પણ મારા પિતાના શયનસ્થાનમાં એકલી ગઇ. ત્યાં **પૂર્ણભદ્રે** મને પ્રથમજ દાખલ કર્યો હતો. તેથી મેં ઝેર ઉતારીને સ્વસ્થ કરેલા મારા પિતાને મારી માએ દીઠા; તે જોઇ મારી માતાએ મારા પિતાના ચરણમાં પડી આંખમાં અશ્રુ લાવી છેવટે મને વારંવાર આલિંગન કર્યું. આ વખતે જેના સ્તનમાંથી દૂધ ઝરવા માંડયું છે એવી, હર્ષનાં અશ્રુ યુક્ત ગળગળા કંઠે મારી મા મને કહેવા લાગી હે પુત્ર, તું જે છો તેજ છો. મેં પાપિણીએ તારો ત્યાગ કર્યો હતો. આ પાપિણીનો તું આટલો બધો અનુગ્રહ કેમ કરે છે? અથવા આ તારા પિતાનો તો અપરાધ ન હતો, તેને સજીવન કર્યા તે તુંને ઉચિત છે. **તારાવલી** ઘણી ક્રૂર કારણ કે કુબેર પાસેથી તુંને બરાબર ઓળખ્યા છતાં પણ મને ન સોંપ્યો પણ દેવી **વસુમતી**ને સોંપ્યો, માટે તેણે પણ ઉચિત કર્યું છે. કારણ

કે તેવા ભાગ્યશાળી વગર મારા જેવાં અલ્પ પુણ્યવાળાં મનુષ્ય તારાં મનોહર ભાષણુ સ્વરૂપ અમૃતનું કર્ણ પુટથી પાન કરવાને ઉચિત થાત નહિ. આવ મને મળ, એમ કહી વારંવાર મારા મસ્તકને સુંઘતાં મને ખોળામાં બેસાર્યો. **તારાવલી**ની નિંદા કરતી, મને છાતી સાથે ચાંપતી, અશ્રુ વડે મને અભિષેક કરતી મારી માતા શરીર કંપવાથી તે ક્ષણમાં જુદીજ બની ગઈ. મારા પિતા પણ તેવા દુઃખમાંથી આવા ઉદયને પામી નરકમાંથી સ્વર્ગમાં આવ્યા હોય તેમ રાજી થયા. **પૂર્ણભદ્રે** વિસ્તારથી મારૂં વૃત્તાંત કહી સંભળાવ્યું, તે સાંભળી મારા પિતા ભાગ્યવાન્ ઈંદ્રથી પણ પોતાને વિશેષ ભાગ્યવાન્ ગણવા લાગ્યા. પછી મેં મારો સંબંધ થોડો કહી હર્ષ અને આશ્ચર્ય પામેલાં મારાં માતા અને પિતાને કહ્યું કે આજ આપનો શો હુકમ છે? તે ફરમાવો.

**કામપાલ** બોલ્યો--હે વત્સ **અર્થપાલ**, આ આપણું ઘર ઘણા મોટા કિલ્લાવાળું અને અનંત આયુદ્ધથી ભરેલું છે, તેમાં ભૂમિગૃહ ન જણાય તેવાં છે. મેં ઘણા સામંતોનો ઉપકાર કર્યો છે, ઘણી ખરી પ્રજા પણ મારૂં દુઃખ સહન કરી શકી નથી. સગાં, સ્ત્રી અને પુત્ર સહિત યોદ્ધાઓ પણ લાખો છે, માટે અહિંજ કેટલાએક દિવસ રહી બહાર અને અંદરના લોકોમાં કલહ ઉત્પન્ન કરાવશું, તેમાં જેને રાજા સાથે દ્વેષ હશે તેવા લોકોનો પક્ષ કરી, રાજાના કાર્યભારી મંડળના શત્રુ અને સહજ શત્રુઓને ઉશ્કેરી દુઃખ દેવા લાયક તે રાજાનો નાશ કરીશું. આવી રીતનુ પિતાનું કહેવું સાભળી, ભલે એમાં શુ દોષ છે એમ કહી, પિતાના મતને ટેકો આપ્યો. પછી અમે આવી રીતે સઘળી ગોઠવણ કરીને બેઠા હતા તે વિષેનું વૃત્તાંત ત્યાંના રાજાના જાણવામાં આવ્યું. તે પશ્ચાત્તાપ પામી પરગ્રામ ઉપર સેના વિગેરે મોકલવા લાગ્યો. અમે દરરોજ તેનો નાશ કરવા માંડયા. મેં તે વખતમાં **પૂર્ણભદ્ર** પાસેથી રાજાનું સુવાનું ઘર જાણી, તેજ વખતે અમારા ઘરની ભીંતના ખુણાથી માંડી રાજાના શયનગૃહ સુધી સાંગડીથી સુરંગ કરી, તે સુરંગ ખોદતાં ભૂમિ ઉપર સ્વર્ગ જેવી, જેમાં ઘણી કન્યાઓ હતી એવી એક જગો આવી. તે સ્ત્રીઓ મને જોઇનેજ ગભરાવા માંડી. ત્યાં કોઈએક કન્યા હતી તે ચંદ્રમાની કલા માફક પોતાની કાંતિથી રસાતલના અંધારાને દૂર કરતી, મૂર્તિમાન્ ભૂમિ દેવી જેવી, અસુરને જીતવા માટે પાતાલમાં ઉતરેલી પાર્વતી જેવી, ભગવાન કામદેવની

સ્ત્રી રતિ જેવી દેખાતી હતી. અત્યંત નિચ રાજાનાં દુષ્ટ દર્શન ત્યાગ કરવાની ઇચ્છાથી, પાતાલમાં ઉતરેલી રાજ લક્ષ્મી જેવી, તપ્ત સુવર્ણની પુતલી જેવી પીળી કાંતિવાળી દેખાતી હતી. તે કન્યાઓ મને જોઇ મલયાચલના પવનથી ચંદનની લતા જેમ ચલાયમાન થાય તેમ મારા દર્શનથી કંપાયમાન થવા લાગી. અંગના જન આવી રીતે ગભરાવા લાગ્યું એટલે પુષ્પથી પ્રકાશિત થએલી કાસલતાની માફક પીળા કેશવાળી કોઇએક ઘરડી સ્ત્રી મારા ચરણમાં પડી, ત્રાસથી ગરીબની માફક કહેવા માંડી. આ અનાથ સ્ત્રી જનને અભય દાન આપો. એમ કહી પૂછવા લાગી કે, રાક્ષસ સાથે યુદ્ધ કરવાની આશાથી પાતાળમાં જવાની ઇચ્છાવાળા શું તમે દેવકુમાર છો? અમને આજ્ઞા કરો તમે કોણ છો? શા માટે આવ્યા છો? મેં તે સ્ત્રીઓને કહ્યું-અરે સ્ત્રીઓ, તમે બીશો નહિ. હું બ્રાહ્મણમાં ઉત્તમ **કામપાલ** નામના બ્રાહ્મણથી દેવી **કાંતિમતી**માં ઉત્પન્ન થયો છું અને મારૂં નામ **અર્થપાલ** છે. કાર્ય માટે મારા ઘરમાં સુરંગ ખોદીને રાજાને ઘેર જતો હતો ત્યાં અહિં વચમાં તમારાં દર્શન થયાં. કહો, તમે કોણ છો? અને અહિં શા માટે રહો છો? આવી રીતે પૂછ્યું ત્યારે તે સ્ત્રીઓ બે હાથ જોડીને કહેવા લાગી કે હે ભર્તૃદારક, અમે ભાગ્યશાળી થઇ, કારણ કે આ નેત્રથી નિર્દોષ એવા આપનાં દર્શન થયાં. સાંભળો. તારી માનો બાપ **ચંડસિંહ** હતો તેણે **લીલાવતી** રાણીમાં **ચંડઘોષ** અને **કાંતિમતી** એવાં બે છોકરાં ઉત્પન્ન કર્યાં. યુવરાજ **ચંડઘોષ** સ્ત્રી લંપટ ઘણો હોવાથી ક્ષય રોગવડે દેવલોકમાં ગયો. તેની સ્ત્રી **આચારવતીને** પેટમાં ગર્ભ હતો, તેણે આ **મણિકર્ણિકા** નામની કન્યા પ્રસવ કરી. પ્રસવ વેદના વડે **આચારવતી** પ્રાણને છોડી પતિ પાસે ગઇ. પછી દેવ **ચંડસિંહે** ગને એકાંતમાં બોલાવી આજ્ઞા કરી કે-સમૃદ્ધિવાળી આ કન્યાને જે ચિન્હો પડેલાં છે, તે કલ્યાણ કરનારાં છે. આ કન્યાને મોટી કરી માલવરાજાના પુત્ર **દર્પસાર** વેરે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પરણાવવાની મને ઇચ્છા છે. **કાંતિમતી**નું હરણ જે દિવસથી થયું, ત્યારથી કન્યાઓને જાહેરમાં મુકતાં હું ડરૂં છું, માટે શત્રુના ભયથી બચવા માટે ચિત્રેલા પર્વતની અંદર નાના પ્રકારના મંડપો અને બારીઓ જેમાં કોરેલી છે એવા વિશાળ ભોંયરામાં ઘણા પરિવારની સાથે તું તેનું પાલન કર. અહિં ભોગવવાના પદાર્થો સો વર્ષે પણ ન ખુટે તેટલા છે. આટલું કહી પોતાના ઘરની બે આંગળની ભિંતમાં એક હાથનું મોટું

પથ્થરનું ઢાંકણું ઉઘાડી, તે બારણાથી આ સ્થાનમાં અમને પેસાર્યાં. અહિં અમને રહેતાં બાર વર્ષ વિતી ગયાં છે તેમ આ કન્યા પણ જુવાન થઇ છે.

રાજા હજી સુધી અમને સંભારતો નથી. આના દાદાએ ઘણું કરીને દર્પસાર સાથે આ કન્યાને પરણાવવાનો નિશ્ચય કરેલો હતો. આ કન્યા જ્યારે ગર્ભમાં હતી ત્યારે જુગટું રમતાં તારી માતા **કાંતિમતી**એ તેને જીતી તારી વેરે લગ્ન કરાવવાનું નિશ્ચય કર્યું છે. માટે અહિં જેમ ઉચિત હોય તેમ કુમારે વિચારવું જોઇએ. મેં તેને ફરીને કહ્યું—આજજ રાજગૃહમાં કંઇક કાર્ય કરીને પાછા ફરતાં તમારા વિષે ઘટતો વિચાર કરીશ. પછી દીવાથી દેખાતા તે ગુફાના માર્ગે જઇ અર્ધ રાત્રિને સમયે એક હાથનો મોટો પથ્થર ખેસવી, રાજાના નિવાસ ઘરમાં પેસી, વિશ્વાસથી સૂતેલા **સિંહઘોષ**ને જીવતો પકડયો. ગરૂડ જેમ સામા થતા સર્પને ખેંચી જાય તેમ આ રાજાને ઢરડીને તે ભીંતને માર્ગે સ્ત્રી સમૂહ પાસે લઇ ગયો. ત્યાંથી પગમાં બેડી પેહેરાવી **સિંહઘોષ**ને મારાં માતા પિતાની પાસે આણીને બતાવ્યો. આંખમાંથી અશ્રુ પડવા વડે લાલચોળ નેત્રવાળો **સિંહઘોષ** મુખ નીચું કરીને બેઠો; પછી મેં (અર્થપાલે) એકાંતમાં માતા અને પિતાને ગુફાની વાર્તા કહી બતાવી; તે વાર્તા સાંભળી મારાં માતા પિતા ઘણાં પ્રસન્ન થયાં. તેનું અંતઃકરણ કપટવાળું જાણી તેને બંધીખાને નાંખી, **મણિકર્ણિકા** કન્યા સાથે વિધિ પ્રમાણે મેં પાણિગ્રહણ કર્યું. ધણી વગરનું તે રાજ્ય અમારે આધીન થયું. પ્રજાની નાખુશીના ભયને લીધે, મારી માતાએ તેને છોડી મૂકવાની ઈચ્છા કરી, પણ મેં તે **સિંહઘોષ**ને છોડયોજ નથી. આવી રીતની અવસ્થામાં રહેલા અમે આપના ચરણની ભક્તિ કરનારા, કાર્ય કરનારા, આ રાજા **સિંહવર્મા**ની સાથે તેના શત્રુ ઉપર ચડાઇ કરવા માટે તેની પાછળ જઇએ છીએ. એવામાં આપના પદપંકજની રજથી મારો અનુગ્રહ થયો. આ દુષ્ટ **સિંહઘોષ** હમણાં સમગ્ર પાતકને દૂર કરનારા આપના ચરણમાં પ્રણામ કરો, આટલું કહી **અર્થપાલે** બે હાથ જોડી પ્રણામ કર્યાં. રાજા **રાજવાહન** પણ બોલ્યા કે તેં ઘણું પરાક્રમ કર્યું, તારી બુદ્ધિ બહુ ઉપયોગી છે. તારો સસરો બેડીમાંથી મુક્ત થઇ મને સુખે મળો, આટલું કહી ફરીને પ્રીતિથી મંદ હાસ્ય કરી **પ્રમતિ**ને જોઇ હવે તારૂં ચરિત્ર કહે એવી આજ્ઞા કરી.

---

# ઉચ્છ્વાસ ૫ મો.

**પ્રમતિ** પણ પ્રણામ કરી જણાવવા લાગ્યો કે હે મહારાજ, આપને ગોતવા માટે દિશામાં ભમતાં ભમતાં આકાશનો સ્પર્શ કરનારા, વિંધ્યાચલના પડખા ઉપર રહેલા, એક મહા વૃક્ષની નિચે પરિપૂર્ણ ઉદય થએલા સૂર્ય રૂપ બાળપલ્લવના આભૂષણથી પશ્ચિમ દિશા રૂપ અંગનાએ શણગાર કર્યો (સાયંકાળ થયો) કે એક ખાબોચિયામાં જલ ભર્યું હતું, ત્યાં સંધ્યા કરી આગળ જવાની મેં ઇચ્છા કરી, પણ અંધકારથી ઊંચા અને નિચા ભાગ સરખા થઇ ગયા હતા, તેથી આગળ જવા શક્તિમાન્ થઇ શક્યો નહિ. પછી પૃથ્વી ઉપર કુમળાંઆ પાંદડાંની શય્યા કરી, સુવાની ઈચ્છા કરી, જોડેલા બે હાથ મસ્તક ઉપર મૂકીને બોલ્યો—આ શીકારી પશુના સંચારથી, ભયંકર શંકરના કંઠ જેવા શ્યામરંગના અંધકાર સમૂહથી પૂર્ણ, મહા ગંભીર ગુફાઓ જેમાં છે એવા આ મહા જંગલમાં એકલો હું સુતો છું, તો આ મહા વૃક્ષમાં જે દેવતા હોય તે મારૂં રક્ષણ કરજો આટલું બોલી મારા વામ બાહુનું ઓસિકું કરી સુઇ ગયો. ક્ષણવારમાં સંસારમાં દુર્લભ એવો મૃદુ સ્પર્શ થવાથી મારા શરીરને શાંતિ વળી. ઇંદ્રિઓ પ્રફુલ્લિત થઈ. મારા અંતરાત્માએ પણ તે સુખ સ્વીકાર કર્યું. મારાં રૂંવાડાં ઉભાં થયાં અને મારો જમણો હાથ ફરકવા લાગ્યો. આ શું ? એમ કહી ધીમે ધીમે ઉંચું જોયું તો ઉપર નિર્મલ ચંદ્રિકાના કટકા જેવો શ્વેત ચંદ્રવો નજરે પડયો. ડાબે પડખે નજર કરી તો હવેલીની ભીંતને પડખે ચિત્રેલા ગલીચા ઉપર અતિ વિશ્વાસથી સુતેલી એક સ્ત્રી જોવામાં આવી. તેની જમણી તરફ નજર કરી તો એક તરૂણ વયની સ્ત્રી જોવામાં આવી. તેના સ્તન ઉપરથી લુગડું ખસી ગયું હતું, અમૃતના ફેન સમૂહ જેવી શ્વેત શય્યામાં સુતી હતી તેથી આદિવરાહની દાઢના કિરણમાં વળગેલી, જેના ખભા ઉપરથી ખસી ગએલ છે દુગ્ધ સાગર જેવો શ્વેત દુપટ્ટો જેનો એવી ભયની બીકથી મૂર્ચ્છિત થએલી પૃથ્વી જેવી દેખાતી, રાતા ઓષ્ઠના કિરણ પલ્લવને નૃત્ય કરાવનારા મુખ કમળની સુગંધીને ફેલાવતા મુખના નિઃશ્વાસ

વડે શંકરના નેત્રના અગ્નિથી બળી ગએલા તણખા માત્ર છે શરીર જેનું એવા કામને સંધરૂકતી, અંદર સુતેલા ભ્રમરવાળા કમળની માફક નિદ્રા· આવવાથી મીચેલી આંખવાળાં મુખ કમળને ધારણ કરતી તે સ્ત્રી, ઐરાવત હાથીએ મદના ગર્વથી કાપીને નાંખી દીધેલી નંદન વનની વેલી સમાન દેખાતી હતી. મને વિચાર આવ્યો કે તે મહા વન કયાં ગયું? અને આકાશનો સ્પર્શ કરનારી કાર્તિક સ્વામિની ધ્વજાની ટોંચ જેવી ઉંચી હવેલી કયાંથી આવી? તે અરણ્ય ભૂમિમાં પાથરેલું પાંદડાંનું શયન કયાં ગયું? ચંદ્રના કિરણ જેવું, શ્વેત હંસ જેવા શ્વેતરૂથી ભરેલું અને શ્વેત વસ્ત્રવાળું શયન કયાંથી મળ્યું? ચંદ્રમાનાં કિરણરૂપ રજ્જુવાળા હિંદોળામાંથી નિચે પડવાને લીધે મૂર્છિત થએલી અપ્સરાઓ માફક ઈચ્છા પ્રમાણે સુતેલી આ સ્ત્રીઓ કોણ હશે? શરદ ઋતુના ચંદ્ર મંડળ જેવા નિર્મળ ઓછાડ જેમાં પાથરેલ છે એવી શય્યામાં અરવિંદહસ્તા* આ પ્રમદા કોણ સૂતી છે? આ દેવનારી તો નથી, કારણ કે ચંદ્રન કિરણના સ્પર્શથી જેમ કમલિની સંકોચ પામે તેમ આપણુ મંદ મંદ સંકોચ પામે છે. પરસેવાના બિંદુવાળો આનો કપોળ ડીંટ તુટી જવાથી બાહેર નિકળતા રસને લીધે વિચિત્ર દેખાતા પાકી જવાથી પીળા આમ્રફળ જેવો જણાય છે. નવી જુવાનીથી થએલા દાહની ઘણી ઉષ્ણતાને લીધે કુચતટ ઉપર કરેલો અંગરાગ ઝાંખો પડી જાય છે. પહેરેલાં બે વસ્ત્રો ભોગના પ્રમાણમાં મલિનતાને બતાવે છે, માટે આ માનુષીજ છે. વારૂ! આની જુવાની ઉચ્છિષ્ઠ થએલી (કોઇએ ભોગવેલી) નથી અર્થાત્ અખંડ જુવાની છે. કારણ કે અવયવો ઘણા કોમળ છે. તોપણ ભેળા મળેલા છે. દેહની કાંતિ શ્યામ છતાં પણ પીળાશપર છે. પરની પીડા ન જાણવાથી આના મુખ ઉપર ઘણી સ્ફુટ પ્રીતિ દેખાતી નથી. અધર પ્રવાલા જેવા રાતા છે, તેમ માંસથી જરા પૂર્ણ અને જેના મૂળ ભાગ જરા રાતા છે એવા કપોલ ચંપાની કળી માફક કઠોર છે. કામના બાણ વાગવાની શંકા છોડી વિશ્વાસથી મનોહર દેખાય તેમ આ પ્રમદા સુતી છે. આ સ્ત્રીના વક્ષસ્થલમાં નિર્દય કામીએ મર્દન કર્યું

---

* કમળ જેવા હાથવાળી સ્ત્રી, અથવા જેના હાથમાં કમળ છે એવી સ્ત્રી એટલે લક્ષ્મી.

હોય તેમ લાગતું નથી, કારણ કે હજી સ્તનની ડીંટડીઓ વિસ્તાર પામી નથી. મારૂં મન મહાજનની મર્યાદાને ઉલ્લંઘન કરી આ ઉપર આસક્ત થયું છે. આસક્તિ પ્રમાણે જો તેને આલિંગન કરીશ તો તે ચીશ પાડીને અવશ્ય નિદ્રામાંથી જાગી જશે, પણ હવે તો હું આલિંગન કર્યા વગર સુઈ શકવા સમર્થ નથી. માટે જે થવાનું હોય તે થાઓ. અહિં ભાગ્યની પરીક્ષા જોઉં છું, એમ ધારી, જરા સ્પર્શ કરી, અત્યંત પ્રીતિ અને ભય યુક્ત થઈ, જાગૃત અવસ્થામાં સુતો હતો એવામાં તેણી પણ જરા કંપતા રોમાંચવાળા થએલા, સુખ આપનારા ડાબા પડખાવતી આ-ળસ મરડવાને લીધે મનોહર દેખાતી હતી, આગલી પાંપણો જેની કંપતી હતી, આળસને લીધે જેની કીકી સ્થિર હતી, જરા કાચી રહેલી નિંદ્રાથી જેનાં નેત્ર પ્રાંત રાતાં હતાં એવી વખાણવા લાયક દૃષ્ટિથી જરા જરા જોતી, ત્રાસ, આશ્ચર્ય, હર્ષ, પ્રીતિ, શંકા, વિલાસ અને વિભ્રમવાળી, વ-ચમાં અદ્‌ભુત પરાક્રમવાળા કામને લીધે લજ્જા યુક્ત મોઢેથી કહી શકાય નહિ એવી અવસ્થાઓ બતાવતી, પોતાના પરિજનને જગાડવા માટે તૈયાર થએલી, વાણીને, હૃદયને, ભયને અને પ્રયત્નવડે પરસેવાવાળાં થએલાં પોતાનાં અંગોને, માંડ માંડ સ્વાધીન રાખી સુંદર જણાય તેમ નેત્રના ત્રણ ભાગને સંકોચી હળવે હળવે મારા અંગોને નિરખતી તે સ્ત્રી પોતાના શરીરનો, આગલો ભાગ જરા દૂર ખસેડયા છતાં પણ તેજ શય્યામાં આશ્ચર્યથી શયનપ-રાયણ થઇ;પ્રીતિમાં આસક્ત મનવાળો હું પણ નિદ્રાવશ થયો. ફરીને અનુ-કૂલ સ્પર્શ ન થવાને લીધે શરીરમાં દુઃખ થવા માંડયું તેથી જાગી ઉઠયો. જાગતાં વારજ મને તેજ મોટું જંગલ, તેજ ઝાડનું મૂળ અને તેજ પાં-દડાંની પથારી જોવામાં આવી એવામાં સવાર થયું. મને મનમાં થયું કે, શું આ સ્વપ્નું હશે કે મશ્કરી? શું આ દૈવી માયા કે આસુરી માયા? જે થવાનું હોય તે ભલે થાઓ. હું જ્યાંલગી આ બાબત યથાર્થ જાણીશ નહિ ત્યાં સુધી આ પથારી છોડીશ નહિ. જીવિત પર્યંત અહિંની દેવતા સાથે શય્યામાં સુઇ રહીશ, આવો વિચાર કર્યો.

પછી સૂર્યનાં કિરણથી તપ્ત થએલી કમળની માળા માફક કરમાએલ અંગવાળી, જુનાં ઉત્તરીય વસ્ત્રને ધારણ કરનારી, લાખ ન હોવાથી થોડા રાતા રંગ જેવા મુખના ઉષ્ણ મારૂતથી ઝાંખી કાંતિવાળા ઓષ્ઠ વડે પીંગળા ધૂમાડાથી ધૂસરા થએલા વિરહાનલને ઓકતી હોય એવી જણાતી,

નિરંતર અશ્રુ જળની ધારા વર્ષાવવાથી બાકી લોહી રહેલું હોય તેવી લાલચોળ બે દૃષ્ટિને ધારણ કરતી, કુલ તથા શીલને બાંધવાની પાશ જેવા અદ્વિતીય કેશ પાશવડે અલંકૃત, શ્યામ રંગની ચુંદડીને ધારણ કરનારી, પતિવ્રતાની એક પતાકા માફક આમ તેમ ફરતી, ઘણી દુર્બળ છતાં પણ દૈવ પ્રતાપથી તેજસ્વી દેખાતી, એક સ્ત્રીને જોઈ મેં પ્રણામ કર્યા. પછી તે સ્ત્રી હર્ષથી કંપતી ભુજાઓ વડે મને ઉંચકી લઇ પુત્રની માફક આલિંગન આપી, મસ્તક સુંઘી, સ્તનમાંથી ઝરતા દૂધના બાનાથી જાણે વત્સલતાને ઝરતી હોય એવી તે સ્ત્રીનો કંઠ ઘણીવાર રડવાથી રોકાઈ ગયો હતો તેથી સ્નેહને લીધે ગદ્ ગદ્ કંઠે બોલી હે વત્સ, **મણિભદ્ર**ની પુત્રી **તારાવળી**એ **અર્થપાલ** નામનો બાળક **વસુમતી**ના હાથમાં મૂકી પોતાના પતિ, પુત્ર અને સખીના સંબંધ વિષે કુબેરે કહેલી એક વાર્તા **વસુમતી**ને કહી હતી. તે મગધરાજની રાણી **વસુમતી**એ તુંને કહી છે? **ધર્મપાલ**ના પુત્ર, તારા પિતા અને **સુમંત્ર**ના નાના ભાઇ **કામપાલ** પાસેથી હું નિષ્કારણ કોપ કરી મનમાં ખેદ લાવી પરદેશ ચાલી ગઇ હતી.

પછી પશ્ચાત્તાપને લીધે સ્વપ્નમાં ખેદાતુર હતી એવામાં એક રાક્ષસે આવીને શાપ આપ્યો કે હું કોપ કરનાર તારામાં પ્રવાસના દુઃખ માટે માત્ર એક વર્ષ વસીશ, આટલું બોલી મારા શરીરમાં તેણે પ્રવેશ કર્યો. તે વર્ષ મને હજાર વર્ષ જેવડું ગયું છે, ગઇ રાત્રિમાં મહાદેવ શંકરની શ્રાવસ્તિ નગરીમાં ઉત્સવ માટે મેળો ભરાવાનો હતો, ત્યાં જઇ મેળામાં દરેક જગોએથી આવેલાં કુટુંબીઓને મળી જ્યારે મારો શાપ પૂરો થયો ત્યારે પતિની પાસે જવું જોઇએ, એમ વિચારી આગળ ચાલવા લાગી, પણ તું અહિં આવી અહીંની દેવતાને શરણે છું, એમ માની સુતો છો. મેં તુંને ઓળખ્યો નહિં, કારણ કે મારૂં મન શાપથી ખેદાતુર હતું, પરંતુ ઘણાજ સંકટવાળા આ મહા વનમાં શરણે આવેલા પ્રાણિને છોડી ચાલ્યુ જવુ તે ઉચિત નહિ એમ જાણી નિદ્રાવશ થએલા તુંને પણ ઉપાડી ગઇ. જતાં જતાં શંકરનું મંદિર પાસે આવ્યું એટલે મેં ફરીને વિચાર કર્યો કે આ યુવાનની સાથે સમાજમાં કેમ જઇ શકીશ? પછી શ્રાવસ્તિના નામ પ્રમાણે ગુણવાળા **ધનવર્ધન** રાજાની **નવમાલિકા** નામની કન્યા ઉષ્ણ કાલમાં સુખ આપનારા કન્યાના અંતઃપુરની વિમાન જેવી હવેલીમાં કોમળ તળીઆ-

વાળી શય્યામાં સુતી હતી. દૈવેચ્છાથી મેં તેને દીઠી તેથી બહુ સારૂં થયું, એમ જાણી, આ સુતી છે અને તેની સખીઓ ગાઢ નિદ્રામાં છે તો મારૂં કાર્ય કરીને હું આવું એટલીવાર આ બ્રાહ્મણનો છોકરો એક ઘડી અહિં ભલે સુઇ રહે. એવી રીતે તુંને સુવરાવી મારો પોતાનો અપરાધ છે એમ જાણવાથી ભયભિત થઇ, ત્રણ ભુવનના ઇશ્વર એવા શંકરને પ્રણામ કરી, મૃદુમના ભગવતી અંબિકાને મેં પ્રણામ કર્યા એટલે હિમાચલનાં પુત્રી પાર્વતીએ મંદ હાસ્ય કરીને મને કહ્યું કે, અરે કલ્યાણિ, ડરીશ નહિ. હવે તુંને તારા પતિનો મેળાપ થાશે. આવી રીતે અનુગ્રહ થયા પછી પોતાના મહિમાને પ્રાપ્ત થઇને મેં પાછી વળી તુંને જોયો તો બરોબર ઓળખ્યો, એટલે અરે! આ તો મારોજ પુત્ર, અર્થપાલનો પ્રાણ રૂપ સખા પ્રમતિ છે. અરે! મેં પાપિણીએ અજ્ઞાનથી આની ઉપર ઉદાસીનપણું રાખ્યું. આ કુમારનું મન કન્યા ઉપર આસક્ત છે અને એ કન્યા આ યુવાન ઉપર આસક્ત છે, પણ કપટ નિદ્રામાં સુતેલાં બન્ને જણાં લજ્જાથી અથવા તો ભયથી પરસ્પર પોતાને ખુલ્લાં પાડતાં નથી. મારે તો જાવું જોઇએ. આ કન્યા કામાતુર છતાં પણ ગુહ્ય વાતને છાની રાખવા માટે સખીઓને અને પરિજનને જગાડતી નથી. હવે કુમારને લઇ જાઉં. કુમારને જો આ વૃત્તાંતની ખબર હશે તો ફરીને પણ તે યથોચિત ઉપાયોથી તે કામ સાધશે. એમ વિચારી મારા પ્રભાવથી તુંને નિદ્રાવશ કરેલા આજ પત્રની શય્યામાં પાછો આણ્યો. આ વૃત્તાંત આવી રીતનુ છે. હવે તારા પિતાના* ચરણ સમીપ જાઉં છું, એમ કહી બન્ને હાથ જોડેલા એવા મુને છાતી સાથે ચાંપી, મસ્તક સુંઘી, મારા બન્ને ગાલ ઉપર ચુંબન આપી, સ્નેહથી વિહ્વલ બની ત્યાંથી ચાલી ગઇ, ત્યાર પછી કામાધીન થએલો હું શ્રાવસ્તિ નગરી તરફ ચાલ્યો.

માર્ગમાં વાણીઆનું એક મોટું ગામ આવ્યું ત્યાં કુકડાનો શબ્દ થતો હતો. હું ત્યાં પાસે ઉભો અને જરા હસ્યો એટલે મારી પાસે ઉભે-

---

* તારાવળીએ પ્રમતિને કહ્યું કે તારા પિતા કામપાલ પાસે જાઉં છું, પણ ખરૂં જોતાં પ્રમતિ સુમતિનો પુત્ર છે એમ પૂર્વપીઠિકાના પ્રથમ ઉચ્છ્વાસના સાતમા પાનાની ૨૪મી લીટીમાં જણાવેલું છે, તેથી આ ઠેકાણે કવિની ભ્રાંતિ વા લેખ દોષ કે કામપાલની બીજી અવસ્થાનો પુત્ર હોય, તે કંઈ ચોકકસ થતું નથી.

લા વૃદ્ધ વિટ બ્રાહ્મણે હળવે રહીને મને હસવાનું કારણ પૂછ્યું. મેં કહ્યું પૂર્વ શેરીના બલ અને પ્રમાણમાં અધિક નારિકેલ* જાતિના કુકડાની સાથે બલાકા જાતિના પશ્ચિમ શેરીના કુકડાને કેમ સામો મૂકયો છે? તે વિષયમાં માહિતગાર તે વિટ પણ બોલ્યો. તે અજ્ઞાનીને જણાવવાથી શું? છાનો માનો બેસ. એમ કહી ચામડાંની કોથળીમાંથી કર્પૂરવાળું પાન કાઢી મને આપીને ક્ષણવાર વિચિત્ર વાતો કરતો મારી પાસે ઉભો રહ્યો. પછી ઘણા ગુસ્સે થએલા બન્ને પક્ષિઓએ યુદ્ધ શરૂ કર્યું. એક બીજાને પ્રહાર કરાવવામાં પ્રવૃત્ત થએલા પોતપોતાના પક્ષના મનુષ્યો સિંહ જેવો શબ્દ કરવા લાગ્યાં. છેવટે પશ્ચિમ શેરીનો કુકડો હારી ગયો.

તે વૃદ્ધ વિટે પણ પોતાની શેરીના કુકડાના વિજયથી રાજી થઈ મારી સાથે વયોવિરૂદ્ધ મિત્રાઇ કરી; તેજ દિવસે મને સ્નાન અને ભોજન આદિ પોતાને ઘેર કરાવ્યું. બીજે દિવસે હું શ્રાવસ્તિ શેહેર ભણી જવાને તૈયાર થયો એટલે મને વળાવવા માટે આવી, રસ્તામાં કહ્યું કે જ્યારે કામ હોય ત્યારે મને સંભારવો, એટલું કહી મને મિત્રની માફક વળાવી પાછો ગયો. હું શ્રાવસ્તિ શેહેરમાં ગયો અને રસ્તાના શ્રમને લીધે શેહેરની બહાર એક વાડીમાં લતા મંડળની નિચે સુતો છું એવામાં હંસના શબ્દથી મારી નિદ્રા ઉડી જવાથી હું જાગૃત થઈ બેઠો થયો એવામાં શબ્દ કરતા ઝાંઝરથી વાચાલ પણું બતાવતા બે ચરણ વડે મારી પાસે આવતી એક સ્ત્રી મારી નજરે પડી. તે સ્ત્રી આવીને પોતાના હાથમાં ચિત્રનો પટ હતો તેમાં મારા જેવા કોઇ એક પુરૂષને આળખેલો હતો તેને વારા ફરતી એક ધ્યાનથી જોતી, આશ્ચર્ય સહિત વિચાર કરતી, હર્ષ સહિત ક્ષણવાર ઉભી. તે ચિત્ર પટમાં મારા જેવું ચિત્ર જોઇ મારી ઉપર નજર કરવા લાગી. મારા ઉપર તેની ઓચિંતિ દૃષ્ટિ પડી છે એમ જાણી મેં તે સ્ત્રીને કહ્યું કે આ રમણીય પવિત્ર ઉદ્યાનનો ભાગ સર્વને સાધારણ છે. શા માટે ઘણી વાર ઉભાં રહી ક્લેશ ભોગવો છો? નિચે બેસી જવું જોઈએ. આમ કહ્યું એટલે મંદ હાસ્ય કરી મારો અનુગ્રહ કર્યો એમ માની નિચે બેસી ગઇ. પછી અમારા બન્ને વચ્ચે લૌકિક વાર્તા સાથે દેવતાની કથાઓ ચાલવા

---

* ઉંચા કંઠનો, શ્વેત શરીરવાળો, મહા બલવાન, ઉત્કંઠાવાળો કુકડો બલાકા જાતનો કહેવાય અને તે ગુણથી જે રહિત હોય તેને નારિકેલ જાણવો.

માંડી. લૌકિક વાર્તા કરી રહ્યા પછી તેણી બોલી—તમે અમારા દેશના અતિથિ છો. તમારૂં શરીર વાટમાં ચાલવાથી શ્રાંત હોય તેવું દેખાય છે. જો તમારે કંઇ અડચણ ન હોય તો મારે ઘેર આજ વિશ્રામ લેઇને મારી ઉપર અનુગ્રહ કરો. મેં કહ્યું અ-લિ મુગ્ધે, એમાં શી અડચણ. બહુ સારૂં એમ કહી તેની પાછળ ચાલ્યો ચાલ્યો તેને ઘેર ગયો. ત્યાં સ્નાન ભોજન આદિથી તેણે મારી ચાકરી કરી. ભોજન બાદ હું આનંદમાં બેઠો કે તેણીએ એકાંતમાં પૂછ્યું હે મહાભાગ, આપે દિશાના મંડલમાં પ્રવાસ કરીને કંઇ અદ્ભુત વસ્તુ મેળવી છે? તે સાંભળી મારા મનમાં થયું કે આ મોટું આશાનું સ્થાન છે. ખરેખર સમગ્ર પરિજનના સમુદાયમાં દીઠેલી રાજકન્યાની આ સખી છે. આ ચિત્ર પટમાં પણ ઉપરના ભાગમાં શ્વેત ચંદ્રવો જેમાં બાંધેલ છે એવી હવેલી છે. તેમાં ઘણી મોટી શરદ્ ઋતુના મેઘ મંડલ જેવી શ્વેત શય્યા છે. તેમાં નિદ્રાથી નેત્ર મીચીને સુતેલી આ છબી મારી આળખેલી છે. મારી છબી જોવાથી તે રાજકન્યાને પણ કામે કામાતુર કરેલ હશે. તે રાજકન્યા ચિત્રપટમાં મારી છબી જોઇ અસહ્ય મદન જ્વરથી પીડા પામી ઘણી ઉન્મત્ત થઇ હતી. તે ઉપરથી સખીએ બલાત્કારથી વિકાર થવાનું કારણ પૂછ્યું હશે એટલે વગર કારણે કન્યાએ આ ચિત્રપટ આળખીને સાભિપ્રાય ઉત્તર આપ્યો હશે, તે ઉપરથી આ સ્ત્રી મારા રૂપ અને મારા વૃત્તાંત ઉપર શંકા લાવી મને પૂછવા લાગી છે, માટે મારે પણ મારા અનુભવ પ્રમાણે તેનો સંશય દૂર કરવો જોઇએ.આમ નિશ્ચય કરી બોલ્યો.હે કલ્યાણિ,તે ચિત્રપટ મને આપો. તેણીએ મારા હાથમાં આપ્યો. ફરીને તેને લઇ કપટથી સુતેલી, બાહેર પ્રકાશતી, કામ પ્રીતિ વડે વિહ્વલ થએલી મારી વાહાલીને એક તરફ આળખીને કહ્યું. આવા પુરૂષના પડખામાં સુતેલી આવી રીતની એક પ્રમદા મેં મહાવનમાં સુતાં દીઠી હતી, ખરેખર તે સ્વપ્ન હશે? તે સાંભળી તેણી ઘણી પ્રસન્ન થઇ, વિસ્તારથી પૂછવા માંડી એટલે મેં સઘળું વૃત્તાંત કહી બતાવ્યું. તે પોતાની સખીના મારે માટે અવસ્થામાં થએલા ફેરફારને કહેવા માંડી. તે સાંભળીને મેં કહ્યું કે જો તારી સખીનું મન મારો અનુગ્રહ કરવામાં તત્પર હોય તો કેટલાએક દિવસો જવા દે. કન્યાના અંતઃપુરમાં વગર શંકાએ રહી શકાય એવો કોઇ પણ ઉપાય કરીને આવીશ. એ રીતે તે સ્ત્રીને માંડ માંડ સમજાવી તેજ વાણિઆના

ગામમાં જઈ વૃદ્ધ વિટને મળ્યો. તેણે આદર સહિત વિશ્રામ આપી પ્રથમ માફક સ્નાન અને ભોજન આદિ કરાવી એકાંતમાં પૂછયું–આર્ય થોડા વખતમાં શા માટે પાછું આવવું પડયું ? મેં તેને કહ્યું આપે મને ઉચિત વાર્તા પૂછી છે તો સાંભળો. શ્રાવસ્તિ નામની એક નગરી છે તેનો રાજા બીજા ધર્મરાજાના પુત્ર જેવો **ધનવર્દ્ધન** નામનો છે. તેની પુત્રીનું નામ **નવમાલિકા** છે, આ લક્ષ્મીની બીજી મૂર્તિ છે, કામદેવના પ્રાણ જેવી છે અને તેની કોમળતા આગળ નવમાલતીની કોમળતા હલકી પડી ગએલ છે. દૈવ ઇચ્છાથી મારા જોવામાં આવેલી તે કન્યાએ કામદેવના બાણની માલા જેવી કટાક્ષ માલા મારા મર્મસ્થાનમાં મારી છે, તે દુઃખને કાઢવા હું અસમર્થ છું. ધન્વંતરી સરખા આપ વગર બીજો કોઈ પણ વૈદ્ય નથી તેથી તમારી પાસે આવ્યો છું. માટે કંઈ ઉપાય રચવા માટે મેહેરબાની કરો. હું સ્ત્રીનો પોશાક પેહેરી તમારી કન્યા થાઉં અને તમે મને પાછળ લઇ ધર્માસન (કોરટ)માં બેઠેલા **ધનવર્દ્ધન** સમીપ જઇ એમ કહેજો કે આ મારી એકજ પુત્રી છે. આ કન્યાના જન્મ થતી વખતે તેની માતા મરી ગઇ છે. મેં માતા અને પિતાની જગો સાચવી આ કન્યાને મોટી કરી છે. આ કન્યા પરણવા માટે વિદ્યારૂપ મૂલ્ય મેળવવા સારૂ અમારા કુલ સાથે વિવાહ કરવા લાયક કુલમાં જન્મેલો એક બ્રાહ્મણનો કુમાર અવંતિમાં આવેલા ઉજ્જેણ નગરમાં ગયો છે. મેં તેને પુત્રી દેવાને કબુલ કર્યું છે. તે કન્યા બીજાને દેવાય નહિ. આ કન્યા મોટી થઇ પણ તે હજી સુધી આવ્યો નહિ. તેથી તેને અહિં લઇ આવી તેની સાથે પાણિગ્રહણ કરાવી, તે ઉપર ઘરનો ભાર મૂકી હું સંન્યાસ લઇશ. જુવાન થએલી અને વિશેષે કરીને માતા વગરની દીકરીઓને આ સંસારમાં માતાપિતાની ગરજ સારનાર આપત્તિમાં આવેલી પ્રજાના શરણ રૂપ આપની પાસે આવ્યો છું. જો આદિરાજ (પૃથુ) જેવા ઉત્તમ શાસ્ત્રને જાણનાર આપ આશ્રય રહિત આ અતિથિ વૃદ્ધ બ્રાહ્મણ ઉપર અનુગ્રહ કરો તો જ્યાં સુધી આ કન્યાના પાણિગૃહિતાને લાવું ત્યાં સુધી આ કન્યા આપની ભુજલતાની છાયામાં અખંડ ચરિત્ર પાળી ભલે રહે. આમ કહ્યાથી તે અવશ્ય કબૂલ કરી મને તે કન્યાની પાસે રાખશે. પછી આ-વતા ફાગણ મહિનામાં ઉત્તરાફાલ્ગુની નક્ષત્રમાં રાજાનું અંતઃપુર તીર્થ યાત્રાનો મહોત્સવ કરવા જશે ત્યારે તીર્થના પ્રદેશથી પૂર્વ દિશામાં ગોરૂ-

તાંતરને ઓલંઘી નેતરની ઘાટી ઝાડીના મધ્યમાં આવેલા કાર્તિકેયના મંદિરમાં તારે હાથમાં ધોળાં બે વસ્ત્ર લઇને ઉભુ રહેવું. હું એટલા વખત સુધી રાજકન્યા સાથે નિઃશંકતાથી વિહાર કરીશ. પછી તે ઉત્સવ સમાજમાં ગંગા જળમાં વિહાર કરતાં કરતાં જ્યારે કન્યાઓ વિહાર કરવામાં ગુંથાશે કે હું ડુબકી મારી જળની અંદર થઇ તારી પાસે નિકળીશ. પછી તારી પાસેથી વસ્ત્ર લઈ તે પેહેરી કન્યાનો વેશ ઉતારી નાંખીશ અને તારો જમાઈ થઇ તારી પાછળ પાછળ જ્યાં રાજા હશે ત્યાં આવીશ. તે રાજકન્યા મને આમ તેમ જોશે પણ દેખશે નહિ એટલે તે કહેશે કે હું તો તે કન્યા વગર ભોજન કરીશ નહિ. આમ હઠ પકડી રૂદન કરવા લાગશે અને જનાંનાંમાંથી બહાર નિકળશે નહીં તેને લીધે મોટો કોલાહલ થશે. તે કન્યાની પાસે રહેનારી સખી જનો પણ રૂદન કરશે. શેહેરમાં રહેનારાં પણ શોકાતુર થશે. કાર્યભારી અને રાજા હવે શું કરવું ? તે વિચારમાં મૂઢ થઇ જાશે. પછી તું રાજાની સભામાં જઇ મને ઉભો રાખીને કહેજે કે હે મહારાજ, આ મારો જમાઇ આપની ભુજાની સેવાને ઉચિત છે. ચાર વેદ ભણેલો છે. તેનાં છ અંગ જાણે છે. તર્ક વિદ્યામાં વિચક્ષણ છે. ચોસઠ કલાના પ્રયોગમાં ચતુર છે. વિશેષે કરી હાથી, રથ અને અશ્વ શાસ્ત્રને પણ સમજે છે. ધનુષ આદિ અસ્ત્ર વિદ્યામાં અને ગદા યુધ્ધમાં અનુપમ છે. પુરાણ ઇતિહાસમાં કુશળ છે. કાવ્ય, નાટક અને આખ્યાયિકાનો કર્તા છે. ઉપનિષદ્ સહિત વ્યવહાર શાસ્ત્રનો વેત્તા છે. ગુણી છતાં મત્સર રહિત છે. સબંધી ઉપર વિશ્વાસુ છે. કર્મ અને જ્ઞાનના વિચારમાં પ્રિય કહેનાર છે. શ્રુતધર છે (એકવાર કહેલી બાબત ધારણ કરી મોઢેથી બોલી જનારો છે) અને ગર્વ રહિત છે. આનો એક પણ દોષ દેખાતો નથી. આ કહેલા ગુણોમાં દાખલ ન હોય તેમ નથી. મારા જેવા બ્રાહ્મણને આવા સંબંધી મળી શકે નહિ, માટે આપને ઉચિત જણાતું હોય તો આને મારી પુત્રી આપી વૃધ્ધાવસ્થાને ઉચિત છેવટનો જે સંન્યાસ આશ્રમ છે તે સ્વીકાર કરૂં. આવું સાંભળી તેના મુખની કાંતિ ઝાંખી પડી જશે અને અત્યંત ગભરાઇને સંસારની અનિત્યતા આદિ કહી પોતે અને કાર્યભારી બન્ને જણા તુંને સમજાવવા માંડશે. તારે તેની વાર્તા તરફ કાન આપ્યાં વગર લાંબો રાગ કાઢી ઘણીવાર રૂદન કરવા માંડવું. જ્યારે રૂદન કરવાથી કંઠ ખોખરો થઈ જાય ત્યારે કાષ્ટ ભેળાં કરી રાજ મહેલના બારણા આગળ

ચિતા ખડકી તેમાં અગ્નિ પધરાવી તે ઉપર પડવાની તૈયારી કરવી. તે વખતે તારા ચરણમાં રાજા અને કાર્યભારી પ્રણામ કરી તુંને ઘણું દ્રવ્ય આપી પ્રસન્ન કરી પોતાની પુત્રી મને અર્પણ કરશે. મારી યોગ્યતા પ્રમાણે સેવાએલ તે રાજા સઘળો રાજ્યનો ભાર મને અર્પણ કરશે. આ ઉપાય તમને જો ગમતો હોય તો તમે કરવા યોગ્ય છો! વિટ જનમાં અગ્રણી, નિરંતર કપટ પ્રપંચને જાણનારા ઘણા ચતુર **પાંચાલશર્મા**એ મારા કહેવા પ્રમાણે તે વાર્તા સ્વીકારી, ઘણી ચતુરાઇ વાપરી, મારા ઇષ્ટ કાર્યની સિદ્ધિ ઘણી સારી રીતે કરી. પછી કોમળ પુષ્પવાળી નવમાલિકાનો જેમ મધુકર અનુભવ કરે તેમ હું મૃદુમના **નવમાલિકા**નો અનુભવ કરવા લાગ્યો. પછી આ **સિંહવર્મા** રાજાને સહાય કરવી અને મિત્ર સાથે ઠરાવેલી સંકેત ભૂમિમાં જવું, આ બન્ને કાર્યને સ્વીકારી સમસ્ત સેના સમૂહની સાથે ચંપા નગરીમાં આવ્યો, એવામાં દૈવથી આપના દર્શન સુખનો અનુભવ મળ્યો.

આવી રીતનું **પ્રમતિ**નું ચરિત્ર સાંભળી **રાજવાહન**ના મુખ કમળ ઉપર મંદ હાસ્ય થવા લાગ્યું, અને બોલ્યો. પ્રાયશઃ વિલાસવાળું તારૂં આચરણ કોમળ છે. આ બાબત બુદ્ધિવાનને ઇષ્ટ છે. હવે તું આવ, એમ કહી **મિત્રગુપ્ત** તરફ દૃષ્ટિ કરી.

---

# ઉચ્છ્વાસ ૬ ઠો.

**મિત્રગુપ્ત** પૂર્વ વૃત્તાંત કહેવા માંડયો. મહારાજ, હું પણ મિત્ર માફક સાધારણ ભ્રમણ કારણથી સુહ્મ દેશમાં **દામલિપ્ત** નામના નગરની બહાર વાડીમાં ઉતર્યો, ત્યાં મેળો મારા જોવામાં આવ્યો. ત્યાં એક **પુંડ્રક** લતાના માંડવામાં વીણા વગાડીને પોતાના આત્માને ખુસી કરતા ઉત્કંઠિત એક જુવાનને દીઠો. મેં પૂછયું. અરે ભાઇ, આ ઉત્સવનું શું નામ છે? અથવા શા માટે આ ઉત્સવ કરવામાં આવ્યો છે? તું શા કારણથી ઉત્સવનો અનાદર કરી એકાંતમાં ઉત્કંઠિતની માફક પરિવાદિની* સાથે બેઠો છો? તેણે જવાબ આપ્યો. આ સુહ્મદેશના રાજા **તુંગધન્વા**એ પુત્ર વગ-

---

* વીણાની ઘણી જાતિ છે તેમાંની એક.

ગરનો હોવાથી વિંધ્યપર્વતમાં રહેવાની પ્રીતિ છોડી અહિંના દેશમાં વસતાં વિંધ્યવાસિનીના ચરણ પાસે એ છોકરાં માગ્યાં. પછી વિંધ્યવાસિનીએ સુતેલા રાજાને સ્વપ્નમાં એવી આજ્ઞા કરી કે તારે એક પુત્ર આવશે અને એક દીકરી અવતરશે. તારો પુત્ર પોતાની બેનના પાણિગ્રહણ કરનારા ઉપર પોતાની આજીવિકા કરશે. અર્થાત્ બનેવી ઉપર પોતાનો નિભાવ કરશે. તે કન્યાએ સાત વર્ષથી માંડી પરણવા સુધી ગુણવાને પતિને મેળવવા માટે કૃત્તિકા નક્ષત્રમાં દડાની રમતથી મારી આરાધના કરવી. આ કન્યા જેણી ઉપર આશક થાય તે વર સાથે તેનાં લગ્ન કરવાં. જે ઉત્સવમાં તે કન્યા દડે રમશે તે ઉત્સવ કંદુકોત્સવ આવા નામથી પ્રસિદ્ધ થશે. પછી થોડા વખતમાં રાજાની પ્રિય રાણી મેદિનીએ એક પુત્રને અને એક કન્યાને જન્મ આપ્યો. તે કન્યા **કંદુકાવતી** આજ મુકુટમાં ચંદ્રને ધારણ કરનારાં દેવી **વિંધ્યવાસિનીની** દડાની રમત વતી આરાધના કરશે. **કંદુકાવીતીની** સખી **ચંદ્રસેના** નામની ધાવની છોકરી મારા ઉપર પ્રીતિ રાખે છે. હમણાં આ દિવસોમાં રાજાના પુત્ર **ભીમધન્વાએ** બલાત્કારથી તેને અટકાવી છે અને પોતાને તાબે કરવાને ઇચ્છે છે. તેના વિરહને લીધે ઉત્કંઠિત થઇ કામના બાણરૂપ શલ્યના દુઃખ વડે મનમાં ઉદ્વેગ પામી આ મનોહર વીણાના શબ્દથી આત્મને આનંદ આપતાં એકાંતમાં બેઠો છું.

આમ બોલે છે એવા વખતમાં મનોરંજક નૂપુરનો શબ્દ કરતી એક પ્રમદા આવી. તે સ્ત્રીને જોઇ તે જુવાનનાં નેત્ર ઉઘડી ગયાં અને તે ઉભો થયો કે તુર્ત તે સ્ત્રીએ તેને કંઠે વળગી આલિંગન આપ્યું. પછી તે ત્યાંજ બેસી બોલવા લાગ્યો—આ મારા પ્રાણ જેવી છે કારણ કે તેનો વિરહ મને અગ્નિની માફક બાળે છે. અહિંના રાજપુત્રે મૃત્યુની માફક મારૂં જીવન હરી લઇ મને તેજ વગરનો કરી મૂકયો છે તે રાજપુત્ર છે માટે તેનું ભુંડું કરી શકતો નથી. આ સ્ત્રી સાથે મળી મારા શત્રુને બદલો આપવામાં અસમર્થ છું, માટે મારા પ્રાણનો ત્યાગ કરી દઇશ. તે સાંભળી આંખમાંથી ચોધારાં અશ્રુ પાડતી તેણી બોલી. પ્રાણનાથ, મારે. માટે સાહસનો વિચાર કરો મા. તમારો જન્મ સારા સાર્થવાહ **અર્થદાસથી** થએલો છે અને તમારૂં નામ તમારા મોટેરાએ **કોશદાસ** એવું રાખેલું છે, પરંતુ મારા અતિ પ્રસંગને લીધે તમારા શત્રુએ તમારૂં નામ

**વેશદાસ** એવું પ્રસિદ્ધ કર્યું છે, માટે તમે જ્યારે મરણ પામો ત્યારે જો હું જીવું તો 'વેશ્યા ક્રૂર છે' આવી લોકા વાણીને પુષ્ટિ આપનારી થાઉં, માટે આજજ જે દેશમાં આપને રૂચે તે દેશમાં મને લઇ જાઓ.

**વેશદાસે** મને પૂછ્યું-ભાઇ, તમારા જોએલા દેશમાં કયો દેશ સમૃદ્ધિવાળો, પુષ્કળ ધાન્યવાળો અને ઘણા સત્પુરૂષવાળો છે? મેં જરા હાસ્ય કરી તેને કહ્યું હે ભાઇ, આ પૃથ્વી ઘણી મોટી છે, દેશો ઠેક ઠેકાણે ઘણા રમણીય છે, તેનો છેડો નથી. તમને અહિં રહેવામાં જો દુઃખ હોય તો તેનો એક ઉપાય હું શોધવા શક્તિમાન્ છું. હવે હુંજ તમારો ભોમીઓ થાઉં છું. એટલામાં મણિના ઝાંઝરનો ઝણકાર ઉત્પન્ન થયો. તે વખતે તે ધાત્રીપુત્રી ઉતાવળી બોલી—આ રાજપુત્રી **કંદુકાવતી** દડાની રમતથી **વિંધ્યવાસિનીનું** આરાધન કરવા માટે આવી છે. આ કંદુકોત્સવમાં તેને જોવામાં કંઇ પણ અડચણ નથી. તમારાં નેત્ર સફળ થાઓ. જોવા માટે ચલો. હું હવે તેની પાસે જાઉં છું. આમ કહીને તે ગઈ. અમે બન્ને જણા તેને રજા આપી તેની પાછળ ગયા, ત્યાં રત્નના રંગ પીઠ ઉપર બેઠેલી રાતા હોઠવાળીને પ્રથમ દીઠી. તેણે મારા મનમાં તરતજ વાસ કર્યો. પરતુ મેં અથવા બીજાએ તેને વચમાં દીઠી નહીં. તેથી મારૂં મન અત્યંત આશ્ચર્ય પામ્યું અને હું વિચાર કરવા લાગ્યો. શું આ લક્ષ્મી છે? ના ના. તેણે તો હાથમાં કમળ રાખેલું છે, અને આના તો હાથજ કમળ છે. પુરાણ પુરૂષ અને પ્રાચીન રાજાઓએ લક્ષ્મીનો ઉપભોગ કરેલો છે અને આની યૌવનાવસ્થા તો નિર્દોષ અને નવીન છે. હું આમ વિચાર કરતો હતો એવામાં જેનું સર્વ શરીર નિર્દોષ છે એવી, ચોમેરથી ચંચળ અને વાંકા કેશવાળી **કંદુકાવતીએ** બે હાથ ભેળા કરી, ભૂમિ ઉપર મૂકી, વિલાસથી ભગવતીને પ્રણામ કરી, ઘણી પ્રીતિથી રાતા નેત્રવાળા કામદેવ જેવા રાતા દડાને ઉપાડયો. પછી રમતમાં હળવે હળવે તે દડાને ભૂમિ ઉપર મૂકયો. દડો થોડો ઉંચો ઉછળ્યો એટલે હાથના અંગુઠાને વાંકો કરી પાંચ આંગળીઓને પહોળી કરી તે વડે મારી, હાથના તળીઆ વડે દડાને ઉંચો ઉડાડયો. પછી પુષ્પનો ગુચ્છો જેમ ભ્રમરની પંક્તિથી વિંટાએલો હોય તેમ ચંચળ દૃષ્ટિથી લાંચ્છિત થએલા તે દડાને પડતો જોઇ, અધરજ ઝીપી લીધો. વચમાં જરા રોકાઈને પડે, વળી ઉતાવળથી પડે, એમ કર્યા પછી ધીરે

અને કઠિનતાથી મારીને તેને છોડી મૂકયો.એ રીતે તે ઉડાડવામાં ચૂર્ણું પદ* નામની રમત કરી બતાવી. જ્યારે તે ચાલતો શાંત પડયો ત્યારે તેને નિર્દયતાથી ખુબ મારીને ઉંચો ઉડાડયો અને ઉપરથી હાથનો 'થાપો મારી નિચે પાડયો. વળી કોમળ આવેલી પાંખો જેમ પક્ષીને ઉંચે ઉડાડે તેમ ડાબા અને જમણા હાથ વડે વારા ફરતી મારીને દડાને ઉંચો ઉડાડયો. ઘણે ઉંચે જઇ નિચે પડવા લાગ્યો એટલે તેને હાથનો થાપ મારી ગીતમાર્ગ† કરી બતાવ્યો. ચોતરફ દિશામાં ફેરવી પાછો તેને સ્થાનકે આણી મૂકયો. આમ અનેક રીતિથી મનોહર જણાય તેમ વિહાર કરતી રંગમંડપમાં બેઠેલા પ્રીતિવાળા મનુષ્યની નાની અને મોટી વખાણ વાણીને સ્વીકારતી હતી. હું ક્ષણે આશ્ચર્ય પામતા કોશદાસના કંઠને વળગી તેની સન્મુખ જોતો હતો, તેથી મારા ગાલ ઉપરનાં રૂંવાડાં ઉભાં થતાં, અને આનંદથી નેત્ર ઉઘડી જતાં, તેનાં નેત્ર પણ પ્રથમ અવતરેલા કામના વશને લીધે કટાક્ષ કરવા લાગ્યાં, તેની પાછળ ભ્રૂલતા પણ મનોહર વિલાસ કરવા લાગી. ક્રીડા પલ્લવ જેવા શ્વાસના વડે ચલાયમાન એવા કિરણ પુંજવડે મુખરૂપી કમલના રિમલને ગ્રહણ કરવામાં ચંચલ એવા ભ્રમર ગણને ઉડાડતી, દડાને મંડલ ફેરવવામાં ઘણી ઉતાવળી ફરવાથી જાણે મારા દર્શનથી લજ્જા પામી પુષ્પના પીંજરામાં પેસી જતી હોય તેવી (શરીર ઉપર પુષ્પની ચુંદડી ઓઢી હતી તેથી ઘણી ઉતાળી જ્યારે ફરતી ત્યારે પુષ્પ માફક) દેખાતી હતી. દડાને પાંચ વાર હાથથી મારીને ઉંચો ને ઉંચો રાખવાથી જાણે કામનાં પાંચ બાણને સામા આવતાં જોઇ ભયથી તેને ખસેડતી હોય તેવી, દડાને વિજળીની માફક ફેરવી, મેઘ મંડલે બતાવેલી રાતાશ જેમ વિજળીને અનુસરે તેમ ઘણું આશ્ચર્ય બતાવનારી, તે વિજળીને અનુસરવા લાગી. તેના પગમાં પેહેરેલાં આભૂષણના મણિનો શબ્દ તેના ચરણના શબ્દ સાથે મળી ગયો. તેના લાલ ઓષ્ઠના ભાગ ઉપર સકારણ થએલા મંદ હાસ્યની કાંતિ છવાઇ રહી, ખભા ઉપર છુટીને પડેલા કેશ સમૂહને

---

*ઉંચો નિચો ઉછાળવો.

† दशपदच्चंक्रमणं गीतमार्गं विदुः बुधाः દશ પગલાં આગળ જઈને પછી પડતા દડાને ઝીલવો તેને ગીત માર્ગ કહે છે. આ વાક્ય કંદુક તંત્રનું છે.

તે કન્યાએ પાછો સરખો કર્યો, પરસ્પર સરખા કરવાથી કટિ મેખલાની શાંકળમાં જડેલાં રત્નો શબ્દ કરવા લાગ્યાં, મનોહર દેખાય તેમ મોટા ઉંચા નિતંબ ઉપર લટકતું ઉજ્વળ વસ્ત્ર ચાલતું હતું, જરા વાંકી અને પોહોળી કરેલી કંપતી ભુજલતા મનોહર દડાને વારંવાર મારતી હતી, બન્ને બાહુ છુટા હતા, ઉપર વળેલી ત્રિવલીમાં ચંચળ કેશ પડેલા હતા, કાનમાંથી ખસી ગએલાં કર્ણ ભૂષણ અને કનક પત્ર (એક જાતનાં આભૂષણ) ને સમાં કરવા છતાં પણ ચાલતી રમતમાં વિઘ્ન થતું ન હતું, વારંવાર હાથ અને પગમાંથી દડાને બહાર અને અંદર કાઢી બલાટીની રમત કરતી હતી. લાકડીને વારંવાર ઊંચી નિચી ફેરવવાથી તેનો મધ્ય ભાગ ઘડીમાં દેખાતો હતો અને ઘડીમાં દેખાતો ન હતો. ઊંચા નિચા થવાથી કંઠમાનો મુક્તાનો હાર ચાલતો હતો. કપોલ ઉપર કરેલી પત્રના આકારની રચનાને ભુંસી નાંખનાર પરસેવાનાં જળનાં બિંદુને સુકાવવા માટે કાન ઉપર રહેલા પલ્લવના પવનને અધિકાર આપ્યો હતો. (કાન ઉપર રહેલા પત્રના પવનથી કપોલ ઉપર જે પરસેવો થયો હતો તે સુકાઈ જતો હતો તેથી ત્યાં કરેલી પત્રાકાર રચના ભુસાઇ જતી ન હતી અર્થાત્ તે જેવી કરેલી હતી તેવીજ દેખાતી હતી.) તેનો એક હાથ સ્તન ઉપરથી ખસી ગએલા કુચ મંડળને રોકવામાં ગુંથાએલો હતો આવી રીતે તે કન્યા હેઠે બેસી ઉભી થઇ, આંખો મીચી, વળી ઉઘાડી, સ્થિર ઉભી રહીને અત્યંત આશ્ચર્ય લાગે તેમ ક્રીડા કરવા લાગી. દોડીને ભૂમિ ઉપર અને આકાશમાં જોવા લાયક અનેક રમતો એક દડાથી અને અનેક દડાથી કરી બતાવતી હતી. આવી રીતે **ચંદ્રસેના** વિગેરે સખીઓ સાથે ક્રીડા કરી, રમત થઇ રહ્યા પછી દેવીને પ્રણામ કરી સખીઓની સાથે કુમારીના અંતઃપુરમાં ગઇ જતી વખતે મારા મન માફક તેનો પ્રીતિમાન્ પરિજન તેની પાછળ ગયો. તે સ્ત્રી કામના કમળ બાણ જેવા કટાક્ષ મારી ઉપર મારતી, બાનો કાઢીને વારંવાર મુખ ચંદ્રમંડળને વાંકું કરી, મારી પાસે મોકલેલું પોતાનું હૃદય કેમ પાછું વળ્યું કે નહિ એવી શંકાથી મારા ભણી જોવા લાગી.

હું કામથી ઘણો વ્યાકુલ બની જવાથી મારે ઉતારે ગયો, ત્યાં **કોશદાસે** પ્રયત્નથી ઘણાં ઉત્તમ ભોજન અને સ્નાન વિગેરેથી મારી સેવા કરી. સાયંકાલ થયો એટલે **ચંદ્રસેના** આવી અને એકાંતમાં મને પ્રણામ કરી, પોતાના પતિના

ખભાને પોતાના ખભાથી ઘણી પ્રીતિવડે દબાવીને બેઠી. પછી કોશદાસ ઘણો રાજી થઇને બોલ્યો—હે મિત્રગુપ્ત, હું જીવતાં પર્યંત આવા સુખમાં રહીશ. કારણ કે તારી મારા ઉપર પ્રીતિ છે. મેં મંદ હાસ્ય કરી તેને કહ્યું કે હે મિત્ર, શું તે ઉપર આધાર રખાય? એક અંજન છે, તે અંજન આ સ્ત્રીના નેત્રમાં આંજવાથી આ સ્ત્રીને પાસે ઉભેલો રાજપુત્ર વાનરી જેવી દેખશે એટલે તે ઉપર વિરાગ પામી તેનો ત્યાગ કરશે. એ પ્રમાણે મારૂં બોલવું સાંભળી તે ચંદ્રસેના હસીને બોલી—આપે આ માણસ ઉપર આવી આજ્ઞા કરીને અત્યંત અનુગ્રહ કર્યો, કારણ કે આ જન્મમાં મનુષ્યનું શરીર મટાડી મને વાંદરી કરશો. માટે આ શરીર ભલે રહ્યું, કારણ કે મને વાંદરી કર્યા વગર પણ આપણું ધારેલુ કાર્ય સિદ્ધ થઇ ગયું છે. આજ કંદુકોત્સવમાં કામદેવના રૂપને તિરસ્કાર કરનારા આપના રૂપમાં તે આસક્ત થઇ છે, તેથી કામદેવ તેને ઘણો પીડવા લાગ્યો છે. આ વાર્તાની મને ખબર પડી છે, તેથી હું મારી માતાને કહીશ. મારી માતા તેની માતાને કહેશે. પછી રાણી રાજા પાસે આ વાર્તા કરશે. જ્યારે રાજાને આ વાર્તાની ખબર પડશે ત્યારે તે પોતાની પુત્રી સાથે તમારાં લગ્ન કરશે. એટલે રાજપુત્ર તો તમારે આધીન થશે. આ કામ દૈવે ધારેલું છે. જ્યારે રાજ્ય તમારી સત્તામાં હશે ત્યારે ભીમધન્વા તમારી આજ્ઞાનું ઉલ્લંઘન કરી મને કેદ કરી શકશે નહિ. માટે બે ચાર દિવસોની વાટ જુઓ. આમ મને કહી, મારી રજા માગી પોતાના પ્રિયને આલિંગન આપીને પાછી ગઇ. તેના કહેવા પ્રમાણે હું અને કોશદાસ ઘણો વિચાર કરવા લાગ્યાં તેવામાં માંડ માંડ રાત્રિ ઓછી થઇ. પ્રભાત થયું એટલે પ્રાતઃકાલનો નિયમ યથોચિત પૂરો કરી, પ્રિયાના દર્શનથી મનોહર એવા ઉદ્યાનમાં ગયો. ત્યાંજ રાજપુત્ર ભીમધન્વા મારી પાસે આવી મને અનુકૂલ પડે એવી વિનયની વાર્તાઓ કરી બે ઘડી બેઠો. પછી પોતાને ઘેર તેડી જઈ, પોતાના ઘરલાયક સ્નાન, ભોજન, શયન આદિ મનોહર સામગ્રીથી મારી સેવા કરી. હું ભોજન કરી ત્યાં નિદ્રા કરતો હતો એવામાં મને સ્વપ્નમાં પ્રિયા સાથે દર્શન અને આલિંગનના સુખનો અનુભવ થયો. એવામાં રાજકુમારે ઘણા નોકરો મારફતે લોહાની બેડીથી મજબૂત રીતે મારા મજબૂત બાહુને બંધાવી મને કેદ કરાવ્યો. હું જાગ્યો એટલે મને તે રાજકુમારે કહ્યું

અરે દુર્મતિ, પાપિંણી ચંદ્રસેના જે બબડી હતી, તે જાળીઆના છિદ્રમાંથી તમારી ચેષ્ટા જાણવા માટે મોકલેલી આ કુબ્જાએ નીચે પ્રમાણે સાંભળ્યું હતું કે, 'બીચારી કંદુકાવતી તારા ઉપર આશક છે. માટે મારે તારો સેવક થઇને રહેવું' મારાથી તારાં વચનો ઓલંઘન થશે નહિ, તેથી હું ચંદ્રસેના કોશદાસને પાછી આપીશ, કેમ ? એમ કહી પાસે ઉભેલા એક પુરૂષ તરફ જોઇને કહ્યું–આને સમુદ્રમાં નાંખી આવ. તે જાણે રાજ્ય મળ્યું હોય તેમ ઘણો રાજી થઇ, મહારાજ, જેવો હુકમ કરો છો, તેમ વર્તીશ. આમ બોલી તેના હુકમ પ્રમાણે કર્યું. મને સમુદ્રમાં ફેંકી દીધા પછી મારી પાસે કંઇ પણ આશ્રય ન હતો તોપણ બે હાથથી આમ તેમ અફળાવા લાગ્યો. એવામાં દૈવે આપેલું કોઇએક કાષ્ટ મળી ગયું, તેને વળગી એક દિવસ અને એક રાત્રિ આખી તર્યા કર્યો. બીજે દિવસે પ્રભાતમાં એક વહાણ નજરે પડયું. આ વહાણમાં યવન લોકો રહેતા હતા તેણે મને પોતાના વાહાણ ઉપર ખેંચી લઇ, રામેષુ નામના ખલાસી નાયકને કહ્યું કે, કોઇ પુરૂષ જળમાંથી મળ્યો છે. તેના હાથ લોઢાની બેડીથી જડેલા છે. આ માણસને એક ક્ષણમાં હજાર દ્રાક્ષને પાણી પાવાના કામમાં લગાડજો. તેજ વખતે ઘણા વહાણથી વિંટાએલુ, કોઇ પણ બીજું મોટું વહાણ આવ્યું, તેને જોઇ યવનો ભય પામ્યા. એવામાં કુતરાઓ જેમ વહાણને વિંટી વળે તેમ વહાણો અમારા વહાણને વિંટી વળ્યાં. પરસ્પર લડાઇ ચાલી. અમારી તરફના યવનો હારી ગયા. પછી અનાથ, દુઃખી થતા યવનોને જોઇ, મેં ધીરજ આપી કહ્યું કે, મારી બેહેડીને તોડી નાંખો. હું તમારા શત્રુને હમણાં મારી નાંખું છું. એટલે તેઓએ તેમ કર્યું કે તુર્ત મેં ભયંકર ટંકાર કરતા ધનુષમાંથી બાણનો વર્ષાદ કરી તે સઘળા શત્રુના શરીરના કટકે કટકા કરી નાંખી, અમારા વહાણની પાસે અડીને રહેલાં સામા વાહાણમાં ઠેકીને ગયો. તો તેના યોદ્ધાઓ સઘળા મરી ગયા હતા પણ કેવળ તેનો ઉપરી તેમાં હતો, તેને જીવતો પકડયો. તે ભીમધન્વા હતો. તેને મેં ઓળખ્યો એટલે તે શરમાઈ ગયો. પછી મેં તેને કહ્યું.અરે ભાઇ,કેમ કાળની ગમત જોઇ ? પછી તે ખલાસીઓ મારી સાંકળથીજ ભીમધન્વાને મજબૂત બાંધી, આનંદની કીકીઆરી કરવા લાગ્યા અને મારાં વખાણ કરવા લાગ્યા. પછી તે વહાણ ઉલટો પવન લાગવાથી, હાથમાં ન રહેવાને લીધે ઘણે દૂર જઈ, કોઇ એક ઘાટા વનથી રળીયામણા દ્વીપમાં જઇ ચડયું.

ત્યાં મીઠું પાણી, કાષ્ટ, કંદ, મૂલ, ફળ વિગેરે લેવાની ઇચ્છાથી અમે એક મોટા શિલાતળ ઉપર ઉતર્યા. ત્યાં એક મોટો પર્વત હતો. આ પર્વતનો આસપાસનો ભાગ ઘણો રમણીય હતો, મણશલ વિગેરે ધાતુવાળી તળાટીઓ મનોહર દેખાતી હતી, શ્યામ અને શ્વેત કમળના રસનાં બિંદુ તેમાં ચંદ્રાકાર પડવાથી ઘણું ઉત્તમ દેખાતું પર્વતનું પાણી ઘણું શીતળ હતું, અનેક રંગનાં પુષ્પ અને માંજરથી ભરેલી વનની સીમા રમ્ય દેખાતી હતી. આવી રીતે અત્યંત સુંદર ભાગને આતુરતાવાળી દૃષ્ટિથી વારંવાર જોતો હું પર્વતના શિખર ઉપર ચડી ગયો; પરંતુ મને ખબર પડી નહિ કે હું કયાં જાઉં છું ? તે શિખર ઉપર કાંતિવાળા પદ્મરાગમણિના પગથીઆંની શિલાના રંગથી રક્ત થએલાં અનુપમ કમળના પરાગથી ધુસરાં દેખાતાં એક તળાવ પાસે હું ગયો. તેમાં સ્નાન કરી અમૃત જેવા સ્વાદિષ્ટ કમળના કટકાને ખાઇને બીજાં કમળો વાંસા ઉપર ઉંચકયાં કે કોઇ કિનારા ઉપર રહેનાર, ભયંકર બ્રહ્મ રાક્ષસ મારી પાસે આવી અને પૂછવા લાગ્યો કે તું કોણ છે ? મેં તેને નિર્ભયતાથી ઉત્તર આપ્યો કે હે કલ્યાણ, હું ક્ષત્રિય છું, અને શત્રુના હાથમાં સમુદ્રમાં આવ્યો, સમુદ્રમાંથી યવનના વહાણમાં આવ્યો અને યવનના વહાણમાંથી આ ચિત્રગ્રાવ નામના પહાડ ઉપર આવ્યો છું. અને આ તળાવ ઉપર મારી ઇચ્છાથી વિશ્રામ લઉં છું, તારૂં શુભ થાઓ.

તે બોલ્યો—જો તું મારા પ્રશ્નનો ઉત્તર આપીશ નહિ તો હું તુંને ખાઇ જઇશ.

મેં કહ્યું. ભલે પૂછો. પછી અમારે એક આર્યાછંદના શ્લોકમાં પરસ્પર ભાષણ ચાલ્યું.

આર્યા.

किं क्रूरं स्त्रीहृदयं किं गृहिणः प्रियहिताय दारगुणाः ।
कः कामः संकल्पः किं दुष्करसाधनं प्रज्ञा ॥

રાક્ષસે પૂછ્યું—ક્રૂર શું છે ?

કુમાર બોલ્યો—સ્ત્રીનું હૃદય.

રાક્ષસે પૂછ્યું—ગૃહસ્થને પોતાનું પ્રિય કરનાર અને હિત કરનાર કોણ છે ?

કુમાર બોલ્યો—સ્ત્રીના ગુણો.

રાક્ષસે પૂછયું—કામ એટલે શું?

કુમાર બોલ્યો—મનમાં કરેલો સંકલ્પ.

રાક્ષસે પૂછયું—કઠિન વસ્તુને પણ સિદ્ધ કરી આપનારી વસ્તુ કઈ?

કુમાર બોલ્યો—બુદ્ધિ.

આ ઉપરની આર્યમાં કહેલી વાર્તામાં **ધૂમિની, ગોમિની, નિંબવતી** અને **નિતંબવતી** દાખલા રૂપે છે. આમ તે **બ્રહ્મરાક્ષસને** કહ્યું એટલે તે બોલ્યો—કહો તે કેવી હતી? પછી મેં કહેવાનું શરૂ કર્યું.

એક ત્રિગર્ત નામનો દેશ છે, તેમાં ત્રણ **ગૃહસ્થ** રહેતા હતા. તેનાં નામ **ધનક, ધાન્યક** અને **ધન્યક** એવાં હતાં. આ ઘણા ધનવાન્ હતા. તેની હયાતીમાં બાર વર્ષ સુધી વર્ષાદ વર્ષ્યો નહિ. અનાજમાંથી રસ કશ ઉડી ગયો. ઔષધીઓ ફળ વગરની થઇ ગઇ. વનસ્પતિઓ ફળ વગરની થવા લાગી. મેઘ નપુંસક થઈ ગયા. નદીઓના પ્રવાહ તુટી ગયા. ખબોચીઆમાં કેવળ કમળ બાકી રહી ગયાં. ઝરણામાંથી પાણીઓ સુકાઇ ગયાં. કંદ, મૂલ અને ફળ થોડાં થઈ ગયાં. કોઇ કોઇની વાત સાંભળતું નહિ. મંગળ, ઓચ્છવની ક્રીયાનો લોપ થઇ ગઇ. ચોરના કુલનો વધારો થયો, પ્રજા એક બીજાને લુંટવા લાગી. બગલાના જેવાં શ્વેત રંગનાં મનુષ્યનાં માથાં આમ તેમ ભટકવા લાગ્યાં. શેહેર, ગામડાં, નાના ગામડાં અને મોટાં શેહેર ઉજ્જડ થયાં. તે વખતે ત્રણ ગૃહસ્થો સઘળું અનાજ ખાઈ રહ્યા. પછી બકરાં, મેંઢાં અને ભેંસોને ખાઈ ગયા. ત્યાર પછી તેઓએ ગાયો વેંચીને પેટ ભર્યું, તે પછી દાસીઓ, નોકરો, છોકરાંઓ, મોટા તથા વચલા ભાઇની સ્ત્રીઓને પણ વેંચીને પોતાનું પોષણ ચલાવ્યું. ત્યાર બાદ એવો વિચાર કર્યો કે કાલે નાના ભાઈ **ધન્યકની** સ્ત્રી **ધૂમિનીને** વેંચીને અનાજ પુરૂં પાડશું. નાના ભાઇ ધન્યકને પોતાની સ્ત્રીને વેંચી પોષણ કરવું તે વાત ઠીક લાગી નહિ, તેથી તેજ રાત્રિમાં પોતાની સ્ત્રીને સાથે લઇ ભાગી ગયો. તે રસ્તામાં ચાલતાં થાકી ગઇ, એટલે તેને ખાંધે ઉપાડીને ચાલતો ચાલતો વનમાં ગયો. રસ્તામાં પોતાનાં માંસ અને લોહિથી તે સ્ત્રીની ભુખ અને તૃષાને મટાડતો આગળ ચાલ્યો. એવામાં એક પુરૂષ તેની નજરે પડયો. તેના હાથ, પગ, કાન અને નાક કોઇએ કાપી

નાંખવાથી તે ભૂમિ ઉપર ઘસડાઇને ચાલતો હતો. તે જોઇ ધન્યકના મનમાં દયા આવી અને તેને પોતાને માથે ઉપાડી કંદ, મૂલ અને મૃગ જેમાં ઘણાં હતાં એવા વનમાં જઇ, ત્યાં મહેનતથી એક પર્ણશાળા કરી, તેમાં ઘણા દિવસ રહ્યો. તેના શરીરમાં જે ઘા હતા તે ઇંગોડીઆના તેલથી રૂંઝાવી નાંખી, માંસ વડે પોતા પ્રમાણે તેનું પણ પોષણ કર્યું. એક વખતે ધન્યક મૃગને ગોતવા માટે ગયો એટલે ધૂમિની પેલા પુષ્ટ થએલા રૂંડ સાથે રમણ કરવા માટે ગઇ. તેણે ના પાડી તો પણ તે સ્ત્રીએ તેની સાથે બલાત્કારથી વિહાર કર્યો. પછી તેના ધણીએ વનમાંથી આવી પાણી પીવા માટે માગ્યું એટલે તે સ્ત્રીએ કહ્યું. કુવામાંથી કાઢીને પીઓ. શિરોવેદનાથી મારૂં તો માથું દુ:ખે છે, આમ કહી ડોલ અને દોરડું બન્ને તેની આગળ ફેંકી નાંખ્યાં. ધન્યક કુવામાંથી પાણી કાઢવા લાગ્યો કે તરત તેની સ્ત્રીએ તેની પાછળ જઇ તેને કુવામાં નાંખી દઇ તે રૂંડને માથે ઉપાડી દેશે દેશ ભટકી, પતિવ્રતાની કીર્તિ અને ઘણું માન મેળવ્યું. પછી તે અવંતિરાજના અનુગ્રહથી ઘણી લક્ષ્મીવાન્ થઇ, તે અવંતિ શેહેરમાં રહેવા લાગી. અહિં કુવા ઉપર પાણી પીવા માટે માણસનું ટોળું ત્યાં આવ્યું તેણે તેને કુવામાં પડેલો દીઠો, તેમાંથી તેને બહાર કાઢયો એટલે તે પણ ત્યાંથી અવંતિ શેહેરમાં જઇ, ભોજન માટે ભટકવા લાગ્યો. એવામાં ધૂમિનીએ તેને દીઠો એટલે રાજા પાસે જઇ કહ્યું કે, મારા પતિને આણે વિકળ (હાથ પગ વગરનો) કરેલો છે, આમ કહી મૂર્ખ રાજા મારફતે આવા સત્પુરૂષને ફાંસીનો હુકમ કરાવ્યો.

પછી તે ધન્યકના બે હાથ પાછળ બાંધી મારવાની જગોમાં લઇ જવા લાગ્યા, એવામાં તેનું આયુષ્ય કંઇ બાકી હતું તેથી તે ધન્યકે મોટા અધિકારીને કહ્યું કે, મેં જે રૂંડને વિકળ કર્યો છે, તેજ ભિક્ષુક મારે માન્ય છે. માટે તે જો મારૂં નામ લે તો મને આ દંડ કબૂલ છે. એટલે બીજા બોલ્યા—તેમાં શી અડચણ છે? એમ કહી પેલા રૂંડને લાવીને બતાવ્યો. એટલે તે રૂંડ તેના ચરણમાં પડયો અને તેની આંખમાં અશ્રુ આવી ગયાં. પછી તે ઉદાર ચરિત્રવાળા રૂંડે તે ધન્યકના સત્ચરિત્ર અને તે દુરાચરણીનાં દુષ્ટ આચરણ કહી દીધાં. તે સાંભળીને રાજાને ગુસ્સો ચડવાથી તે દુરાચરણી સ્ત્રીને ચંડાલ વર્ગમાં ગણી કાઢી, તે ધન્યક

ઉપર રાજી થયો. માટે કહું છું કે, સ્ત્રીનું મન ક્રૂર હોય છે. આ વાર્તા પૂરી થયા પછી ફરીને તે બ્રહ્મરાક્ષસના પૂછવાથી હું ગોમિનીનું વૃત્તાંત કહેવા લાગ્યો.

દ્રવીડ દેશમાં કાંચી નામની એક નગરી છે, તેમાં એક શક્તિકુમાર નામનો શેઠ રહેતો હતો. તેની પાસે ક્રોડો રૂપીઆ હતા. તેને જ્યારે અઢાર વર્ષ થયાં ત્યારે તેના મનમાં ચિંતા થઇ કે, જે વાંઢો છે અથવા જેને સ્ત્રી અનુકૂળ નથી એવા લોકો સુખી નથી. માટે ગુણવાળી સ્ત્રી કેમ મેળવવી ? પછી પર ઉપર વિશ્વાસ રાખીને ગ્રહણ કરેલી સ્ત્રીઓમાં જોઈતી સંપત્તિ બરોબર જોવામાં આવી નહિ, તેથી પોતે જોશીનો વેશ લઇ, લુગડામાં શેર એક કમોદ બાંધી, પૃથ્વી ઉપર ભટકવા લાગ્યો. આ જોશી લક્ષણજ્ઞ એટલે ભાગ્ય ચિન્હને જાણનારો હશે, એમ ધારી કન્યાવાળાં પોતાની કન્યા તેને બતાવવા લાગ્યાં. તે જ્યારે કોઇ સારા લક્ષણવાળી પોતાની જ્ઞાતિની કન્યાને જોતો ત્યારે કહેતો કે અરે કલ્યાણિ, આ શેર એક કમોદમાંથી મનોહર ભોજન બનાવી મને જમાડી શકીશ ? તે સાંભળીને બીજા તેની મશ્કરી કરીને હાંકી કાઢતા. આવી રીતે એક ઘેરથી બીજે ઘેર પેસતો ભટકવા લાગ્યો. એક વખતે શિબી દેશમાં કાવેરીના દક્ષિણ કિનારા ઉપર પાટણ નામના શેહેરમાં ગયો. ત્યાં એક ધાવે બતાવેલી, થોડાં ઘરેણાં જેણે પહેરેલાં હતાં એવી એક કન્યાને દીઠી. આનાં માતાપિતા ગુજરી ગયાં હતાં અને તેની સાથે સમૃદ્ધિનો પણ નાશ થઇ ગયો હતો તેમ તેના ઘરમાં ધન પણ હતું નહિ. મારી નજર તે ઉપર પડી તેથી મેં વિચાર કર્યો કે, આ કન્યાના સર્વ અવયવ ઘણા જાડા નથી, તેમ ઘણા દુર્બલ પણ નથી. ઘણા ટુંકા નથી, ઘણા લાંબા નથી, વાંકા નથી, પરંતુ કોમળ અને સરખા છે. આના બંને હાથનાં તળીઆં અને આંગળીઓ રાતી છે અને જવ, મચ્છ, કમળ, કલશ આદિ અનેક પુણ્યની રેખાથી ચિન્હિત છે. જેમાં ઘુંટણના સાંધા સરખા છે એવા બે ચરણ માંસથી ભરેલા અને નાડીથી રહિત ( તેની ઉપર નાડીઓ દેખાતી નથી ) છે. તેની જંઘા ક્રમ પ્રમાણે ગોળાકારની છે, આના ગોઠણ જાડા ઉરૂમાં ગળી ગયા હોય તેમ જણાતા નથી. સમ વિભાગવાળો, ચાર ખુણાવાળો અને કૂપના વિભાગ વડે શોભાયમાન ચક્રના આકારમાં રહેલો આનો નિતંબ

ભાગ છે. નાનું, જરા ઉંડું અને ગંભીર નાભીમંડલ છે. આનું ઉદર ત્રિવળીથી શોભાયમાન છે. ઉંચી ડીંટડીવાળાં ઘણાં વિશાળ સ્તન છાતીના ભાગમાં ફેલાઇ ગયાં છે. ધન, ધાન્ય અને બહુ પુત્રને સૂચવનાર ચિન્હથી જેનાં તળીઆં ચિત્રેલાં છે. અંદર લીસા અને કોમળ જેના નખ છે. જેની આંગળીઓ સીધી અને ઉપર ઉપર ગોળાકારની છે. બન્ને ખભા નમેલા છે એવી ઘણી કોમળ બે બાહુ લતા છે તેમાં કોણી વિગેરેના સાંધા બિલકુલ જણાતા નથી. ઘણી સૂક્ષ્મ, શંખ જેવી ગોળાકાર ઉંચી નિચી કાંધ છે. મુખ કમળનો ઓષ્ઠ ગોળ અને મધ્યમાં રતાશવાળો છે. તેણે બોચી પોતાના ખભા ઉપર મૂકેલી છે. ગાલના ભાગ ઉપડેલા અને ઘણા મજબૂત છે. ઘણી ઘાટી, ક્રમ પ્રમાણે વાંકી, કાળી મનોહર ભ્રૂકુટી છે. જરા પ્રૌઢતામાં આવેલા તિલ પુષ્પ જેવી નાસિકા છે. જરા મટકાં મારતાં, ધોળાં અને રાતા ત્રણ ભાગ વડે પ્રકાશમાન, મનોહર, અધીરતાથી ચાલતાં અને ધીરે ધીરે ચાલતાં પહોળાં નેત્રો છે. લલાટ ચંદ્રમાના કકડા જેવું મનોહર છે. કેશનો સમૂહ ઇંદ્રનીલમણિના જેવો શ્યામ રંગનો છે. કર્ણભૂષણની જગાએ રાખેલા કમળના નાલમાં કરમાઇ ગયેલા કર્ણપાશ લટકે છે. જરા વાંકો, છેડાના ભાગમાં, પણ શ્યામ રંગનો, ઘણો વિસ્તારવાળો, દરએક ભાગથી સરખો, શ્યામ રંગનો કોમળ, સુગંધી અંબોડો છે. આવી આકૃતિ પોતાના શિયળવ્રતનો ભંગ કરે નહિ. મારૂં મન આની ઉપરજ આસક્ત છે માટે આની પરીક્ષા કરી તેની સાથે લગ્ન કરૂં. જે માણસ વિચાર કર્યા વગર કાર્ય કરે છે તેને અનેક પશ્ચત્તાપો અનુભવવા પડે છે. આમ વિચારી, મીઠી નજર કરીને બોલ્યો. હે કલ્યાણિ, આ શેર એક કમોદમાંથી પાક કરી અમને જમાડી શકવા તું સમર્થ છો? તે સાંભળી તેણે પોતાની દાસી સામું અભિપ્રાય સહિત જોયું એટલે તે દાસીએ તે જોશીના હાથમાંથી શેર એક ધાન્ય લઈ, એક ઓટલા ઉપરથી કચરો વાળી, તે ઉપર પાણી છાંટીને તે જોશીને હાથ, પગ ધોવા માટે જળ આપી ત્યાં બેસાડયો. તે કન્યાએ સુગંધી કમોદને જરા ખાંડી, તડકામાં સુકવી, વારંવાર ફેરવી, મજબૂત અને સરખી ભૂમિમાં વાંસની નળીવતી હળવે હળવે ખાંડી, ચોખા અને ફોતરાં બન્નેને આખાં જુદાં પાડી, પોતાની ધાવને કહ્યું—મા, આ ફોતરાં ઘરેણાંને ઉજાળવામાં ઘણાં યોગ્ય છે માટે સોનીઓને તે કામનાં

છે. તેઓને આ ફોતરાં આપી તેના બદલામાં તેની પાસેથી કોડીઓ લઇ, ઘણાં મજબૂત, ઘણા શુકાં નહિ, તેમ લીલાં પણ નહિ એવાં કાષ્ટ અને નાની એક દોણુકી અને બે કોડીઆં લઈ આવ. તે સ્ત્રી તે પ્રમાણે કરીને આવ્યા પછી, જરા ઉંડા, ઉંચા અને પોહોળા લાકડાના ખાંડણીઆમાં લોઢાના પત્રાથી જેનું મુખ મઢેલું હતું, એવા સરખા મધ્ય ભાગમાં ઘણા સૂક્ષ્મ જણાતા પોહોળા અને મોહોટા ખેરના મુસળથી ઉંચે નિચે ઘણી હુસીઆરીથી રસ ઉપજાવે તેમ હાથને મહેનત આપી ખાંડતી, વારંવાર આંગળીઓ વતી ખાંડેલાને બહાર કાઢી, તેને વળી ખાંડી, સૂપડામાં લઇ, તેના ફોતરાંઓને જુદાં કાઢી નાંખી, ચોખાને શુદ્ધ કરી, ત્રણ ચાર વાર પાણીમાં ધોઇ, ખદખદતા પાંચગણા પાણીમાં નાંખી, ચુલા તળે અગ્નિ સળગાવ્યો. ચોખા ફુલી જઇ કળી જેવા થયા એટલે અગ્નિ ઠારી નાંખીને તે મૃત્તિકાના પાત્ર ઉપર લુગડું બાંધી, તેમાંથી પાણી ગાળી કાઢ્યું. પછી કડછીથી હલાવી, જરાવાર ચુલા ઉપર રાખી, બરોબર અંદરના ભાગમાં ગળી ગયા એટલે તે પાત્રને ઉંધું મૂકી રાખ્યું. જે લાકડાં બચ્યાં હતાં, તેને પાણીથી ઠારી નાંખી, શાંત થયાં એટલે તેના કોયલા કરી, તે સોનીઓ તરફ મોકલાવ્યા. અને તે વેંચતાં જે કોડિઓ મળે તે આપી, શાક, ઘી, દહિ, તેલ, આબળાં, અને આંબલી જોઇએ તેટલું લઇ આવ, એમ તે ધાત્રીને કહ્યું. એટલે તેણે તે પ્રમાણે સર્વ વસ્તુ આણી આપી. તે સ્ત્રીએ બે ત્રણ શાક કરી, તે કાઢી રાખેલા ચોખાના પાણીને શીતળ વેળુ ઉપર નવા કોડીઆમાં ભરી મૂકી, કોમળ તાલના પંખાથી થંડુ પાડી, તેમાં મીઠું વિગેરે તથા મસાલો નાંખી, પછી અંગારા ઉપર વધાર કરી, તે વધાર તેમાં છોકયો. પછી પ્રથમ આણેલો આંબળાનો ભુકો કમળ જેવો સુગંધી કરી, ધાત્રી દ્વારા તેને સ્નાન માટે કહેવરાવ્યું એટલે તે જોશી આવ્યો. પછી સ્નાન કરીને શુદ્ધ થએલી તે સ્ત્રીએ તેલ અને આબળાં વિગેરે આપ્યું એટલે તે ક્રમ પ્રમાણે નહાયો. સ્નાન કરી રહ્યા પછી પાણી છાંટીને ઓટલા ઉપર એક પાટલો ઢાળી મૂકયો હતો તે ઉપર બેસી આંગણામાં વાવેલી કેળના લીલાં અને શ્વેત રંગનાં કોમળ પાત્રાના ત્રણ છેડા કાપીને એક પાંદડું મૂકયું હતું તેમાં તે સ્ત્રીએ પ્રથમ પીવા લાયક ચોખાનું ઓસામણ આપ્યું એટલે તે જોશી પી ગયો કે તુર્ત રસ્તાનો થાક

ઉતરી જવાથી મનમાં અત્યંત રાજી થયો. તેનાં સઘળાં અંગ તૃપ્તિ પામ્યાં. પછી તે સ્ત્રીએ બે કડછી ચોખા, થોડું ઘી અને શાક પીરસ્યું અને જે બાકી અન્ન હતું તેને શુંઠ, પીપર અને મરી, દહિમાં મેળવી, સુગંધી અને શીતળ છાશ તથા કાંજીની સાથે ખવરાવ્યું. તે જોશી તે ખાઇ ધરાઇ રહ્યો, અને જમતાં બાકી અનાજ વધ્યું. પછી તેણે પાણી માગ્યું એટલે એક નવી ઝારીમાં પાણી ભરી નળીકા વડે ધાર કરી. આ પાણીને અગરના ધુપથી સુગંધી કરેલું હતું. નવા ગુલાબના પુષ્પની સુગંધ બેસાડી હતી અને ઉઘડેલા કમળની સુગંધ પણ તેમાં લગાડી હતી. તે જોશીએ કોડીઉં પોતાને મુખે માંડીને ગળા સુધી પાણી પીધું. પાણી પિતી વખતે બરફ જેવા ઠંડા જલના કણ પડવાથી આંખની પાપણો જરા ઉંચી નિચી થઇ રાતી જેવી જણાવા લાગી. ધારના શબ્દથી તેના શ્રવણ ઘણા આનંદને પામ્યા. સ્પર્શના આનંદ વડે થએલા રોમાંચથી કપોળતળ ઘણા કઠિન થયા. જલના સુગંધી કણ વડે નાસિકાને અત્યંત સંતોષ થયો અને ઘણી મીઠાશથી જીવ્હાને તેમાં પ્રીતિ થઇ. પી રહ્યા પછી મસ્તક કંપાવીને ના પાડી એટલે કન્યાએ બીજી ઝારીમાંથી આચમન આપ્યું. પછી તે ડોસીએ ઉચ્છિષ્ટને કાઢી નાંખી. લીલા છાણથી તે ઓટલાનો ભાગ લીપ્યો. પછી ઓટલાના એક ભાગ ઉપર તે જોશી પોતાનું ઉત્તરીય વસ્ત્ર પાથરી ક્ષણવાર સુઇ, ઘણો રાજી થઇ, વિધિ પ્રમાણે કન્યાને પરણીને પોતાને ઘેર લઇ ગયો. આ સ્ત્રીને પરણ્યા છતાં પણ તેની ઘણી દરકાર ન કરતાં એક ગણિકાને સ્ત્રી કરીને રાખી. તે સ્ત્રી તેની સાથે પણ પ્રિય સખી માફક વર્તવા લાગી અને આળસ મૂકી પતિને દેવતાની માફક સેવવા લાગી તેમ ઘરમાં અત્યંત કાર્ય કરીને પરિજનને પોતાની બેહદ ચતુરાઇથી પોતાને આધીન કરી મૂકયાં. તેનો પતિ પોતાની સ્ત્રીના ગુણને આધીન થઇ, પોતાનું સર્વ કુટુંબ તેને આધીન કરી, ધર્મ, અર્થ અને કામ સેવવા લાગ્યો. માટે કહું છું કે, સ્ત્રીના ગુણો ગૃહસ્થના હિત માટે હોય છે. વળી રાક્ષસે કથા કહેવાને માટે મને આજ્ઞા કરી એટલે મેં **નિતંબવતીનું** વૃત્તાંત કહી બતાવ્યું.

સોરાષ્ટ્ર દેશમાં વલભી નામની નગરી છે, ત્યાં કોઇ **ગૃહગુપ્ત** નામનો વહાણવટી રહેતો હતો. આની પાસે **કુબેર** જેટલી

દોલત હતી, તેની પુત્રીનું નામ **રત્નવતી** હતું. આની સાથે સંઘવીના પુત્ર **બલભદ્રે** મધુમતી નામની નગરીથી આવીને પોતાનાં લગ્ન કર્યાં હતાં. તે નવી પરણેલી સ્ત્રીએ પણ એકાંતમાં સુરત કરવા માટે આવેલા **બલભદ્રને** સુરત સુખમાં વિઘ્ન કર્યું હતું, તેથી તે, તે સ્ત્રી ઉપર એકદમ ઘણો દ્વેષ બાંધી બેઠો તે એટલે સુધી કે તેનું મુખ પણ જોવાની ઈચ્છા રાખતો નહિ. ઘણા મિત્રોએ સમજાવ્યો તોપણ તેના વચનનો અનાદર કર્યો, તે પોતાને ઘેર આવતી તેમાં પણ પોતે શરમથી તેનું આવવું બંધ કર્યું, તે દિવસથી તેનાં કુટુંબીઓ અને બીજાં મનુષ્યો તેને કહેવા લાગ્યાં કે, આનું નામ **રત્નવતી** નથી પણ **નિંબવતી** (લિંમડા જેવા ગુણની) છે. આમ બોલી તેનો તિરસ્કાર કરતાં હતાં. આવી રીતે કેટલાએક કાલ વિત્યા બાદ તેના મનમાં ઘણો પશ્ચાત્તાપ થવાથી તે વિચાર કરવા લાગી કે, હવે મારી શી વલે થશે. એવામાં કોઇ પણ ઘરડી, પોતાને પૂજનીય એક આર્યા દેવના નિર્માલ્ય પુષ્પો વડે સેવાતી તેની નજરે પડી. તેની પાસે એકાંતમાં જઇ દયા આવે એમ રડવા લાગી તેથી તેની આંખમાં પણ અશ્રુ આવી ગયાં. પછી આર્યાએ ઘણી રીતે સમજાવી, તે કન્યાને રૂદન કરવાનું કારણ પૂછ્યું. તે કહેતાં શરમાણી તો પણ તે અવશ્યનું કાર્ય છે એમ માની ધીરે ધીરે કહેવા લાગી. હે મા, હું શું કહું ? જે સ્ત્રીઓનાં દુર્ભાગ્ય હોય છે, તેને જીવતાં પણ મરેલી જાણવી, તેમાં પણ કુલવતી સ્ત્રીઓને વિશેષ દુઃખ છે. આ વિષયમાં ઉદાહરણ હું છું. મારી માતા તથા જ્ઞાતિ સમસ્ત મારૂં અપમાનજ કરે છે, માટે તેઓ જેમ મને મીઠી નજરે જુવે તેમ કરો નહિતર આજજ આ નિષ્પ્રયોજન પ્રાણોને તજી દઇશ. હું જ્યાં સુધી મારૂં રહસ્ય તમને કહું ત્યાં સુધી તમારે તે સાંભળવું જોઇએજ, આમ કહી તેના ચરણમાં પડી. આર્યાના નેત્રમાં અશ્રુ આવી ગયાં પછી તે કન્યાને ઉઠાડી કહેવા લાગી, કે હે કન્યા, તું સાહસનો નિશ્ચય રાખ મા. હું તારા હુકમ પ્રમાણે વર્તનારી છું. તારે જેટલો મારો ઉપયોગ જે બાબતમાં પડશે તે બાબતમાં હું બીજાની નથી. જો તુંને વૈરાગ્ય આવ્યો હોય તો તું પરલોક સંબંધી કલ્યાણ માટે મારી પાસે રહિને તપ કર. તું આવી રૂપવતી છો, તારો આવો સારો સ્વભાવ છે, તેમ ઉંચી જાતીવાળી છો, છતાં પણ એકદમ તારી ઉપર તારો પતિ ગુસ્સે રહે છે માટે પૂર્વ જન્મનાં પાપનો ખરેખર ઉદય જાણવો.

કન્યા બોલી—પતિના દ્વેષને મટાડે એવો કોઇ ઉપાય હોય તો મુને બતાવો. તમારી બુધ્ધિ ઘણી ડહાપણથી ભરેલી છે. આમ કહ્યા પછી કન્યા ધીરે ધીરે ક્ષણવાર નિચા મુખે વિચાર કરી, લાંબો અને ઉષ્ણ નિસાસો મૂકી બોલી—હે ભગવતિ, સ્ત્રીઓનું દૈવત એક પતિજ છે, તેમાં પણ કુલવાળી સ્ત્રીઓને વળી વિશેષ છે. માટે તે મટાડવાનો કોઇ ઉપાય કરવો જોઇએ. એક વૈશ્ય અમારી જ્ઞાતિનો છે, તેની પાસે ધન ઘણું છે અને તે રાજાનો અંતરંગ છે, તેથી શેહેરમાં રહેનારા મનુષ્યોમાં મોટો કહેવાય છે. તેની કન્યા **કનકાવતી** મારી અત્યંત પ્યારી સખી છે. એનું રૂપ અને અવયવ મારા જેવા છે. તેની વિમાન જેવી હવેલીમાં તેની સાથે, તેના કરતાં પણ વધારે શણગારીને હું ફરીશ. તમારે તે કન્યાની માતા પાસે કરૂણા સહિત પ્રાર્થના કરી તેને ઘેર મારા પતિને સમજાવીને કોઇ રીતે પણ લઇ આવવો. તમે મારી પાસે હશો તેવામાં હું રમતમાં ગુલતાન થઇને દડો ફેંકીશ. એટલે તમારે તે દડો લઇ મારા પતિના હાથમાં આપી કહેવું કે હે વત્સ, આ તારી સ્ત્રીની સખી છે અને **નિધિપતિ** **ત્ત** જે કે સર્વ શેઠમાં મોટો ગણાય છે તની કન્યા છ. તેનું નામ **કનકાવતી** છે. તું અવ્યવસ્થિત અને નિર્દય છે આટલા માટે **રત્નવતી**નું ઉપરાણું કરીને તારી નિંદા કરે છે. આ દડો શત્રુ પક્ષનો છે માટે તે પાછો આપવો જોઇએ આમ ઉપર પ્રમાણે કહીશ એટલે તે ઉંચું જોઇ મને **કનકાવતી** માનશે અને મારી પ્રિય સખીને **રત્નવતી** માનશે. પછી મને દડો માગતાં જોઇ તે બે હાથ જોડી, તારી પ્રાર્થનાવડે અભિલાષા સહિત મને દડો આપશે. આ બાનાથી તે મારા અંગનો સ્પર્શ કરશે એટલે તેની મારા ઉપર પ્રીતિ વધશે. પછી મારી સાથે સંકેત કરી મને પરદેશમાં લઇ જાય તેમ તમારે પ્રપંચ કરવો. એ પ્રમાણે મારી પ્રપંચ યુક્ત વાર્તા સાંભળી તે આર્યાએ અત્યંત હર્ષ પામી તેવી રીતે કર્યું. એટલે આર્યા વડે છેતરાએલો **બળભદ્ર** **રત્નવતી**ને **કનકાવતી** માની, રત્નના ઘરેણાં સહિત તે સ્ત્રીને અંધારી રાત્રિએ પરદેશમાં લઈ ગયો. પછી તે આર્યાએ એવી વાર્તા ચલાવી કે, ગઇ કાલે **બલભદ્રે** મને કહ્યું કે હું મૂર્ખ છું, કારણ કે મેં વગર કારણે રત્નવતીનો ત્યાગ કર્યો અને મારી સાસુ તથા સસરાનું અપમાન કરી સગાં કુટુંબીઓની આજ્ઞાનું ઉલ્લંઘન

કર્યું માટે અહિંજ મરૂં. હવે જીવવાને શરમ આવે છે. માટે ખરેખર તે લઈ ગયો હશે. તેના કુટુંબને આ વાર્તાની ખબર થઇ કે તેણે ખો- ળવાનો યત્ન બંધ પાડયો. માર્ગમાં **રત્નવતી** કોઈ એક વેશ્યાને સાથે લઇ, ટીમણુ વિગેરે તેની પાસે ઉપડાવી નાના ગામડામાં ગઇ. આ ગા- મમાં વ્યવહાર કુશળ **બલભદ્ર** થોડી મુડીમાંથી ઘણું નાણું મેળવી શેહેરમાં મુખ્ય ગણાવા લાગ્યો. નાણાને લીધે ઘણાં માણસો આવવા લાગ્યાં. પછી તે **બલભદ્રે** પ્રથમની ચાકરાણીને તું કામ કરતી નથી ? જે દેખે છે તે ચોરી લે છે? અપ્રિય બોલે છે. આવી રીતે કઠોર વચન કહી ઘણી મારી. તે ઉપરથી દાસી ઘણો ક્રોધ ચડાવી **બલભદ્રે** ખુશીની વખતે **કનકાવતીના** હરણની જે છાની વાર્તા પોતાની પાસે કહી હતી તેમાંનો એક ભાગ તે વેશ્યાએ બાહાર ખુલ્લો કર્યો. આ વાર્તા દુષ્ટ કોટવાલને કાને પડી તેથી તેણે શેહેરના મોટા માણસોની સમક્ષમાં કહ્યું કે આ દુષ્ટમતિ **બલભદ્ર નિધિપતિદત્તની** કન્યા **કનકાવતીને** હરી લઇને અહિં આવી આપણા શેહેરમાં રહે છે. અમે તેનું સર્વ ધન હરી લઇશું. માટે તમારે તેમાં અડચણ કરવી નહિ, આમ કહી **બલભદ્રનું** તેણે અત્યંત અપમાન કર્યું. **બલભદ્રને** ભય લાગ્યો તેથી તેણે **કનકાવતી** પાસે તે વાત કહી. **કનકાવતી** બોલી તમે ડરશો નહિ. તમારે કહેવું કે આ **નિધિપતિદત્તની** કન્યા **કનકાવતી** નથી પણ વલ્લભી નગરના **ગૃહગુપ્તની** પુત્રી છે અને તેનું નામ **રત્નવતી** છે. તેનાં માતા પિતાએ મને પરણાવી છે અને હું તેને ન્યાયથી પરણ્યો છું. જો તમોને પ્રતીતિ આવતી ન હોય તો તેનાં માતા પિતાની પાસે દૂતને મોકલો, આટલું કહેજો. પછી **બલભદ્રે** ઉપર પ્રમાણે કહ્યું અને સભાના મેંબરોને પોતા- નું સઘળું જોખમ સોપી તે ગામમાં પોતાનો સસરો આવતાં સુધી રહ્યો પછી તે ગામના પત્રનું વૃત્તાંત **ગૃહપતિના** જાણવામાં આવ્યું એટલે તે ખેટકપુરમાં આવ્યો અને અત્યંત રાજી થઇ જમાઇ અને પુત્રીને પાછાં પોતાને શેહેર લઇ ગયો. આવી રીતે **રત્નવતીને કનકવતી** માની **બલભદ્રે** અત્યંત પ્રીતિથી તેનો સ્વીકાર કર્યો હતો. માટે કહું છું કે કામ એટલે મનમાં થએલો સંકલ્પ જાણવો. તે પછી પેલા બ્રહ્મરાક્ષસે **નિતંબવતી**- નું વૃત્તાંત પૂછવાથી મેં તેને કહેવા શરૂ કર્યું.

શૂરશેન દેશમાં મથુરા નામની નગરી હતી. તે શેહેરમાં કોઇએક

કુળવાનૂનો પુત્ર રહેતો હતો. આ ચોસઠ કળામાં નિપુણ હતો, અને ગ-ણિકામાં ઘણી ઉત્કંઠા રાખતો હતો. તેણે પોતાના હાથથી અનેક કજીઆ કર્યા હતા તેથી ક્રૂર લોકોએ તેનું કલહકંટક એવું નામ પ્રસિદ્ધ કર્યું હતું. તે કલહકંટકે એક દિવસ કોઇ એક ચિતારો આવ્યો હતો તેના હાથમાં એક ચિત્ર પટ દીઠું. આ ચિત્રપટમાં એક પ્રમદા આળખેલી હતી. તેનાં દર્શન માત્રમાં કલહકંટકનું મન હરણ થઇ ગયું. કલહકંટકે તેને કહ્યું હે ભાઇ, આ વિરૂદ્ધ જેવું જણાય છે. કારણ કે કુલવતી સ્ત્રીને ન મળી શકે તેવું આ સ્ત્રીનું શરીર છે. આની નમ્રતા કુલીનપણું બતાવે છે. મુખની કાંતિ જરા ફીકી છે. આનું શરીર ઘણું કરી કોઇએ ભોગવ્યું નથી તેથી મનોહર દેખાય છે. આનાં નેત્ર પ્રૌઢતાવાળાં છે. આ સ્ત્રી પ્રોષિતભર્તૃકા*તો નથી ? કારણ જો પ્રોષિતભર્તૃકા હોય તો તે પોતાના પતિના પ્રવાસના ચિન્હ તરીકે તે પોતાનું માથું ગુંથતી નથી, પણ ખાલી અંબોડો વાળી રાખે છે.આ સ્ત્રીને જમણા પડખામાં એક ચિન્હ છે માટે આ કોઇ અર્ધપુરૂષાતનવાળા વાણીઆની સ્ત્રી જણાય છે. તેને ઇચ્છા પ્રમાણે સંભોગ ન મળવાથી દુઃખી હોય તેમ જણાય છે. તેં ઘણા ડહાપણથી તેની જેવી આકૃતિ છે તેવીજ છબી આળખેલી જણાય છે. ચીતારાએ તેનાં વખાણ કરીને કહ્યું કે તારી વાત સાચી છે. ઉજેણ નગરીમાં એક અનંતકીર્તિ નામનો સંઘવી છે. તેની નામ પ્રમાણે ગુણવાળી નિતંબવતી નામની આ સ્ત્રી છે. તેનું સ્વરૂપ જોઇ મને આ-શ્ચર્ય થયું હતું તેથી એને આળખી છે. કલહકંટકે તેનાં દર્શન કરવાની ઉત્કં-ઠાથી ઉજેણ શેહેરમાં જઇ, પોતાનું નામ ભાર્ગવ એવું રાખી ભિક્ષા માગવાના બહાનાથી તે સ્ત્રીના ઘરમાં પેસી તે સ્ત્રીને જોઇ. તેના દર્શનથી તેના મનમાં વિશેષ કામ વ્યાપ્યો. પછી મુખ્ય પુરૂષો પાસે જઇ પોતે શ્મશાનની ચોકી કરવાનું માગી લીધું. શેહેરનાં માણસોએ તે કામ તેને સોંપ્યું. એટલે તે ગામ બહાર રહેવા લાગ્યો. પછી ત્યાં મડદાને શરીરે વિ-ટાળેલાં જે વસ્ત્રો ભાર્ગવને મળતાં તે કોઇ અર્હંતિકા નામની આર્યાને આપી, તેની સેવા કરવા લાગ્યો, અને તે દ્વારા એકાંતમાં નિતંબવતીને શ્મશાનમાં બોલાવી. નિતંબવતીએ તેનો તિરસ્કાર કરી પોતે આવવાની

* જેનો પતિ પરદેશ ગયો હોય તેવી.

ના પાડી. પછી તેણે વિચાર્યું કે કુલવતી સ્ત્રીઓના શીયલવ્રતનો ભંગ આર્યાદ્વારા થવો મુશ્કેલ છે. આમ જાણી એકાંતમાં તેજ દૂતીને શિખવ્યુ કે ફરીથી તું અનંતકીર્તિની સ્ત્રી પાસે એકાંતમાં જઈને કહે કે, સંસારમાં દોષ દેખવાથી મુક્તિ માટે સમાધીમાં રહેવાવાળાં મનુષ્યો કુલીન ભાર્યાના શીયલ વ્રતનો ભંગ કરે એમ કેમ કહી શકાય? તારી પાસે ઉદાર સમૃદ્ધિ છે, રૂપ પણ મનુષ્ય કરતાં વિશેષ છે અને તારી અવસ્થા ઉગતી છે. તેથી બીજી સ્ત્રીની માફક તારામાં પણ ચપલપણું આવ્યું છે કે નથી આવ્યું? તે વિષે તેણે પરીક્ષા કરી હતી. તારો આવી રીતનો શુદ્ધ સ્વભાવ જોઇને હું રાજી થઇ છું. હવે તુંને પુત્રવાળી જોવાને હું ઇચ્છા રાખું છું.

તારા પતિમાં કોઇ ગ્રહ રહ્યો છે તેથી તે પાંડુરોગી થઇને દુર્બળ રહેવાથી પ્રજા પેદા કરવામાં અસમર્થ છે. તે વિઘ્નનો ઉપાય કર્યા વગર તે પતિથી તુંને પુત્ર મળી શકશે નહિ. માટે મારૂં માની વૃક્ષની વાડીમાં એકલી આવ. તે વખતે હું એક મંત્રવેત્તાને લઇ આવું, તેના હાથમાં તું ગુપ્ત રીતે તારા ચરણ આપજે, એટલે તે ચરણને મંત્રી આપશે. તે ચરણ પ્રણયકોપનો બાનો કરી તારા પતિની છાતિમાં મારજે તેથી તુંને અપરાધ લાગશે નહિ. પતિની છાતિમાં મારેલી પાટુ પતિને ઉત્તમ ધાતુની પુષ્ટિ આપશે તેથી તુંને ઉત્તમ પુત્રનો લાભ થાશે. પછી તારો પતિ તુંને દેવીની માફક અનુસરશે એમાં કશી શંકા કરવી નહિ. આમ તે સ્ત્રીને કહીશ એટલે તે અવશ્ય સ્વીકારશે. રાત્રિએ વૃક્ષવાડીમાં હું જઇશ અને તું પણ તે સ્ત્રીને લઈ આવજે. એટલાથીજ તેં મારો અનુગ્રહ કર્યો કહેવાશે. તેણે તે પ્રમાણે સ્વીકારવાથી તે મંત્રવાદી ઘણો રાજી થઈ તે રાત્રિમાજ વૃક્ષની વાડીમાં ગયો. ત્યાં ક્ષુદ્રની આર્યા, નિતંબવતીને પ્રયત્નથી વાડીમાં લઇ આવી, એટલે પેલો તેનો પગ પકડતો હોય તેમ કરી એક સુવર્ણનું ઝાંઝર કાઢી લઈ, છરીથી તેના સાથળના મૂળમાં એક છરકો કરી ઉતાવળથી નાસી ગયો. નિતંબવતીએ ઘણી ભય પામી પોતાના અન્યાયને ધીઃકારતી, આર્યાને મારતી હોય તેમ ત્યાંથી ઘેર જઇ, પોતાનું વ્રણ ધોઇ, તે ઉપર પાટો લગાવી, તાવના બાનાથી બીજું ઝાંઝર પણ કાઢી, એકાંતમાં શયન કરીત્રણ ચાર દિવસ કાઢી નાંખ્યા. તે ધૂર્ત તે ઝાંઝર લઈ વેંચવા માટે અનંતકીર્તિ પાસે ગયો. શેઠ ઝાંઝરને જોઇ

બોલ્યા કે આ ઝાંઝર તો મારી સ્ત્રીનું છે. તુંને આ ઝાંઝર ક્યાંથી મળ્યું? તે કશુંએ બોલ્યો નહિ એટલે શેઠ વધારે આગ્રહથી પૂછવા લાગ્યો એટલે તે બોલ્યો કે મહાજનની સભા સમક્ષ કહીશ. આટલું કહીને ઉભો રહ્યો. પછી શેઠે સ્ત્રીને કહેવરાવ્યું કે તમારાં બન્ને ઝાંઝર મોકલાવો. શેઠાણીએ લજ્જા પામીને ભયથી કહેવરાવ્યું કે આજ રાત્રિએ હું વિશ્રામ લેવા માટે આપણા શેહેરની વાડીમાં ગઇ હતી ત્યાં મારૂં એક ઝાંઝર સાંકળીના બંધનમાંથી છુટી જવાને લીધે પડી ગયું છે તેને આજે સોધ્યું તો પણ તે મળ્યું નહિ. આ તેની જોડનું બીજું ઝાંઝર છે, એમ કહી બીજું ઝાંઝર મોકલ્યું. આ વાર્તા સાંભળી શેઠે ઝાંઝર વેંચનારને આગળ કરી, મહાજનની સભામાં આવી તે ધૂર્તને સાચું બોલવા માટે કહ્યું. એટલે તેણે વિનયથી જણાવ્યું કે તમે તો તે અવશ્ય જાણો છો કે હું તમારી આજ્ઞાથી શ્મશાનની ચોકી કરી, તેમાં મારૂં પેટ ભરૂં છું, અને ત્યાં રહું છું. કદાચ કોઇ લોભીઓ મારા ભયથી રાત્રિમાં મડદાંઓને બાળવા આવશે, એવી શંકાથી રાત્રીને વખતે પણ હું શ્મશાનમાં સુઇ રહું છું. પરમ દિવસે ચિતામાંથી અર્ધ બળેલા મડદાંને જોરથી ખેંચતી એક કાળી સ્ત્રી મારી નજરે પડી. મેં તેને શંકાસહિત પકડી તેના સાથળના મૂળમાં છરીથી મારી ઇચ્છા પ્રમાણે એક ચિન્હ કરી આ ઝાંઝર તેના ચરણમાંથી ખેંચી કાઢયું, અને તે તુર્ત ઉતાવળી ત્યાંથી ભાગી ગઇ. આવી રીતે આ ઝાંઝર મારી પાસે આવ્યું છે હવે તમને ગમે તેમ કરો. શેહેરનાં માણસોએ એકમત થઇ વિચાર કરી તે ડાકણ છે, આમ સિદ્ધ કર્યું એટલે તેનાં પતિએ તે સ્ત્રીનો ત્યાગ કર્યો. તે સ્ત્રી તેજ સ્મશાનમાં આવી, ઘણો વિલાપ કરી, ગળામાં ફાંસી નાંખી મરવા માટે તૈયાર થઇ એવામાં ધૂર્તે પકડીને સમજાવી કે અરે સુંદરિ, હું તારા સ્વરૂપ ઉપર આશક થયો હતો તેથી તુંને બોલાવવા માટે ભિક્ષુકીદ્વારા ઘણા ઉપાયો લીધા, પણ તે સિદ્ધ થયા નહિ એટલે મે ફરી આ ઉપાય આદર્યો છે આપણે જીવન પર્યંત અસાધારણ આનંદમાં રેહશું. તારે શરણે આવેલા આ દાસજન ઉપર તું કૃપા કર. આમ કહી વારંવાર તેના ચરણમા પડી, તેને શોવાર સમજાવી તે અનાથ સ્ત્રીને પોતાને આધીન કરી. માટે કહ્યું છે, કે કઠિન વસ્તુ પણ બુદ્ધિથી બની શકે છે, જેથી સઘળાં કાર્ય પાર પડે છે.

આ સાંભળી બ્રહ્મરાક્ષસે મારાં વખાણુ કર્યાં, તેજ ક્ષણે આકાશમાં-થી યુવાવસ્થામાં આવતા બપોરીઆના અંકુર જેવાં સ્થૂળ અશ્રુનાં બીંદુઓ અને મોતી નિચે પડયાં. આ શું? એમ કહી ઉંચી નજર કરીને મેં જોયું તો કોઇએક આમ તેમ શરીરને ઉછાળતી સ્ત્રીને એક રાક્ષસ ખેંચી જતો હતો તે મારી નજરે પડયો કે તુર્ત મારા મનમાં ઘણો સંતાપ થવા માંડયો કે, આ અનાચારી રાક્ષસ આ સ્ત્રીને તેની રજા વગર કેમ લઇ જતો હશે? હું તેની પાછળ આકાશમાં ઉડવા શક્તિમાન્ થયો નહિ. એવામાં જે બ્રહ્મરાક્ષસની સાથે મારે ભાષણ વિ-ગરેનો સંબંધ થયો હતો, તે બ્રહ્મ રાક્ષસ તુર્ત તે રાક્ષસને કહેવા લા-ગ્યો કે અરે પાપી, ઉભો રહે, ઉભો રેહે, કયાં હરણ કરી જાય છે! આમ તેનો તિરસ્કાર કરી, તેની સાથે લડાઇ કરવા લાગ્યો. તે રાક્ષસે ક્રોધને લીધે તે સ્ત્રીનો વગર દરકારે ત્યાગ કર્યો એટલે આકાશમાંથી અમરલતાની માફક તે સ્ત્રી નિચે પડવા લાગી. મેં ઉંચું મુખ કરી બેહાથ પોહોળા કરી તે વતી તેને ઝીલી લીધી. તે ધ્રુજવા લાગી અને પોતાની આંખો મીચી ગઇ. મારા શરીરના સ્પર્શ થવાથી તે સ્ત્રીના અં-ગનાં રૂવાડાં ઉભાં થયાં. હું તે સ્ત્રીને મારા હાથમાં પકડી ઉભો રહ્યો. પેલા બે રાક્ષસો પણ પર્વતના શિખરવતી ઉતાવળથી ઉખેડી નાંખેલા ઝાડવતી અને મુષ્ટિના પ્રહારવતી પરસ્પર એક બીજાને મારવા લાગ્યા. હું એક ઘણાં કોમળ થોડાં પુષ્પો જયાં વેરાએલાં હતાં એવા સરો-વરના કિનારા ઉપર તે સ્ત્રીને નિચે મૂકી, તેને ઇચ્છાથી જોવા લાગ્યો. તો તે મારી પ્રાણપ્રિયા રાજકન્યા કંદુકાવતી જણાઇ. તેથી મેં તે સ્ત્રીને શાંત કરી કે તુર્ત તે આડી આંખથી મને બરોબર નિરખી 'આ મારા સ્વામી છે' આમ ખાતરી કરી, કરૂણા ઉપજે એવી રીતે રૂદન કરતી બોલી–હે સ્વામિનાથ, કંદુકોત્સવમાં જયારથી મને તમારાં દર્શન થયાં ત્યારથી તમારી ઉ-પર મારી પ્રીતિ થઇ હતી. ફરીને મને મારી સખી ચંદ્રસેનાએ તમારા સમાચાર કહી ઘણી સારી રીતે ધીરજ આપી હતી. મારા પાપી ભાઈ ભીમધન્વાએ તમને સમુદ્રમાં નાંખી દીધા, આમ સાંભળી મારી સ-ખીઓ અને પરિજનથી છાની એકલી મરવા માટે વિહાર કરવાની વા-ડીમાં ગઇ, ત્યાં આ નિચ નિશાચર મારા ઉપર આશક થયો. હું તે-નાથી બીની અને તેની માગણીનો તિરસ્કાર કરી ભાગવા લાગી, એટલે

તે મને પકડી ત્યાંથી નાઠો. તમે તેને અહિં આવી રીતે અટકાવ્યો. હું નશીબને લીધે મારા પ્યારાના હાથમાં આવીને પડી. તમારૂં ભલું થાઓ. આ સઘળું સાંભળી તે સ્ત્રીની સાથે ત્યાંથી નિચે ઉતરી હું વહાણમાં બેઠો. ત્યાંથી વહાણને છોડયું એટલે તેને સામો પવન લાગવાથી દામલિપ્ત નામના નગર પાસે જઈ ઉભું રહ્યું. અમે વગર શ્રમે ત્યાં ઉતર્યા. ત્યાં રૂદન કરતી પ્રજા તરફથી અમારા સાંભળવામાં એમ આવ્યું કે તુંગધન્વા પોતાના પુત્ર અને પુત્રી નાશ થવાથી અને પોતે વૃદ્ધ તથા અપુત્ર હોવાને લીધે પોતાની સ્ત્રીની સાથે ગંગા નદીના નિર્દોષ કિનારા ઉપર અનશન વ્રત આદરી દેહનો ત્યાગ કરવા માટે જાય છે. આ શેહેરનાં વૃધ્ધ પુરૂષો જેને તેની ઉપર પ્રીતિ છે તે પણ અનાર્થ હોવાથી, તેની સાથે જવા તૈયાર થયાં છે. પછી મેં તે રાજાને જેવી રીતે વાત બની હતી તેવી રીતે કહી બતાવી, તે રાજાને તેના બંને છોકરાં સોપ્યાં. પછી તે દામલિપ્ત શેહેરના રાજાએ મને પ્રીતિથી પોતાનો જમાઈ કર્યો છે, અને તેનો પુત્ર મારે આધીન છે. મારી આજ્ઞા થવાથી તેણે પ્રાણ જેવી ચંદ્રસેનાનો ત્યાગ કર્યો અને તે સ્ત્રી કોસદાસની સેવા કરવા લાગી. હમણાં હું સિંહવર્માને સહાય કરવા માટે અહિં આવ્યો એવામાં આપ હજુરનાં દર્શન થયાં, તેથી મારા નેત્રને આજ સુખના ઉત્સવનો અનુભવ થાય છે. આ સર્વ સાંભળીને રાજા રાજવાહન બોલ્યા "દૈવની ગતિ વિચિત્ર છે." "આણે વખત ઉપર પુરૂષાતન પુષ્કળ બતાવ્યું." આમ કહી મંત્રગુપ્તને હર્ષ દ્દષ્ટિ વડે જોવા લાગ્યા. તેણે કોમળ કર કમળથી જરા પોતાના મુખને ઢાંકી, સ્ત્રીએ મનોહર લાગે તેમ ઉતાવળથી મંત્રગુપ્તના ઓષ્ઠ ઉપર દંતક્ષત કર્યો હતો તેથી તે દુખતો હતો માટે તેણે પોતાનું ચરિત્ર ઓષ્ઠસ્થાની અક્ષર વગરનું કહી બતાવ્યું.

---

# ઉચ્છ્વાસ ૭ મો.

મંત્રગુપ્ત કહેવા લાગ્યો—હે મહારાજ રાજકુમાર, તમે તે પહાડની ગુફામાં ગયા ત્યાર પછી તમને શોધવા માટે હું ફરતો ફરતો એક વખતે કલિંગ દેશમાં જઇ ચડયો. કલિંગ શેહેરની થોડેક દૂર મરી ગએલાં મનુ-

ડ્યોને બાળવાનું એક સ્મશાન હતું, તેમાં એક મોટું ઝાડ હતું. તેનાં ઘણાં કોમળ પાંદડાંની પથારી કરી, તે ઉપર બેઠો. પછી નિદ્રાથી આંખ મીચાણી એટલે સુઇ ગયો. કાલ રાત્રિના કેશ સમાન અંધકાર વર્ષી રહ્યું હતું, રાક્ષસો આમ તેમ ફરતા હતા, ઝાકળ વર્ષી રહી હતી, મનુષ્ય માત્ર પોતાના ઘરમાં દબાઇ રહ્યાં હતાં, પક્ષિઓ વૃક્ષની ઘાટી શાખામાં લપી રહ્યાં હતાં. આવી રીતે ઘણી શિતળ અર્ધ રાત્રિનો સમય થયો તે વખતે મારા નેત્રમાં નિદ્રા આવી હતી, એવામાં નિચે પ્રમાણે મારા સાંભળવામાં આવ્યું કે આ ખળ મૂર્ખ સિદ્ધપુરૂષ પોતાની ક્રીડા કરવાનો વખતે મને હુકમ કરે છે, અમર્યાદ પ્રેમથી આવી રીતે મને પીડા કરે છે અને મને મંત્રથી ખિલ્લી લે છે. આ નિચ મંત્રવેત્તાને કોઇ મોટો શક્તિમાન્ સિદ્ધ મળે તો તે તેને વિઘ્ન કરી શકે. આમ તે મંત્ર વેત્તાના કિંકરે (ચાકરે) પોતાની સ્ત્રીને ઘણા ભયથી કહ્યું. તે સાંભળી એ સિદ્ધ કોણ છે? સિદ્ધિ શું? અને નોકર મારફતે તે શું કરશે? આ સઘળું જાણવાની મારા મનમાં ઇચ્છા થઇ તેથી તેનો ચાકર જે દિશામાં ગયો હતો, તે દિશાએ જરા દૂર ગયો. એવામાં એક પુરૂષને દીઠો. આના શરીર ઉપર માણસનાં હાડકાનાં આભૂષણો ઝુમી રહ્યાં હતાં, શરીરપર અગ્નિમાં બળી ગએલા કાષ્ટની ભસ્મ ચોળી હતી, તેની જટા વિજળી જેવી પીળા રંગની હતી, તે વારંવાર ચટચટ શબ્દ કરતા તલ અને બીજા તૈયાર કરેલા પદાર્થોનો અગ્નિમાં હોમ કરતો હતો. જ્યારે અગ્નિમાં જુદા જુદા કાષ્ટના કોળીઆ પડવાથી અગ્નિનું તેજ વૃદ્ધિ પામ્યું તેથી વનમાં જે અંધારૂં હતું તે દૂર થઇ ગયું. ત્યારે શું કરવાનું છે? આજ્ઞા કરો? આમ કહી બે હાથ જોડી તેની પાસે તેના સન્મુખ આવીને તે ઉભો એટલે ઘણા નિર્દય મનના તે બ્રાહ્મણે આજ્ઞા કરી કે—જા, કલિંગ-દેશના રાજા કર્દનની પુત્રી કનકલેખાને તેને ઘેરથી અહિં લઇ આવ એટલે તે તુર્ત તે કન્યાને લઇ આવ્યો. આ વખતે તે કન્યા અત્યંત ત્રાસ પરાયણ થઇ, ગળગળા* કંઠથી રૂદન કરતી ત્યાં આવી. તેનું મન કષ્ટથી આકુળ વ્યાકુળ થઇ ગયું હતું તેથી ઓ બાપ, ઓ મા, આવી રીતે કળકળાટ કરતી હતી. પછી જે ઉપરથી કરમાઇને પુષ્પનો મુકુટ નિચે પડી ગયો હતો એવા કન્યાના છુટેલા અંબોડાવાળા કેશને પકડી, મંત્રવાદી તરવારવતી તેનું માથું કાપવાને તૈયાર થયો કે મેં એકદમ તેના હાથમાંથી તરવારને

ઝોંટી લઇ, તેનાવતી તે મંત્રવાદીનું માથું કાપી લીધું. પછી તે જટાવાળું માથું પાસે એક જુનું ઝાડ હતું તેની શાખાના કોટરમાં મૂક્યું. તે રાક્ષસ આ સર્વ જોઇ પોતાની પીડા દૂર થવાથી ઘણો રાજી થઇને બોલ્યો. આ દરિદ્રી અમને દુઃખ આપતો હતો, તેના દુઃખને લીધે અમને રાત્રિમાં કોઇ દિવસ નિદ્રા આવતી નહિ. તે અમારો તિરસ્કાર કરતો, ભય બતાવતો અને ન કરવાનું કરવાને કહેતો. માટે હે કલ્યાણ મૂર્ત્તિ, આ મનુષ્ય કાકને તીવ્ર વેદના આપનારા નરકના રસનું જ્ઞાન કરાવવા માટે યમરાજની પુરીમાં મોકલ્યો એ આપે સારૂં કર્યું. આપ દયાનિધિ અનંત પ્રતાપીની કોઈ પણ આજ્ઞા ઉઠાવવાને આ માણસ ઇચ્છા રાખે છે. માટે વખત જવા દ્યો મા. આજ્ઞા કરો? આમ બોલી મને પ્રણામ કર્યા એટલે મેં આજ્ઞા કરી કે નાના કાર્યમાં ઘણો મોટો આદર કરવો, આ સત્પુરૂષનો ચલાવેલો માર્ગ છે. તું જો આમ કરવાને ઇચ્છા રાખત નહિ તો આ નમ્ર શરીરની, અકૃત્ય કરનારા મંત્રવાદીથી ઘણા દુઃખને પામેલી અને દુઃખ પામવાને પણ ઉચિત નહિ એવી આ કન્યા મરી જાત, માટે તેને, તેને ઘેર મૂકી આવ. આ કાર્ય મારા મનને અતિ આનંદ આપનારૂં છે, બીજું કંઇજ નથી. તે સાંભળી કાનના ઉપરના ભાગમાં મૂકેલાં નીળ કમળનું આચરણ કરતી, ધીર અને ચંચળ કીકીવાળા નેત્રને વારંવાર જરા વાંકાં ફેરવતી, કામના બાણ જેવી વાંકી વળેલી ભ્રૂકુટીને લલાટરૂપ રંગ મંડપમાં લીલા કરવાથી આળસુ જણાય તેમ રમાડતી, જેના કપોલના ભાગ રોમાંચિત થએલા હતા એવી, પ્રેમ અને લજ્જાના મધ્ય ભાગમાં રહેલી, ચરણના વાંકા નખની કાંતિરૂપી ચંદ્રિકા વડે જેમાં મુખકમળ વાંકું દેખાતું હતું એવી ભૂમિને ખોતરતી, ઓષ્ઠરૂપિ કુમળા પાંદડાંનું ઉલંઘન કરનાર, હર્ષના અશ્રુજળની ધારાના બિંદુઓથી સ્તનના કિનારા ઉપર ચોપડેલું ચંદન ભીંજાએલું હોવાથી તેને શુષ્ક કરતાં મધ્યમાંથી બહાર નિકળતા હૃદય રૂપ નિશાનને પાડવામાં કામબાણના વેગનું આચરણ કરનારા મંદ મંદ પવન વડે જેના દાંતનાં કિરણો ચળાયમાન હતાં એવી તે કન્યા કોયલના જેવા મધુર અક્ષરો નિચે પ્રમાણે બોલી. આર્ય, આ દાસીને કાળના હાથમાંથી છોડાવીને શા માટે પ્રીતિરૂપ પવનથી વ્યાકુળતારૂપ તરંગવાળા કામ સમુદ્રમાં નાંખો છો? આપે મને આપના ચરણકમળના પરાગની કણિકા સમાન જાણવી જોઈએ. આપને આ મનુષ્ય ઉપર જો

દયા હોય તો તમારા ચરણુની સેવા કરવામાં આ માણુસને અનન્ય દાસી ગણો. કન્યાના મંદિરમાં રહેવાથી છાની વાર્તા ઉઘાડી થઇ જાય તો અનર્થ થાય, આવી શંકા રહેતી હોય તો તે કંઇ રાખવી નહીં. કારણ કે ત્યાં મારી સખીઓ અને ચેટીઓ ઘણી સ્નેહી છે. માટે કોઇ જાણી શકશે નહિ એવી રીતે તે યત્ન કરશે. પછી કામદેવે પોતાનું બાણ કર્ણ સુધી ખેંચીને નિર્દયતાથી મારી છાતીમાં માર્યું તેથી તે સ્ત્રીના કટાક્ષ રૂપ લોઢાની બેડીમાં સીકલાઇ જવાને લીધે તે કિંકર તરફ નજર કરીને બોલ્યો. આ ચક્રજંઘા* જે પ્રમાણે કહે છે તે પ્રમાણે નહિ કરૂં તો કામદેવ એક ક્ષણમાં મારી માઠી દશા કરશે, માટે આ હરિણનયનાની સાથે મને પણ લઇ ચાલ. એટલે તે રાક્ષસે શરદ્ ઋતુના મેઘ જેવી શ્વેત દેખાતી તે કન્યાની હવેલીએ મને પહોંચાડયો. હું ત્યાં કન્યાની આજ્ઞાથી કેટલીએક ઘડી અગાશીના ભાગમાં કન્યાના દર્શનથી અધીર બનીને બેસી રહ્યો. તે કન્યાએ અંદર જઇ, ઇચ્છા પ્રમાણે સુતેલી કેટલીએક કન્યાઓને પોતાના હાથનાં તળીઆં હળવે હળવે અડાડી, જગાડીને તેઓને પોતાની વાર્તાથી માહિતગાર કરી. પછી તે કન્યાઓ મારી પાસે આવીને બોલી—હે મહારાજ, આપ સૂર્ય જેવા છો. આપ જેવાની નજર પડવાથી આ કન્યા જીવતી રહી, નહિતર તે મરી જાત. કામદેવે પ્રેમ રૂપી અગ્નિની સાક્ષીએ આ કન્યા તમને અર્પણ કરી છે. માટે પ્રીતિથી આ અદ્ભુત રત્નવડે આપનું મેરૂપર્વત જેવું હૃદય શણગારો. આ સ્ત્રીના સ્તનને દૃઢ આલિંગન કરી, તેને કૃતાર્થ કરી, તેની સખીઓને પણ કૃતાર્થ કરો. આવી રીતે ચતુરતાને વાપરતી સખીઓ સાથે હું મજબૂત સ્નેહપાશબાંધી લચેલા અંગવાળી કન્યાનીસાથે હંમેશાં વિહાર કરતો હતો, એવામાં ઘાટા પુન્નાગના ઝાડના રસ પીવાની લાલસાથી ભમરા ઘાટા પુન્નાગના વૃક્ષનું ઉલ્લંઘન કરવા લાગ્યા તેથી તે મ્લાન થયાં. ચંદનનાં ઝાડ શોભાયમાન અરણ્યભૂમિના લલાટમાં તિલકની શોભા બતાવવા લાગ્યાં, કામરાજાએ ઉઘડેલી કળીવાળાં કરેણનાં ઝાડરૂપિ સુવર્ણનું છત્ર સ્વીકાર્યું. દક્ષિણનો પવન આંબાની મંજરીને, ભમરાને અને કળીઓને બોલાવવા લાગ્યો, કોયલના સ્વર સાંભળવામાં પ્રીતિવાળી સ્ત્રીઓની સાથે

---

* રથના પૈડા જેવી ગોળાકાર જાંઘવાળી.

રતિ રૂપિ રણસંગ્રામ કરવામાં મુખ્ય તૈયારી કરાવનાર, મર્યાદાવાળી કન્યાના અંતઃકરણમાં ઘણી કામ પ્રીતિ થવાથી લજ્જાને દૂર કરતો, દર્દુર પર્વતના કિનારા ઉપર ઉગેલા ચંદનના ઝાડને આલિંગન કરવાથી ઘણા શીતળ થએલા પવન રૂપી આચાર્યે વડે જુદી જુદી લતાને નૃત્ય લીલા શીખવતો એવો, વિરહી મનુષ્યને દુઃખ આપનાર વસંત રૂતુનો સમય આવ્યો. એટલે રાજા પોતાની સ્ત્રી અને સમસ્ત પરિજન સહિત શેહેરના માણસોને લઇ તેર દિવસ સુધી વનક્રીડા કરવાની ઈચ્છાથો સમુદ્રના કિનારા ઉપર આવેલા વનમાં ગયો. ત્યાં સૂર્યનાં કિરણો આવી શકતાં ન હતાં, ગુંજારવ કરતા ભ્રમરાઓના ગણ ઉપર બેસવાથી નમી ગએલી લતાના આગલા ભાગ રેતીની સાથે અડીને રહ્યા હતા. ત્યાં ગીત અને સંગીતમાં લીન થએલી હજારો સ્ત્રીઓની સાથે રાત્રિદિવસ શૃંગાર ક્રીડા કરવાથી કામ ઘણો વૃદ્ધિ પામ્યો હતો. રાજા કામના સ્પર્શ કરવાથી અત્યંત રાજી થવાને લીધે પ્રીતિ અને તૃષ્ણામાં લીન થયો હતો. આ તક જોઇ આંધ્ર દેશના રાજા **જયસિંહ** વહાણ મારફતે અપાર સેનાને ત્યાં લઇ આવ્યો, અને તે રાજાને તેની સ્ત્રી સહિત પકડી કેદ કરી, તેની સાથે ભયથી ચંચળ નેત્રવાળી મારી પ્યારી **કનકલેખા**ને પણ પોતાની સાથે લઇ ગયો. તે વખતે મને કામઅગ્નિથી મનમાં દાહ થવાને લીધે ભોજનની ચિંતા પણ થઇ નહિ. મારા શરીરનું તેજ ઝાંખું પડી ગયું અને હું મારી સ્ત્રીના વિચારમાં પડયો કે કલિંગના રાજા, તેની સ્ત્રી અને તેની પુત્રી શત્રુના હાથમાં ગયાં. **જયસિંહ** તે કન્યાના દર્શનથી અવશ્ય અધીર બની તેની સાથે પોતાનાં લગ્ન કરશે અને તે સ્ત્રી પતિવ્રતા છે માટે સહન કરી શકશે નહિ તેથી ઝેર અથવા બીજા રસ આદિ ખાઇ અવશ્ય મરણ પામશે. જ્યારે તે મરશે ત્યારે કામ, આ મનુષ્યને પણ જીવતો જવા દેશે નહીં, માટે હવે શું કરવું ?

એવામાં કોઇ એક બ્રાહ્મણ આંધ્ર નગરમાંથી આવતો નજરે પડયો. તેણે એવી વાર્તા કહી કે **જયસિંહે** તે રાજાને અનેક દુઃખ આપી છેવટ મારવાની ઈચ્છા કરી, પણ તેની પુત્રી **કનકલેખા**ના દર્શનથી લોભાઇ રાજા ઉપર દયા લાવીને માર્યો નથી. તે કન્યાના શરીરમાં એક યક્ષ ભરાયો છે, તેથી તેની પાસે બીજો કોઇ પુરૂષ રહી શકતો નથી.

રાજા તે યક્ષને દૂર કરવાની આશાથી ઘણા મોટા મંત્રવાદીઓને ભેળા કરી બહુ મહેનત લે છે પરંતુ તેનાથી કંઇ પણ સિદ્ધિ થતી નથી. આવી રીતે બ્રાહ્મણ પાસેથી 'કન્યા જીવે છે' આમ મને આશા મળી એટલે એક શ્મશાનમાં મોટું પુરાતની વૃક્ષ હતું તેની શાખાના કોતરમાં જટાનો જથો હતો તે બહાર કાઢી, માથા ઉપર બાંધી, બ્રહ્મચારિનો વેશ લઇ, શરીર ઉપર ગોદડી, ચીંથરાં વીંટી કેટલાએક નવા શિષ્યો કરી, તેને સાથે લઇ અતિ આશ્ચર્યકારક ક્રીયાઓ મનુષ્યોને બતાવી, વિશ્વાસ પહોંચાડી તે માણસો પાસેથી અન્ન અને વસ્ત્ર લઇ પોતાના શિષ્યોને આપી ઘણા રાજી કર્યા. પછી કેટલાએક દિવસો વિત્યા કેડે હું આંધ્ર નગરમાં ગયો. તે શેહેરની નજીકમાં એક સરોવર હતું. તેના કિનારા ઉપર ઉતારો કર્યો. આ તળાવ સમુદ્ર જેવું મોટું હતું. કલહંસના સમુદાયથી ભાંગી ગએલાં કમળનાં પાત્રામાંથી કેસરાના કકડાઓ પડવાથી જરા વિચિત્ર રંગનું દેખાતું હતું અને તેના ઉપરના ભાગમાં સારસની હાર બેઠી હતી. પછી મારા શિષ્યોએ મારી સમગ્ર વિચિત્ર ચેષ્ટાઓ રાજાને કહી તેનું મન આકર્ષણ કર્યું, તેથી ધૂર્તનિપુણ એવો જે હું તેની કીર્તિ માણસો ઠામે ઠામ નિચે પ્રમાણે ગાવા લાગ્યાં કે જીર્ણવનસ્થલીના તળાવના કિનારા ઊપર એક બ્રહ્મચારી ઉતર્યો છે. તે ભૂમિ ઉપર સુઇ રહે છે, તેને ચારે વેદ, તેનાં છ અંગ તથા તેનું રહસ્ય જીભના ટેરવા ઉપર રહેલું છે. બીજાં શાસ્ત્રો જેઓને નહિ આવડતાં હોય તેઓને તે તે શાસ્ત્રના અર્થનો ખુલાશો તેની પાસેથી મળશે. આના મુખમાં અસત્યની વાતજ નથી. તે દયામૂર્તિ છે. દિક્ષા પોતે તે બ્રહ્મચારીના આશ્રયથી પોતાને કૃતાર્થ માને છે. કેટલાએક તેના ચરણની રજ પોતાના મસ્તક ઉપર નાંખવાથી પોતાની અનેક પીડાઓ, જે પીડાઓ વૈદ્યોથી પણ દૂર થઇ શકતી નથી તેવી પીડા દૂર થાય છે. તેના ચરણનું ધોએલું જળ મસ્તક ઉપર ચડાવવાથી કલંક માત્ર દૂર થાય છે અને મંત્ર વેત્તાના મંત્રનું ઉલ્લંઘન કરનારા વક્ર ગ્રહ અને તારાઓ પણ એક ક્ષણમાં શાંતિને પામે છે. તેની શક્તિ કેહેવી છે? તે જણાઇ શકાતું નથી. આવી વાર્તા અનેક મનુષ્યોમાં પ્રસરી. કનકલેખામાં યક્ષ હતો તે કાઢવા માટે રાજાને ઘણી ઇચ્છા હતી. તે રાજાનું પણ આ લોકાવાણીએ આકર્ષણ કર્યું. તે રાજા દરરોજ મારી પાસે આવતો અને ઘણા આદરથી શિષ્યોને ધન વિગેરે આપી રંજન

કરવા લાગ્યો. એક દિવસે વખત મળ્યો એટલે પોતાના ઈષ્ટ સાધન માટે હળવે રહીને મારી પાસે માગણી કરવા લાગ્યો. હું ધ્યાનથી ધીર થઇ તેની સ્થિતિ ઉપરથી તેની બુદ્ધિને જાણી લઇ, તેની સામું બરાબર જોઇ, વિચાર કરીને બોલ્યો. હે ભાઇ, આ પ્રયત્ન ઘણો ઉચિત છે. સમગ્ર શુભ લક્ષણવાળી આ કન્યા રત્નને તેં મેળવ્યું છે, તે ક્ષીરસાગરરૂપી કટિમેખલાથી શોભાયમાન ગંગા આદિ હજાર નદીઓરૂપ હારથી અલંકૃત પૃથ્વી રૂપ પ્રમદાને મેળવવામાં એક સાધન છે. ક્રીડા કરતાં નીળકમળ જેવાં નેત્રવાળી આ સ્ત્રીમાં જે યક્ષ છે, તે યક્ષ કોઇ મંત્રવાદી મળશે તો રહેશે નહિ. માટે ત્રણ દિવસમાં તે યક્ષને કાઢવાને હુ પ્રયત્ન કરીશ, આમ કહ્યું. તે સાંભળીને તે પોતાને ઘેર ગયો. પછી દર રાત્રીએ ચંદ્રમાના અજવાળીઆમાં જ્યારે લેશ પણ અંધારૂં રહેતું નહિ અને દશે દિશા ઉજ્વળ થઇ જતી હતી તે વખતે જ્યારે સમગ્ર મનુષ્ય નિદ્રારૂપ બેડીમાં સીકળાઈ જતાં, ત્યારે હું બહાર નિકળી ઘણી મહેનતથી તળાવના કિનારાના એક ભાગમાં ઉતરવાના પગથીઆની પાસે એક કોદાળીવતી તેની અંદર એક મોટું કાણું પાડતો. તે એવી રીતે પાડયું હતું કે જલમાંથી તે અંદરના બાકામાં જવાય અને ઉપરથી છિદ્ર જણાય ન હ તેવું કર્યું હતું. તેના કિનારાના ભાગમાં મોટી પાટ અને ઇંટથા છિદ્રનું ઉપરનું મુખ ઢાંકી દીધું જેથી મનુષ્ય જાણી શકે નહિ. આવો નિશ્ચય કરી પ્રભાત થયું એટલે સ્નાનથી શરીરને સારૂં કરી નક્ષત્રની માળાના અગ્રભાગમાં ગુંથેલા રત્ન જેવા રાત્રિના અંધકારરૂપ મોટા હસ્તિને ચિરવામાં સિંહ જેવા મેરૂ પર્વતના શિખરરૂપ, રંગમંડપમાં નૃત્ય કરવામાં નટસમાન, આકાશ સમુદ્રના ધાટા તરંગ ઉલ્લંઘન કરવામાં મકર, કાર્ય અને અકાર્યના સાક્ષી, પૂર્વદિશારૂપ પ્રમદા સાથે સંગ કરવાથી તેના અંગમાં લગાવેલા અંગરાગથી રાતા થએલા ભગવાન્ સૂર્ય નારાયણ ઉદય થયા, તેને રક્તકમળ અર્પણ કરી તેની સેવા કરી હું પોતાને ઉતારે આવ્યો.

ત્રણ દિવસ ગયા પછી અસ્તાચળ પર્વતના શિખર ઉપરના મેરૂવાળા કિનારા જેવાં સાધારણ કાંતિવાળાં હિમાચળની પુત્રી પાર્વતીએ તિરસ્કાર કરવાથી શંકરે ઉત્પન્ન કરેલી સંધ્યારૂપ પ્રમદાના રક્તચંદનથી પૂજાએલા એક રતન જેવો દેખાતો સૂર્ય અસ્ત થવા લાગ્યો. એટલે તે રાજા મારી પાસે આવી મારા ચરણ નખની કાંતિમાં પોતાનું મસ્તક

મુકુટ નમાવી બે હાથ જોડીને ઉભો રહ્યો એટલે મે કહ્યું. ઘણું સારૂં થયું ! મને ઇષ્ટ સિદ્ધિ પ્રત્યક્ષ જોવામાં આવી ? જે મનુષ્ય દરકાર વગરનો છે તેવા મનુષ્યને લક્ષ્મી મળતી નથી. ઉદ્યમી મનુષ્યોના હાથમાં પાસેજ નિરંતર કલ્યાણ રહેલાં છે. કારણ કે તારા ઘણા ઉત્તમ સદાચરણથી, તારામાં કલંક ન જોવાથી અને મને અતિ આદર આપવાથી મારૂં મન ઘણું રાજી થયું છે. મેં તળાવને એવી રીતે સાફ કરેલું છે, કે જેમાં આજજ તુંને સિદ્ધિ મળશે. આજ અર્ધ રાત્રિ ગયા પછી તારે તેમાં ઉતરવું, ઉતર્યા પછી શરીરમાં અંદર રહેલા પ્રાણને રોકી શકિત પ્રમાણે તે પાણી ઉપર શયન કરવું. પછી જલના તરંગ ફીનારા સાથે અથડાશે તેથી કમળના ડાંડા ચલાયમાન થશે. તેના અગ્ર ભાગમાં રહેલા કાંટામાં શરીર ભરાવવાથી રાજહંસ ત્રાસથી ગળગળા થઈને ચિત્કાર શબ્દ કરશે, તે શ્રવણ કરવામાં મનુષ્યો પોતાનું મન આપશે, એવામાં ક્ષણએકમાં સાંભળવા લાયક પાણીમાંથી શબ્દ થશે. પછી જલનો શબ્દ શાંત પડી જશે અને તું જલથી ભીને શરીરે બહાર નિકળજે. તારી આંખો જરા લાલ થઇ જશે. તુંને જોઇ મનુષ્ય માત્ર આશ્ચર્ય પામશે. તેમ તુંને જોઈ-ને તે યક્ષ પણ તારી પાસે ઉભી શકશે નહિ અને કન્યાનું મન તારી સાથે અદ્‌ભુત સ્નેહ રૂપ સાંકળથી બંધાઇ જશે. પછી એક ક્ષણમાં કન્યા તારાં દર્શન કરવા માટે આતુર થાશે. આ ભૂમિમંડળ તારા હાથમાં આવશે. શત્રુ માત્રનો નાશ થઇ જશે તેમાં જરાય શંકા નથી. માટે તારી જો તેમ કરવાની ઇચ્છા હોય તો અનેક શાસ્ત્રના જ્ઞાનથી ધીર બુધ્ધિના અધિકારી અને બીજા હિત ઇચ્છનારા મારફતે તળાવનું તળીયું દેખાય તેમ યથેચ્છ ચોખું કરાવી, આ તળાવથી ત્રીશ ડંડને છેટે પોતાની સેનાની મારફતે ચોકી કરાવજે આમ મેં કહ્યું. પણ શત્રુઓ છિદ્રમાંથી શું કરે છે ? તે કોણ જાણી શકે. આ મારૂં કહેવું તેને સારૂં લાગ્યું. તેના કાર્યભારી વિગેરેએ રાજાની કન્યા ઉપર અત્યંત નિશ્ચય પ્રીતિ છે એમ જાણી તે બાબતમાં ના પાડી નહિ. તેમ જે છિદ્ર પાડેલું હતું તેની પણ તેઓને ખબર ન હતી. પછી રાજાએ તેવી રીતે કરવાની કબુલાત આપી, તળાવમાં ઉતરવાની ઘણી ઇચ્છા બતાવી એટલે મેં તેને કહ્યું. હે રાજન્, આપ અહિં ઘણી વાર થયા ઉભા છો. આપણે એકાંતમાં ઘણી વાર ઉભું રહેવું તે અનુચિત ગણાય ? તમે મને સફળ જોશો અર્થાત્

તમારૂં કામ મારાથી ફત્તેહમંદી વાળું થશે. જે દેશમાં મને કોળીઓ અનાજ મળેલું છે. તેનું ભલું ન કરૂં તો મારી ગતિ આર્ય લોકોમાં નિંદા પાત્ર થાય. આજ આપણું કામ સિધ્ધ થયું છેજ. અહિં ઘણા દિવસ રહેવાનું કારણ નથી. હવે તું ઘેર જા અને પવિત્ર જલથી સ્નાન કરી શરીરમાં મનોહર ચંદન લગાવ. શ્વેતમાળા ધારણ કર. શરીરમાં ચંદન ચોપડ અને શક્તિ પ્રમાણે બ્રાહ્મણની સેવા કરી રાત્રિ થાય ત્યારે કાકડા કરી, તેલમાં બોળી, સળગાવી ચોતરફ અજવાળું થાય અને અંધારૂ દૂર થાય તેમ અહિં આવી, આરંભેલા કાર્ય માટે યત્ન કરજે. પછી તે રાજા પોતાનું કૃતજ્ઞપણું બતાવવા બોલ્યો. આ સિદ્ધિને હું સિધ્ધ ગણતો નથી, કારણ કે આપ હંમેશાં મારી પાસે રહેશો નહિ. આવી રીતે કોઇએ પણ દુનિઆમાં ઉદાસીન પણું રાખવું તે દુઃખદાયક છે. કારણ કે આ ઉદાસીનતા અનપરાધિ મનુષ્યોનો પણ ત્યાગ કરાવે છે. મોટા માણસોની વાણીનો અનાદર કરવો યોગ્ય નહિ, માટે આ કામ કરીશ. પરંતુ આપ કરતાં બીજાું કંઈ પણ મારે ઇષ્ટ નથી. આમ કહી રાજા પોતાને ઘેર ગયો અને અર્ધ રાત્રિ થઇ એટલે હું ત્યાથી એકાંતમાં તળાવના કિનારા ઉપરના છિદ્રમાં છાનોમાનો છપી રહી ઝીણા કાણામાં કાનને મૂકી ત્યાં ઉભો રહ્યો. અર્ધ રાત્રિ થઇ એટલે રાજાએ મંત્રવાદીની આજ્ઞા પ્રમાણે સઘળી ક્રીયા કરી જગા જગાએ ચોકી ઉભી રખાવી અને પોતે જાળવાળાને બોલાવી તળાવમાંથી કચરો માત્ર કઢાવી નિર્ભય રીતે તેમાં હળવે હળવે ઉતરી નાક તથા મુખને દબાવી છુટા કેશ મૂકીને તળાવને તળીએ ગયો. એટલે ગ્રુડ જેમ હાથીને ખેંચી જાય તેમ તે પાણીમાં સુતો હતો તેના ગળામાં ગોદડીને નાખી, તેને પકડી કાલના દંડ જેવા ભયંકર હાથ તથા પાટુના મારથી નિર્દય રીતે મારી એક ક્ષણમાં બેભાન કરી નાંખ્યો. તે બેભાન થઇ ગયો એટલે તેના શરીરને ખેંચી મારા કરેલા છિદ્રમાં ખોસી દીધો, અને હું પાણીમાંથી બહાર નિકળ્યો. મને બહાર નિકળેલો જોઈ સેના એકદમ ભેળી થઇ ગઈ અને મારો આકાર જુદો જોઇ મનમાં આશ્ચર્ય પામી: પછી હું હાથી ઉપર બેઠો અને મારા ઉપર શ્વેતછત્ર વિગેરે સમગ્ર રાજ્યનાં ચિન્હ ધરી, શોભા કરવામાં આવી. મહા પ્રચંડ છડીદારના દંડ પ્રહારથી મનુષ્યોએ રસ્તામાંથી માર્ગ આપી દીધો એટલે હું તે માર્ગેથી રાજ મહેલમાં ગયો. તે રાત્રિમાં કામ પ્રીતિમાં લીન થ-

વાથી મને નિદ્રા આવી નહિ એટલામાટે તે રાત્રિ મોજ મગ્ન કરી ઉજાગરામાં કાઢી.

લાખના રસથી રંગેલા દિશાના હાથીના મસ્તક જેવા પૂર્વ દિશારૂપ પ્રમદાના રત્નદર્પણ સરખા ભગવાન સૂર્ય નારાયણ મનુષ્યની નજરે પડયા એટલે મેં મારૂં કૃત્ય કર્યું. નિત્ય કર્મ કર્યા પછી અંદર જડેલા કિરણોથી ઉંચાં નિચાં દેખાતાં રત્ન જડિત બેસવા લાયક સિંહાસન ઉપર બેઠો. પછી આચાર પ્રમાણે બરોબર જોનારા, પાસે બેસનારા, સહાયક વર્ગના મનમાં શંકા થઇ હતી તેને બોલાવીને મેં કહ્યું—આ મુનિની શક્તિ જુઓ. ઇંદ્રિયજીત સંન્યાસીના મંત્રબળથી કમલ વડે અલંકૃત હર્ષવાળા ભ્રમરગણથી મંડિત તે સરોવરમાં મારા શરીરની કાંતિ નેત્રને હર્ષદાયક કમળના પત્ર જેવી થઇ ગઇ અને મારો આકાર પલટી ગયો. હવે સમસ્ત નાસ્તિકનું મસ્તક લજ્જાથી નમ્ર થઈ જશે. માટે હમણાં શંકર, બ્રહ્મા, ધર્મરાજ વિગેરે દેવના મંદિરોમાં નૃત્ય ગીત આદિ શરૂ કરાવો.

આપણા ઘરમાંથી યાચકના દુઃખને દૂર કરવા માટે ઉત્તમ ધન વિગેરે દાન તરીકે આપો. આ સાંભળી કાર્યભારી વિગેરે મનમાં અત્યંત આશ્ચર્ય પામીને બોલ્યા. હે જગદીશ, અતિશય જયથી દશ દિશાને પૂરી પોતાના યશથી પૃથુ વિગેરે રાજાના યશને હાથ કરો. આમ વારંવાર વખાણ કરી પોતપોતાનાં કાર્ય કરવા લાગ્યા. એક વખતે મારી સ્ત્રીની અંતઃકરણની સખી **શશાંકલેખા** નામની કન્યા કોઇ પણ કાર્ય માટે મારી પાસે આવી. મેંતેને એકાંતમાં કહ્યું—આ માણસને કેઇ દિવસ કયાંઈ દીઠો હતો! મને જરા જોયો એટલે તે મનમાં ઘણી હર્ષ પામી આ વખતે તેના મનોહર દાંતનાં કિરણો ફેલાઈ ગયાં હતાં. મનોહર કરરૂપ શાખાથી ઓષ્ઠરૂપી કોમળ પત્રને ઢાંકી દીધું હતું. હર્ષનાં અશ્રુજલથી તેનાં નેત્રમાં આંજેલું અંજન ધોવાઇ ગયું હતું એવી તે સ્ત્રી નિચે પ્રમાણે બોલી કે જો આ ઇંદ્રજાળનું કપટ ન હોય તો હું આપને સારી રીતે ઓળખું છું ? આમ કેમ થયું તે મને કહો. આમ સ્નેહપાશ પુરસ્સર મને પૂછયું એટલે મેં તેને સમગ્ર વૃત્તાંત કહી બતાવ્યું. પછી તે સખી દ્વારા મારી સ્ત્રી કનકલેખાને મેં સંદેશો કહેવરાવી તેના મનમાં નિરતિશય આનંદ વર્તાવ્યો અને કલિંગરાજાને કેદમાંથી છોડી મૂકયો એટલે તે રાજાએ અતિ પ્રસન્ન થઇ પોતાની પુત્રી સાથે મારાં લગ્ન કર્યા. ત્યારપછી તે કન્યા સહિત કલિંગ

દેશમાં જઇ કલિંગ દેશનું રાજ્ય ચલાવવા માંડયો. એવામાં અંગરાજા ઉપર શત્રુએ ચડાઇ કરી, એવા ખબર આવવાથી અંગરાજાને સહાય કરવા માટે મોટી સેનાની સાથે હું અહિં આવ્યો. એવામાં આપ મિત્રગણની સાથે બેઠા હતા, આપનાં દર્શન મને પ્રસંગવશથી થયાં છે. માટે અઢળક આનંદ મારા મનમાં છળકી રહ્યો છે.

**રાજવાહન** પોતાના મિત્રમંડળની સાથે તેની કુશળતાનાં વખાણ કરવા લાગ્યો. આ વખતે મંદ હાસ્યનાં કિરણોથી તેનું ઓષ્ઠ કિશલય શ્વેત થયું. પછી વખાણ કરીને બોલ્યો—આ મહા મુનિનું ચરિત્ર આશ્ચર્યકારક છે, અહિં તેને કઠિન તપ કર્યું. હવે નર્મ ભાષણ જવા દ્યો. આજે અત્યંત હર્ષદાયી બુદ્ધિ અને સ્વરૂપ જોવામાં આવ્યું છે. આટલું કહી 'હવે તું આવ' એમ બોલી **રાજવાહને** પ્રફુલ્લિત કમળ જેવી કોમળ દૃષ્ટિ બહુ શ્રુત **વિશ્રુત** ઉપર કરી.

---

# ઉચ્છ્વાસ ૮ મો.

**વિશ્રુત** બોલ્યો—હે મહારાજ, મે પણ વિંધ્યાટવીમાં ભમતાં એક અઢાર વર્ષના છોકરાને કોઇએક કુવાની પાસે દીઠો હતો. તે છોકરો સહન કરી શકે નહિ એવી ભુખ અને તૃષાની પીડાથી ઘણો આતુર હતો. તે મને જોઇ ભયથી ગદ્‌ગદ્‌ કંઠે બોલ્યો. મહાભાગ, મને દુઃખીને સહાય કરો. તૃષાથી મારા પ્રાણ જવાને તૈયાર થયા છે, તે અટકાવવા માટે આ વૃદ્ધ પુરૂષ કુવામાંથી પાણી કાઢતાં તેની અંદર પડી ગયો, તેજ મારૂં શરણ છે. તેને બહાર કાઢી શકવા મારી શક્તિ ચાલતી નથી. તે સાંભળી હું કુવાની પાસે ગયો, અને તેમાં એક લતાનું ગુંચળું સીંચી, તેની અંદરથી તે ડોસાને બહાર કાઢયો. પછી ત્યાં એક લકુચનું ઝાડ એક શરપેક્ષ (બાણ જાય ત્યાં સુધી) ઉચું હતું, તે ઉપરથી પથરો મારી, પાંચ છ ફળ પાડી તે ડોસાને અને છોકરાને ખવરાવ્યાં. વાંસની નળીના અગ્રભાગથી છોકરાને પાણી પાઇ, તેના પ્રાણને સચેત કર્યાં પછી એક ઝાડ નિચે બેસી, મેં તે ઘરડાને પૂછ્યું—હે તાત, આ કુમાર કોણ છે, અને આપ કોણ છો? તમને આ આપત્તિ કેમ આવી? આ

સાંભળી તેની આંખમાં અશ્રુ આવી ગયાં અને ગદ્‌ ગદ્‌ કંઠે કહેવા લાગ્યો-હે મહાભાગ, સાંભળો. વિદર્ભ નામનો એક દેશ છે. તેમાં **પુણ્યવર્મા** નામનો એક રાજા રાજ્ય કરતો હતો. એની કીર્તિ ઘણી પવિત્ર હતી, તે ભોજ વંશમાં ભૂષણ રૂપ હતો. ધર્મનો જાણે અંશાવતાર હતો. ઘણો પરાક્રમી, સત્યવાદી, ઉદાર, વિનયી, પ્રજાનું શાશન કરનાર, અનુચર વર્ગને રાજી રાખનાર, કીર્તિવંત, પ્રતાપી, બુદ્ધિ અને શરીર વડે પ્રતાપી સ્વભાવવાળો, શાસ્ત્રને પ્રમાણ કરનાર, પોતાથી બની શકે તેવા શુભ કાર્યનો આરંભ કરનાર, દ્રવ્ય તથા માન વિગેરેથી વિદ્વાનને અત્યંત આદર આપનાર, સેવક વર્ગને મોટાઈ આપનાર, ભાઇઓને વધારનાર, શત્રુઓનો નાશ કરનાર, વગર સંબંધના બબડાટવાળા, બોલવામાં કાન ન આપનાર, ગુણમાં કોઇ દિવસ પણ તૃપ્ત ન થએલ, કલામાં નિપુણ, ધર્મ અને અર્થને પ્રતિપાદન કરનારા સંધિમાં પ્રેમ રાખનાર, કોઇએ કરેલા પોતાના સ્વલ્પ ઉપકારમાં પણ સામા મનુષ્યનો અત્યંત ઉપકાર માનનાર, ભંડાર તથા ઘોડા વિગેરેનો તપાસ રાખનાર, પ્રયત્નથી સર્વ અધ્યક્ષની પરીક્ષા કરનાર, કાર્ય કરનારાને માન અને ઇનામ આપી ઉત્તેજન આપનાર, દૈવી તથા માનુષી આપત્તિનો ઝટ ઉપાય લેનાર, રાજના છ ગુણ (સંધિ, વિગ્રહ, યાન, આસન, સંશ્રય અને દ્વૈધીભાવ) ના ઉપાય લેવામાં ચતુર અને ચાર વર્ણને મનુના કહેલા માર્ગમાં ચલાવનાર હતો.

આ સો વર્ષ સુધી જીવ્યો. પછી પ્રજાના પાતકને લીધે મોક્ષે ન જતાં દેવતામાં ગણાવા લાગ્યો. આ રાજા પછી તેના પરાક્રમ જેવો પ્રતાપી **અનંતવર્મા** તેની ગાદીએ બેઠો. આમાં સર્વ ગુણ હતા. પરંતુ તે દૈવ બલથી રાજનીતિમાં ઘણો આદર આપતો ન હતો. એક વખતે તેના બાપનો ઘણો માનીતો **વસુરક્ષિત** નામનો કાર્યભારી, જે ભાષણ કરવામાં ઘણોજ ચાલાક હતો, તેણે એકાંતમાં કહ્યું-હે મહારાજ, પરંપરાથી સમસ્ત સંપત્તિઓ આપમાં આવીને વસી છે. એક પણ ઓછી નથી. આપની બુદ્ધિ સહજ ચતુર છે. નૃત્ય, ગીત આદિ કલામાં, ચિત્ર કામમાં અને કાવ્ય વિગેરે શાસ્ત્રમાં વિસ્તાર પામેલી આપની બુદ્ધિ બીજા કરતાં વિશેષ છે. આમ છતાં પણ તે બુદ્ધિ જો વ્યવહાર શાસ્ત્રમાં બહુ સંસ્કારવાળી ન હોય તો તે અગ્નિમાં ન તપાવેલું સુવર્ણ જેમ ઝાંખુ

દેખાય છે અને શોભતું નથી. તેમ હાસ્યાસ્પદ બુદ્ધિ પણ શોભતી નથી. બુદ્ધિ વગરનો રાજા ઘણો મોટો હોય તો પણ શત્રુથી ઘેરાએલા પોતાના સ્વરૂપને જાણીશકતો નથી. તેથી આડાં અવળાં કાર્ય કરી, પોતાના મનુષ્યથી અને પારકા મનુષ્યથી માર ખાઇ પરાજય પામે છે. અપમાનિત મનુષ્યની આજ્ઞા પ્રજાના યોગ (ધન પ્રાપ્તિ) ક્ષેમ (મળેલાનું રક્ષણ) કરવા શક્તિમાન થતી નથી. પ્રજા અપમાન પામેલા રાજાની આજ્ઞાનું ઉલ્લંઘન કરી ગમે તેમ બોલે છે અને ગમે તેમ વર્તે છે. આથી પ્રજાની સ્થિતિમાં ફેરફાર થાય છે અર્થાત્ અમર્યાદ થઇને ભ્રષ્ટ થાય છે. પ્રજા જ્યારે મર્યાદામાં રહે નહિ ત્યારે આ લોકમાંથી અને પરલોકમાંથી પોતાના રાજાને અને પોતાને નરકમાં નાંખે છે. શાસ્ત્રરૂપી દીપથી નજરે પડેલા માર્ગ વડે લોક વ્યવહાર આનંદમાં ચાલ્યો જાય છે, શાસ્ત્ર રૂપી નેત્ર અંતરાયવાળા ઘણા દૂર, ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળના વિષયમાં પાછું હઠતું નથી. જેમ મનુષ્યને શાસ્ત્ર નેત્ર નથી તેને બે મોટી આંખો હોય તોપણ આંધળો સમજવો. કારણ કે તેને વ્યવહાર શાસ્ત્ર જોવાની શક્તિ હોતી નથી, માટે બીજી વિદ્યાના વ્યસનને ત્યાગ કરી, કુલની વિદ્યા જે દંડનીતિ તેને ભણો, તેને ભણી, તે પ્રમાણે આચરણ કરી, પ્રભાવશક્તિ, મંત્રશક્તિ અને ઉત્સાહશક્તિને સિદ્ધ કરો અને એક આજ્ઞા ચલાવી સમુદ્રની મેખળાવાળી ભૂમિનું રક્ષણ કરો. તે સાંભળીને રાજા બોલ્યો-ગુરૂઓએ જે શિક્ષા આપી છે, તે ઉચિતજ છે. હું તેમ કરૂં છું. આમ જવાબ આપી, અંતઃપુરમાં જઇ, પ્રસંગવશથી તે વાર્તા રાજાએ પોતાની પ્યારીને કહી બતાવી, તે સઘળી પાસે બેઠેલાં વિહારભદ્રે સાંભળી. એ, મનુષ્યના મનને રંજન કરવામાં કુશળ હતો, તેથી રાજાનું પ્રેમ પાત્ર હતો. ગીત, વાદ્ય અને નૃત્યની કલામાં પ્રવીણ હતો. પર સ્ત્રી સાથે વિલાસ કરવામાં તત્પર, ચતુર, ઘણો વાચાલ, ઘણી વક્રોક્તિમાં વિશારદ, પરનાં છિદ્ર શોધવામાં પરાયણ, હાસ્ય કરાવનાર, પરનિંદામાં પ્રેમ રાખનાર, ચાડીઆપણામાં પંડિત, કાર્યભારી મંડળ પાસેથી પણ લાંચ લેનારો, સમસ્ત અન્યાયનો ઉપાધ્યાય ( પાઠક ) અને કામ તંત્રનો કર્ણધાર (પાર પહોંચાડનાર) હતો. તે બાલકપણાથી રાજાની નોકરી કરતો હતો, તે હાસ્ય કરીને વિનતિ કરવા મંડયો. હે મહારાજ, કદિ કોઇ દેવતાના અનુગ્રહથી ધનવાન્ થાય તો ધુત્ત લોકો

તેને એકદમ નાના મોટા લોભો બતાવી, તેની નિંદા કરી, પોતાનો સ્વાર્થ સાધી લે છે. કેટલાએક બીજા જન્મમાં મળશે, આવી આશા આપેછે. કેટલાએક કહે છે કે અમે શરીરમાં દર્ભની દોરી બાંધી, કૃષ્ણ મૃગના ચર્મને ઓઢાડી, શરીરમાં માખણ ચોપડી ઉપવાસ કરાવી, એક કોડિમાંથી લાખ સોના મોહોર કરી આપવા તૈયાર છીએ. વગર હથીઆરે શત્રુઓને મારી શકીએ છીએ, વગર સહાયે એકલા મનુષ્યને પણ ચક્રવર્તી કરી શકીએ છીએ, માટે અમારા કહેલા માર્ગમાં જો ચાલે તો આ સર્વ થાય છે. તે સાંભળીને લોકો તેને પૂછેછે. તે માર્ગ કયો છે? એટલે ફરીને તે (ધૂર્ત) બોલે છે. રાજ વિદ્યા ચાર છે. ત્રયી વિદ્યા (વેદ વિદ્યા) વાર્તા વિદ્યા (વ્યવહાર), આન્વીક્ષિકી વિદ્યા (ન્યાય વિદ્યા) અને ચોથી દંડનીતિ વિદ્યા છે,આમાં ત્રયી, વાર્તા અને આન્વીક્ષિકી એ ત્રણ વિદ્યા મોટી છે પણ તેનું ફળ નાનું છે. માટે તે એક તરફ રહી પણ પ્રથમ દંડનીતિનો અભ્યાસ કર. હમણાં વિષ્ણુગુપ્ત આચાર્યે મૌર્યને માટે દંડનીતિ છ હજાર શ્લોકની સંક્ષેપે કરી છે તે ભણી, તે પ્રમાણે જો સારી રીતે આચરણ કર્યું હોય તો કાર્ય બરોબર કરી શકાય છે. તે સાંભળી તે સ્વીકાર કરીને ભણવા માંડે છે અને સાંભળે છે. તે ભણતાં અને શ્રવણ કરતાંજ ઘરડો થઈ જાય છે. નીતિ શાસ્ત્ર ભણતાં અવશ્ય બીજા શાસ્ત્રની ગરજ પડે છે કારણ કે સમગ્ર વ્યાકરણ શિખ્યા શિવાય બીજું શાસ્ત્ર જાણી શકતું નથી. ભલે થોડા કાળમાં અથવા તો ઘણા વખતમાં તે શાસ્ત્ર બરોબર જાણી શકાય; પરંતુ નીતિ શાસ્ત્ર જાણનાર પ્રથમ તો પોતાની સ્ત્રી અને પુત્રનો પણ વિશ્વાસ કરતો નથી. પોતાના પેટ માટે પણ આટલા ચોખામાંથી તેનો આટલો ભાત થશે, આટલા ભાત રાંધવામાં આટલાં લાકડાં જોઇએ. આવી રીતે તોળીને અને વખને વગર તોળીને પણ આપે છે. રાજાએ પ્રભાતમાં ઉઠી મુખ ધોયું ન ધોયું કરી મુષ્ઠિ અર્ધમુષ્ઠિ ખાઇ રાજ્યમાં થએલો સમસ્ત ખરચ દિવસના પ્રથમ આઠમા ભાગમાં સાંભળી લેવો જોઇએ ધૂર્ત અધ્યક્ષો ચાણક્યે બતાવેલા ચોરીના ચાલીશ પ્રકારને પોતાની બુદ્ધિથી હજાર પ્રકારે ગોઠવી રાજાની સમક્ષમાં બમણું ધન હરી લે છે. બીજા આઠમા ભાગમાં પરસ્પર વિવાદ કરનારી પ્રજાના ચિત્કાર શબ્દોથી કાનમાં ઘણી પીડા થાય છે. તે દુઃખમાં તે પોતાનું જીવતર ગાળે છે.

તે વખતે વકીલ વિગેરે પોતાની ઇચ્છા પ્રમાણે જય પરાજય કરી પોતે પૈસા ગ્રહણ કરે છે અને પાપનો ભાગી રાજાને કરે છે. ત્રીજા આઠમા ભાગમાં સ્નાન કરવાનો અને જમવાનો સમય મળે છે. ખાધેલા ભાત પચે ત્યાં સુધી ઝેરનો ભય દૂર થતો નથી. ચોથે પોહોરે સુવર્ણ ગ્રહણ કરવા માટે હાથ લાંબો કરીને ઉભું થવું પડે છે. પાંચમા ભાગમાં રાજ્ય ખટપટના વિચારમાં મહા મહેનતનો અનુભવ કરવો પડે છે.

તેમાં પણ કાર્યભારીઓ મધ્યસ્થની માફક પરસ્પર એક બીજાની સાથે મળી દોષ અને ગુણને, દૂતનાં અને ચાકરનાં વાકયોને, શક્તિ તથા અશક્તિને, દેશ અને કાળનાં કાર્યની અવસ્થાને પોતાની ઇચ્છા પ્રમાણે ફેરવી નાંખે છે અને પોતાના મંડળને, પરમંડળને અને મિત્રમંડળને આજીવિકા આપે છે. બાહેર અને અંદરના માણસોમાં ગૃઢ કજીઓ ઉપજાવી ઉપરથી ઠારતા હોય તેમ જણાય છે અને પરવશ થએલા રાજાને પોતાને આધીન કરે છે. છઠ્ઠા ભાગમાં પોતાની ઈચ્છા પ્રમાણે વિહાર કરે છે અથવા તો રાજ્યની ખટપટ કરેછે. તે વખતે ઇચ્છા પ્રમાણે વિહાર કરવાનો સમય એટલો હોય છે કે જેમાં પોણાચાર ઘડી સમાએલી હોય છે. સાતમા પ્રહરમાં હાથી, ઘોડા, રથ અને પાયદળવાળી સેનાની તપાસ કરવામાં મહેનત કરવી પડે છે. આઠમા પ્રહરમાં સેનાપતિની સાથે પરાક્રમ વિષે વિચાર કરવામાં ઘણો કલેશ સહન કરવો પડે છે. આમ કરતાં સાયંકાલ થાય છે એટલે સંધ્યાવંદન કરી રાત્રિના પ્રથમ ભાગમાં ચાર વિગેરે ગૂઢ પુરૂષોને તપાસવા જોઇએ છીએ અને તે દ્વારા ઘણાં ક્રૂર કાર્ય જેવાં કે અગ્નિ મૂકવી, શસ્ત્ર મારવાં, ઝેર આપવું વિગેરે કરવાં પડે છે. રાત્રિના બીજા ભાગમાં વેદ વેત્તાની માફક પોતાનો સ્વાધ્યાય (હંમેશા ભણવાનો વેદ ભાગ) ભણવો પડે છે. ત્રીજો પ્રહર થાય છે કે રાજા પોતાના શયનગૃહમાં જાય છે અને ચોથા તથા પાંચમા ભાગમાં ઘણુંકરીને રાજા સુવે છે બીચારા રાજાનું મન આવી રીતે હંમેશાં વિચારમાં હોય તેથી તેને નિદ્રા કેમ આવે. ફરીને છઠ્ઠો પ્રહર થાય છે કે શાસ્ત્ર અધ્યયનની ચિંતા અને કામની ચિંતા શરૂ થાય છે. સાતમા પ્રહરમાં રાજ્યવિચાર અને દૂતને કોઇ તરફ મોકલવાની વાત ચાલતી હોય છે. દૂત લોકો બંને તરફનું પ્રિય બોલી એક બીજાના અનર્થને જાણી લે છે. તેમ રસ્તામાં ચાલતાં પોતાનો વ્યાપાર ચલાવે છે અને આ કાર્ય રાજાનું છે, આમ કહી તેને હાણુ

વિગેરે આપતા નથી પણ જરા કાર્ય ન હોય તો પણ તેને નવું ઉપજાવી હંમેશાં બકયા કરે છે. આઠમા ભાગમાં પુરોહિત વિગેરે આવે છે, અને રાજાને કહે છે. આજ દુષ્ટ સ્વપ્ન જોવામાં આવ્યું છે. ગ્રહ ઘણા અનિષ્ટ છે, શુભ શકુન નથી. હોમ કરાવો, યજ્ઞમાં જે કંઇ વસ્તુઓ જોશે તે સઘળી સોનાની હોવી જોઇએ. આમ કરશો તો કાર્ય સફળ થશે. આ બ્રાહ્મણ બ્રહ્મા જેવા છે. તે સ્વસ્તિ વાચન કરશે તેનાથી તમારૂં કલ્યાણ થશે. આ યજ્ઞ કરનારા બ્રાહ્મણો ઘણા પ્રતાપી છે, તેને ઘણાં છોકરાં છે અને તે ધન વગરના ઘણા દરિદ્ર અવસ્થામાં છે અને દુઃખી છે. આમ છતાં પણ તેણે કોઇ પાસેથી હજી સુધી પ્રતિગ્રહ કર્યો નથી. માટે આવા બ્રાહ્મણને આપવાથી આવરદા વધે છે, ગ્રહ પીડા દૂર થાય છે અને સ્વર્ગ મળે છે. આમ કહી તે દ્વારા ઘણું અપાવી, પોતે તે પાસેથી ખાનગીમાં ખાઇ જાય છે. આવી રીતની ખટપટમાં રાજાને રાત્રિ દિવસ સુખ મળતું નથી. મહેનત ઘણી પડે છે અને નિરંતર અપમાન થાય છે. માટે એવું ચક્રવર્તિપણું છેટે રહો પરંતુ પોતાના મંડળનું પણ રક્ષણ મુશ્કેલથી થઇ શકે છે. જે નીતિશાસ્ત્ર ભણેલો મનુષ્ય કંઇ આપે છે, માને છે અને પ્રિય બોલે છે તે સઘળું કબૂલ કરી શકાતું નથી, એટલા માટે તેનો અવિશ્વાસ રહે છે. જે અવિશ્વાસપણું છે તે દરિદ્રતાની જન્મ ભૂમિ છે. જેટલા ન્યાયનો લોક વ્યવહારમાં ખપ છે તેટલો ન્યાય પોતેજ લોકમાં પ્રસિદ્ધ છે તેમાં કંઈ શાસ્ત્રનું પ્રયોજન નથી, કારણ કે જન્મેલો પુત્ર પણ પોતાની મેળે તે તે ઉપાયોથી માતાના સ્તનપાન કરવા શિખે છે, તેમાં કંઇ કોઇને શિખવું પડતું નથી. માટે અતિ પરાધીનપણું તજી પોતાની ઇચ્છા પ્રમાણે ઇંદ્રિય સુખનો અનુભવ કરો. ઇંદ્રિઓ જીતવી, કામ, ક્રોધ રૂપી અરિવર્ગને જીતવો, નિરંતર સામ, દામ, ભેદ અને દંડ, એ ઉપાયો પોતામાં અને પરમાં ચલાવવા. સંધિ, વિગ્રહ, યાન, આસન, સંશ્રય અને દ્વૈધી ભાવના વિચારમાં વખત ગાળવો. સુખને જરા પણ અવકાશ આપવો નહિ, આવો ઉપદેશ કરી કુત્સિત કાર્યભારીઓ પણ તમારી પાંસેથી ધન ચોરીને ભેગું કરી તેનો ઉપભોગ વેશ્યાના ઘરમાં કરેછે. તે બીચારા તો કોણ માત્ર પણ જે રાજ્યના કામમાં ઘણા નિપુણ, શાસ્ત્ર રચનારા, મંત્ર જાણનારા શુક્ર, અંગિરા, વિશાલાક્ષ, બાહુ, દંતિ પુત્ર અને પરાશર વિગેરેએ પણ શું કામ આદિ છ શત્રુ જીત્યા હતા

અથવા તેણે શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે શું આચરણ કર્યું હતું? તેણે જે કામ આરંભ્યાં હતાં તેના જય અને પરાજય મેળવ્યા હતા. આપણે જાણીએ છીએ કે ઘણા ભણેલા લોકોને મૂર્ખની સાથે ઐક્યતા કરવી પડે છે, સર્વ લોકને નમસ્કાર કરવા લાયક જાતિ, નવી અવસ્થા, સુંદર શરીર અને અપાર ધન તે સઘળું આપને મળેલું છે. પોતાના દેશની ચિંતા અને પરદેશની ચિંતા કરીએ તો કોઇનો વિશ્વાસ રાખી શકાતો નથી અને તેથી જોઇએ તેવું સુખ ભોગવી શકાતું નથી. તેને લીધે ઘણા માર્ગનો વિચાર કરવો પડે છે. માટે સઘળા કામમાં સંશય રહે છે. તેથી વૃથા ચિંતા કરો મા. તમારે દશ હજાર હાથી છે, ત્રણ લાખ ઘોડા છે અને પાયદળ પાર વિનાનું છે, ભંડારો સુવર્ણથી અને રત્નથી પૂર્ણ ભર્યા છે. આ સમગ્ર લોક એક હજાર વર્ષ સુધી અવિચ્છિન્ન તેનો ઉપભોગ કરશે, તો પણ તે ભંડારો ખુટશે નહિ. આ શું ઓછું છે કે? તમે બીજાને માટે ભેળું કરવા મહેનત કરો છો. પ્રાણિ ચાર કે પાંચ દિવસ જીવે છે તેમાં ભોગ ભોગવવા લાયક થોડામાં થોડો અવસ્થાનો એક ભાગ છે. મૂર્ખ લોકો ધન મેળવતાં મરણ પામે છે, તેથી મેળવેલી વસ્તુઓને લેશ માત્ર પણ ખાઇ શકતા નથી. વધારે શું કહું. આ રાજ્યનો ભાર જે ભારક્ષમ ભક્તિમાન્ અંતરંગ પુરૂષ હોય તેને સોંપી દો અને તમે અપ્સરા જેવી અંતઃપુરમાં રહેનારી સ્ત્રીઓ સાથે ક્રીડા કરો. ગીત, સંગીત અને મદિરાપાનની ગોષ્ઠી ઋતુ પ્રમાણે કરી શરીરનો યથોચિત લાભ લ્યો. આમ કહી ભૂમિ ઉપર પાંચ* અંગથી પડી જોડેલા બે હાથ મસ્તક ઉપર મૂકી, વિહારભદ્રે દંડવત્ પ્રણામ કર્યા તે સાંભળી અંતઃપુરમાં રહેનારી પ્રમદાઓ આનંદથી વિકસિત થઇ અત્યંત હસવા લાગી.

રાજા બોલ્યો—હે ભાઇ, ઉઠો, તમે પણ હિત ઉપદેશ આપવાર્થી ગુરૂ છો. આવો વિપરીત ઉપદેશ શા માટે આપ્યો. આમ કહી તેને બેઠો કરી પોતે ક્રીડા કરવામાં મસ્ગુલ થયો. પછી તે દિવસોમાં વારવાર ચાલતા વિષયોમાં વૃદ્ધ મંત્રિ રાજાને ઉસ્કેરવા લાગ્યો. રાજા વાણીથી સ્વીકાર કરતો પણ મનમાં જાણતો કે આ મારા મનને જાણી

* બે જાનુ બે બાહુ અને મસ્તક એ પાંચ અંગ.

શકતો નથી, આમ ધારી તેનું અપમાન કરતો. પછી મંત્રિના મનમાં આમ થયું કે અરે મારી અજ્ઞાનીની કેવી મૂર્ખાઈ? કારણ કે આને જે વિષય પ્રિય નથી તેમાં હું તેને યાચકની માફક ઉસ્કેરવા લાગ્યો, તેથી આ **વિહારભદ્રે** મારી મશ્કરી કરી. આના કાવતરાંની પરંપરા સ્પષ્ટ જણાય છે. કારણ કે રાજા મારી તરફ પ્રેમ દૃષ્ટિથી જોતો નથી. મારી સાથે વાર્તા કરતાં હાસ્ય કરતો નથી, ગુપ્ત વાર્તાને ખુલ્લી કરતો નથી, મારી સાથે હાથ મેળવતો નથી, દુઃખના સમયમાં મારી ઉપર દયા કરતો નથી, મારા ઘરની વાર્તા પણ પૂછતો નથી, મારા પક્ષના મનુષ્ય તરફ જોતો પણ નથી, ઉત્સવમાં મારા ઉપર અનુગ્રહ કરતો નથી, મન લલચાવનારી વસ્તુઓ મોકલાવતો નથી, મારા ઉત્તમ કાર્યનાં વખાણ કરતો નથી, મારા ઘરની વાર્તા પૂછતો નથી, મને અંતરંગ કાર્યમાં અંદર બોલાવતો નથી, મને અંતઃપુરમાં પેસવાનો હુકમ નથી, ઉલટું મને અનુચિત કામ કરવામાં આજ્ઞા કરે છે, બીજા મારા આસન ઉપર બેસી જાય છે તેને કબૂલ રાખે છે, મારા શત્રુ ઉપર વિશ્વાસ દેખાડે છે, હું જે પુછું છું તેનો ઉત્તર આપતો નથી, મારા પોતાના નહિ પણ મારા જેવા બીજા મનુષ્યના દોષો કાઢી તેને ધિઃકારે છે અને મારી મર્મમાં મશ્કરી કરે છે, હું તેના મતને પુષ્ટિ આપુ તો તેનું પણ તે ખંડન કરે છે, હું મહા અમૂલ્ય વસ્તુઓ મોકલું છું તેને તે સ્વીકારતો નથી, અને મારીસમક્ષ ન્યાય વેત્તાની ચૂકો મૂર્ખ દ્વારા જાહેર કરાવે છે. **ચાણાકયે** કહ્યું છે તે ખરૂં કહ્યું છે.

"चित्त ज्ञान।नुवर्तिनोनर्था आपि प्रियास्युः ।
મનને જાણીને અનુસરનારા ખલ પણ પ્રિય થાય છે.
दक्षिणा अपि तद्भाव बहिष्कृताद्वेष्या भवेयुः ।।

ચતુર છતાં પણ સામા માણસના મનને જો ન જાણી શકે તો તે અપ્રિય થાય છે." આમ છતાં પણ આપણે કયાં જવું?

આ રાજા અવિનયી છે તો પણ બાપ દાદાથી ચાલ્યા આવતા રાજાને અમારે ત્યાગ કરવો ન જોઇએ. તેની પાસે રહિને પણ શું ઉપકાર કરીએ? કારણ કે તે અમારૂં કહેવું સાંભળતો નથી. માટે સર્વથા ન્યાય વેત્તા **અશ્મકના** રાજા **વસંતભાનુના** હાથમાં આ રાજ્ય જશે. ભવિષ્યમાં આવનારી આપત્તિઓ હુંઆ રાજાનો નાશ કરશે. દુષ્ટ લોકોનો અપરાધ

થતાં વાર લાગતી નથી. તેમાંથી આ દ્વેષ ઉત્પન્ન થયો લાગે છે-માટે આ રાજાને સદાચરણ ગમતું નથી. ભલે અનર્થ થાય તોપણ હું તો દુર્જનની જીભને ગમે તેમ બંધ રખાવી મારા હોદ્દા ઉપર રહીશ. કાર્યભારી ઉપર પ્રમાણે ઉદાસી થઈ ગયો અને રાજ્યનું કાર્ય ચલાવવા લાગ્યો. ત્યાર પછી **અશ્મક** રાજાના કાર્યભારી **ઈન્દ્રપાલિત**નો દિકરો **ચંદ્રપાલિત** "હું દુરાચરણી છું." તેથી મારા પિતાએ મને કાઢી મૂકયો છે. આવો બાહાનો કાઢી ઘણા ગાયક લોક, ઘણી કલા પ્રવીણ ચિત્ર કરનારી સ્ત્રીઓ, છાના નોકરો અને ગૂઢ દૂત વર્ગ સહિત ત્યાં આવી, ઘણી ક્રીડા કરી **વિહારભદ્ર**ને પોતાને આધીન કરી, તે દ્વારા રાજ્યમાં જગ્યા મેળવી, સઘળી છાની વાત જાણી, જે જે કામ કરતો તેનું વર્ણન એવી રીતે બરાબર કરતો કે જે ઉપરથી માણસને તે કરવાની અસર થાય તેમ ઉપદેશ કરતો, તે કહેતો કે, હે મહારાજ, મૃગયા જેવી બીજી એક પણ વસ્તુ ઉપકાર કરનારી અને ઉપયોગની નથી, કારણ મૃગયામાં ઘણી કસરત મળે છે, તેથી દુઃખમાં પણ માણસ મુંઝાતો નથી. જાંઘનો વેગ લાંબા માર્ગ ઓલંઘન કરવામાં ઘણો સમર્થ થાય છે, કફનો નાશ થવાથી આરોગ્યતા આપવામાં મુખ્ય કારણ છે, જઠરાગ્નિનું દીપન કરે છે, અંગમાંથી ચરબી ઓછી થવાથી અંગો ઝાઝા દિવસ ટકે તેવાં કઠિન અને અતિ હલકાં વિગેરે થાય છે, તાઢ, તડકો, વાત, વર્ષાદ, ભુખ અને તૃષાને પણ સહન કરવાની શક્તિ મળે છે. અવસ્થાંતરમાં પ્રાણીઓના મનની કર્ત્તવ્યતા જણાય છે.હરિણ, વનના પાડા, રોઝ વિગેરનો નાશ કરવાથી ધાન્યનો નાશ થતો અટકે છે સ્થલ તથા રસ્તાના માર્ગનાં દુઃખો દૂર થાય છે, તેથી બીજાને ભય થતો નથી. જુદા જુદા કાર્યના ઉપયોગી પર્વત અને વનના પ્રદેશો જોવામાં આવે છે. વનમાં ફરનારા લોકોનો આપણા ઉપર વિશ્વાસ બેસે છે, તેથી આપણાં કેટલાએક કાર્ય સિદ્ધ થાય છે. ઉત્સાહ શક્તિનો ઉદય થવાથી શત્રુની સેનાને ભય થાય છે. આવા ઘણા ગુણો મૃગયામાં છે. જુગટામાં પણ ઘણું નાણું તૃણની માફક ત્યાગ કરવાથી અંતઃકરણમાં અનુપમ ઉદારતા આવે છે. જય પરાજય નશીબને આધીન હોવાથી હર્ષ અને વિષાદ રહેતો નથી. પુરૂષાતનમાં હેતુ ભૂત ક્રોધની વૃદ્ધિ થાય છે. ચોપટ તથા હાથની બાજી વિગેરે ન જાણી શકાય એવી કપટની રમતમાં બુદ્ધિનું ડહાપણ વધે છે. એ વિષયમાં લીન થવાથી આશ્ચર્યકારક મનને

એકાગ્રતા મળે છે. ઘણા મજબૂત સાહસ કર્મમાં પ્રીતિ થાય છે. ઘણા ક્રૂર લોકો સાથે સંબંધ રહેવાથી કોઇ અપમાન કરી શકતું નથી અને ઉદારતાથી શરીરની વૃદ્ધિ થાય છે. ઉત્તમ અંગના સાથે ઉપભોગ કરવામાં અર્થ તથા ધર્મ સફળ થાય છે. પુષ્કળ પુરૂષપણાનું અભિમાન થાય છે. અંતઃકરણ જાણવામાં ડહાપણ આવે છે. ઉદારતાવાળાં આચરણ થાય છે. સમસ્ત કલામાં વિચક્ષણતા આવે છે. ન મળેલી વસ્તુને મેળવી, મેળવેલીનું રક્ષણ, રક્ષણ કરેલી વસ્તુનો ઉપયોગ, ભોગવેલી વસ્તુઓનું સ્મરણ, અને કોપાયમાન થએલાને સમજાવા વિગેરે ક્રિયાના ઉપાયો રચવાથી બુદ્ધિ અને વાણીમાં ચતુરાઇ આવે છે. શરીરને સારી રીતે સાફ કરવાથી અને ઉત્તમ શણગાર કરવાથી લોકમાં આદર મળે છે, મિત્રોમાં માન મળે છે, કુટુંબીની મોટી ગરજ રહે છે, ભાષણમાં મંદ હાસ્ય રહે છે, પૌરૂષની વૃદ્ધિ થાય છે, ચતુરાઇને અનુસરવાપણું આવે છે અને પુત્ર ઉત્પન્ન કરવાથી આ લોક અને પરલોકમાં કલ્યાણ થાય છે. મદિરાના પાનમાં પણ જુદી જુદી ઇચ્છા ઉત્પન્ન કરાવવામાં ચતુર એવા આસવોના સેવનથી અવસ્થા મનોહર અને ઘણી સ્થિર થાય છે. ઘણો અહંકાર થવાથી દુઃખ માત્ર દૂર થાય છે. કામની ઇચ્છા વધવાથી અંગના સાથે ઉપભોગ કરવામાં શક્તિ વધે છે. અપરાધ સહન કરવાથી મનનું દુઃખ શાંત થાય છે. અમર્યાદ શબ્દના બડબડાટ સહન કરવાથી ગમે તેનો પણ વિશ્વાસ આવે છે. મનમાં મત્સર વધવાથી આનંદમાં લીન થઇ જવાય છે. ઇંદ્રિયના શબ્દ સ્પર્શ આદિ વિષયોનો નિરંતર અનુભવ થાય છે. સામાન્ય સ્વભાવ થવાથી મિત્રવર્ગમાં વધારો થાય છે. શરીરની અનુપમ લાવણ્યતા વધે છે. ઉત્તમ વિલાસ આવડે છે. ભય અને પીડા દૂર જવાથી સંગ્રામમાં ઉભવાની શકિત આવે છે. કઠિન ભાષણ, દારૂણ દંડ અને દૂષણો પોતાના સમય પ્રમાણે અર્થ મેળવવામાં ઉપયોગી થઈ પડે છે. જે રાજા મુનિની માફક શાંતિ રાખનારો હોય તે શત્રુ કુળનો પરાભવ કરવામાં સમર્થ થઇ શકતો નથી અને લોક વ્યવહાર પણ ચલાવી શકતો નથી. આ રાજાએ તેના મતને ગુરૂના ઉપદેશની માફક આદરથી સ્વીકાર કર્યો. તેના સ્વભાવને અનુસરનારા કાર્યભારીઓ ઘણી માઠી અવસ્થાને ભોગવવા લાગ્યા. સર્વ સમાન દોષવાળા હતા, તેથી કોઇ કોઇનાં છિદ્ર શોધવામાં તત્પર થયા નહિ રાજા અને તેવા સ્વભાવનો કાર્યભારીવર્ગ તથા બીજા કાર્ય

કરનારા પોતાનાં કાર્યના ફળને અનુભવવા લાગ્યા. જાર તથા મૂર્ખ પણાથી રાજાનાં ખર્ચનાં બારણાંઓ દરરોજ વધવા લાગ્યાં. સુભટોના શેહેરના અને દેશના મુખ્ય પુરૂષોના સ્વભાવ પોતાની સાથે મળતા હોવાને લીધે રાજાએ તેની ઉપર વિશ્વાસ બેસાડી તેઓને સ્ત્રીસહિત પોતાની મદિરા પાનની સભામાં અંતરંગ તરીકે દાખલ કર્યા. તેઓએ પણ પોત-પોતાનો આચાર તજી દીધો. રાજાએ તેઓની સ્ત્રી સાથે ઘણાં બાનાં કાઢીને વ્યભિચાર કરવા માંડયો. તેના અંતઃપુરનો સદાચાર ભ્રષ્ટ થયો, તેથી બીજા લોકો નિઃશંકપણાએ ઘણા સુખમાં ત્યાં રહેવા લાગ્યા. સમગ્ર કુલવતી નારીઓ સહજમાં વક્રભાષણમાં પ્રીતિવાળી થઇ, પોતાના શિયલવ્રતની મર્યાદાને તોડી, પતિને તૃણ બરાબર પણ ન ગણકારી, યારોની આજ્ઞાને શ્રવણ કરવા લાગી. જે ઘણા ક્રોધી હતા, તેને આવાં કામથી ઘણા કજીયા ચાલવા માંડયા. ચોર લોકો ધનવાનનાં ધન હરવા લાગ્યા. ચોમેરથી કલ્યાણની વાર્તા નાશ પામી અને પાતકની વાર્તા પ્રકટ થવા લાગી. પ્રજા પોતાના કુટું-બીઓના નાશ થવાથી, તથા પોતાનું ધન નાશ થવાથી, નાશ અને બંધનથી કંટાળી, લાંબો રાગ કાઢી ગળગળે સાદે રડવા લાગી. અનુચિત રીતે દંડ દેવાથી પ્રજામાં ભય અને કોપ ઉત્પન્ન થયો. લોભે દુર્બલ કુટુંબમાં પોતાનું સ્થાન કર્યું. તેજસ્વીઓ પોતાનું અપમાન થવાથી, માનવડે ઘણા બલવા લાગ્યા. આવાં આવાં અકૃત્યથી શત્રુએ અંદર ફુટફાટ ચલાવવા માંડી. તે વખતે પારધીનું વર્ણન કરીને તથા ઘણાં મૃગ ફલાણે ઠેકાણે છે આવું વર્ણન કરી જેમાં પાછું ફરવાનો માર્ગ નથી એવી શુકાએલી ખડ અને વાંસની ઘાટી ડાળીઓવાળી પર્વતની ગુફામાં સેનાને પ્રવેશ કરાવી, બાહેરથી અગ્નિ મૂકવા વડે, વાઘને મારવા માટે ઉશ્કેરી તેના મુખ આગળ સેનાને ઉશ્કેરવા વડે, એક ઉત્તમ કૂવો છે, આવી આશા ઉત્પન્ન કરી સેનાને ઘણે છેટે લઇ જઈ, પ્રાણ હરણ કરનારી ભુખ અને તૃષા ઉત્પન્ન કરવા વડે, ખડ અને ઘાટી ડાળીઆંથી ઢાંકીને ગુપ્ત રાખેલા તટ ઉપરથી નિચેના ભાગમાં પાડવાના કારણ વડે, ઘણા સખ્ત માર્ગમાં દોડાવીને છરીના મુખ ઉપર ઝેર ચોપડી તેનાવતી કાંટા કાઢવા વડે, ચોમેર છુટા થઇ ગએલાની પાછળ મોકલવા વડે, એકલા કરી મૂકેલાને ઇચ્છા પ્રમાણે મારી નાંખવા વડે, મૃગને બાણ મારવાથી ચુકેલા મનુ-ષ્યને બાણવતી મારી નાંખવા વડે, કોઇથી ચડી શકાય નહિ એવા

પર્વતના શિખર ઉપર નિયમ સહિત ચડાવીને કોઇ જાણે નહિ તેમ તે ઉપરથી સેનાને નિચે પાડવા વડે, લુટારાના બાનાથી છુટી છુટી વનમાં ફરતી સેનાને રોકી પરસ્પર લડાવવા વડે, જુગટું, પક્ષિની લડાઇ, યાત્રા અને ઉત્સવમાં સેનાને બળાત્કારથી અંદર પેસારી તેનાવતી બીજાની હિંસા કરાવવા વડે, છાની રીતે કપટ કરનારા લોકો પાસેથી નિચ કામ જાહેર જાણી લઇ સાક્ષીઓને તે જાણ કરી કીર્તિવાળાં પરાક્રમો વડે, પર સ્ત્રી સાથે મિત્રાઇ કરાવી જારને અથવા તો તેના પતિઓને કે બન્નેને મારી નાખી તે સાહસ કામ સેના ઉપર ઢોળી નાંખવા વડે, ઉત્તમ સ્ત્રી પાસે કરાવેલા સંકેતમાં પ્રથમથી છપી, પછીથી તે આવે એટલે એકદમ દોડી બોલી શકાય નહિ એવા માર વડે, ગુફામાં પેસવાનો ભંડાર ખોદવાનો અને મંત્ર સાધનાઓનો લોભ બતાવી તેમાં વિઘ્ન આવ્યું, આવો બાહાનો કાઢવા વડે, મત્ત હાથી ઉપર ચડવાની પ્રેરણા કરી તે હાથી વડે, નજરમાં રાખેલા મુખ્ય મંડળ ઉપર હાથીને ગુસ્સે કરવા વડે, પોતાના ભાગ વિગેરે માટે પરસ્પર લડાવવા વડે, શત્રુ પક્ષમાં અપયશ ઉત્પન્ન કરાવવા વડે, છાની રીતે સામંતમાં, શેહેરમાં અને પુરમાં દુરાચરણ કરવાનો આરોપ મૂકી, તેને શત્રુના નામથી જાહેર કરવા વડે, યોગ્ય નારી સાથે નિરંતર રમાડી, ક્ષય આદિ રોગ ઉત્પન્ન કરાવીને, વસ્ત્ર, આભરણ, પુષ્પ અને અંગરાગ આદિમાં ઝેરનો ઉપયોગ કરવાની કુશળતા વડે, વૈદ્ય દ્વારા રોગો વધારવા વડે, અને બીજા પણ ઉપાયો વડે, **વસંતભાનુએ** મોકલેલા ઝેર દેવાવાળા વિગેરેએ **અનંતવર્માની** સેનાના શૂરવીરનો પાયમાલ કરી તેની સેનાને શિથિલ કરી નાંખી.

પછી **વસંતભાનુએ** વનમાં રહેનારા **ભાનુવર્માને** ઉશ્કેરી **અનંતવર્માની** સાથે કલહ કરાવ્યો તેથી **ભાનુવર્માએ** **અનંતવર્માના** રાજ્યની સીમા લઇ લીધી. **અનંતવર્માએ** તેના સામું પોતાનું સૈન્ય તૈયાર કર્યું. **અશ્મક રાજાએ** સર્વ સામંતોની પાસે જઇને, પ્રથમથી તેને મળી તેની પ્રીતિ મેળવી લીધી. બીજા સામંતો પણ ત્યાં આવ્યા હતા. **અનંતવર્માએ** નર્મદાના કિનારા ઉપર જઇ પોતાનો પડાવ નાંખ્યો. એવા વખતમાં સામંતમાં મુખ્ય કુંતળ દેશનો રાજા **અવંતિદેવ** પોતાની સાથે **ક્ષ્માતલોર્વશી** (પૃથ્વીની ઉર્વશી) નામની એક નૃત્ય કરનારી સ્ત્રીને લઇ આવ્યો હતો. **ચંદ્રપાલિત** આદિએ તેનાં વખાણ

**અનંતવર્મા**ની પાસે કર્યાં તે ઉપરથી **અનંતવર્મા**એ તેને બોલાવી તેને નાચ જોયો. તેના નાચ જોવાથી તેના ઉપર ઘણોજ આશક થયો, અને તે સ્ત્રીને મદિરા પાન કરાવી તેની સાથે પોતે વિલાસ કર્યો.

**અશ્મકેંદ્રે** કુંતલ રાજાને એકાંતમાં કહ્યું કે આ રાજા ઘણો મદોન્મત્ત છે અને આપણી સ્ત્રીઓનો ઉપભોગ કરે છે, આપણે કેટલુ અપમાન સહન કરવું? મારી પાસે શો હાથી છે અને તમારી પાસે પાંચશો હાથી છે. માટે આપણે બન્ને સાથે મળી મુરલ દેશના રાજા **વીરસેન**, રૂચીકના રાજા **એકવીર**, કોકણના રાજા **કુમાર ગુપ્ત** અને સાસિકયના રાજા **નાગપાલ**ને ફોડી આપણે આધીન કરીએ. તેઓ પણ આનો અવિનય અવશ્ય સહન કરી શકશે નહિ, તેથી આપણા મતને અનુસરશે. આ વનમાં રહેનારો **ભાનુવર્મા** મારો પરમ મિત્ર છે, તે દ્વારા કાર્યમાં અગ્ર ગુંથાએલા આ દુષ્ટને આપણે મારી કોશ અને વાહનનો ભાગ પાડી વેહેંચી લઇશું. તે સાંભળી કુંતળપતિ **અવંતિદેવે** મનમાં અતિ રાજી થઈ, તે વાતનો સ્વીકાર કર્યો. એટલે રાજાને પ્હેરામણીમાં ઉત્તમ વીશ વસ્ત્ર અને સોનેરી પચીશ સાલ આપી, આમ દ્વારા તે સામંતો સાથે મિત્રતા કરી, તેઓને પણ પોતાના મતમાં લીધા. બીજે દિવસે તે સામંત અને વનમાં રહેનારા **ભાનુવર્મા**નો અનીતિએ ચાલનાર **અનંતવર્મા** ભક્ષ થઇ પડયો.

પછી **વસંતભાનુ** તેના ભંડાર અને વાહન જે બાકી રહ્યું હતું, તે પોતાને તાબે કરીને બોલ્યો. મહેનત અને સેનાના પ્રમાણમાં સર્વ વેંચી લ્યો. હું તો તમારી આજ્ઞા પ્રમાણે ગમે તે એક ભાગ લઇ રાજી થઇશ. આવી રીતે લુચ્ચાઇથી સર્વને અનુસરી તે ધનની વેંચણી નિમિત્ત પરસ્પર કજીઓ કરાવ્યો અને સર્વ સામંતોનો નાશ કરાવી, તેનું ધન પોતે ગળી ગયો. વનવાસી **ભાનુવર્મા**ને થોડું ધન આપી રાજી કર્યો, અને બાકીનું દબાવી સઘળું **અનંતવર્મા**નું રાજ્ય પોતાને તાબે કરી લીધું. આ વખતે વૃદ્ધ કાર્યભારી **વસુરક્ષિત** કેટલાએક મૂળ પુરૂષો સાથે મળી, તેના બાળક પુત્ર **ભાસ્કરવર્મા**ને, તેની તેર વર્ષની નાની બેહેન **મંજુવાદિની**ને અને આ બન્ને જણાની માતા **વસુંધરા**ને લઇને જતો હતો, એવામાં આપત્તિ થવાની હશે તેથી એકદમ ઉષ્ણ જ્વર આવ્યાથી તે મંત્રિ મરી ગયો. અમારા મિત્રો એકઠા થઇ તેને માહિષ્મતી

પુરીમાં લઇ ગયા અને ત્યાં **અનંતવર્માના** ભાઈ **મિત્રવર્માને દેવી** અને તેનાં છોકરાં સોપ્યાં. તે નીચે તેનું અપમાન કર્યું, તેથી તે રાણીએ તેનો તિરસ્કાર કર્યો. તેને લીધે તેણે "આ સતી સ્ત્રી પોતાના બાળકને રાજ્ય ગાદીનો માલેક કરવાની ઇચ્છા કરે છે," આમ બાનો કરી ક્રૂરતાથી તે બાળકને મારવાની ઇચ્છા કરી. રાણીએ આ વાર્તા જાણી તેથી મને આજ્ઞા કરી કે અરે તાત **નાલીજંઘ,** આ બાળકને જીવતો હર કોઈ જગોમાં મૂકી આવ. તારૂં શુભ થાઓ, તે જો જીવતો હશે તો હું તેની પાસે જઇશ. તું કુશળ પહોંચ્યાના સમાચાર મને જણાવ. પછી રાજાના ઘરમાં ઘણી ગડબડ હતી, એ તક જોઇ હું આ બાલકને માંડ માંડ બાહેર કાઢી, આ વિંધ્યના વનમાં આવ્યો છું. આ કુમાર પગે ચાલ્યો આવે છે, માટે તેને વિશ્રામ આપવા માટે કેટલાએક દિવસો મેં નેસમાં વિશ્રામ કર્યો, ત્યાં પણ રાજાનાં માણસો આવશે આવી બીકથી ઘણા દૂર માર્ગમાં આવ્યો છું. માર્ગમાં આ કુમાર ઘણી તૃષા લાગવાથી અત્યંત દુઃખી થયો. તેને જળ પાવા માટે આ કૂવામાં ઉતરતાં, હું ગબડીને તેમાં પડી ગયો, તેમાંથી કાઢી તમે મારો અનુગ્રહ કર્યો, માટે આ રાજપુત્ર તમારે શરણે છે. કારણ કે તે અનાથ છે. આમ કહી બે હાથ જોડયા. મેં તેને પૂછયું. આની માતા કઇ જાતિની છે.

તે બોલ્યો—પાટલી પુત્ર શેહેરમાં **વૈશ્રવણ** નામનો એક વાણીઓ હતો. તેની પુત્રી **સાગરદત્તા** હતી. તેને કોશલ દેશના રાજા **કુસુમધન્વા** વેરે પરણાવી હતી. તેનાથી આની માતાનો જન્મ થયો છે. મેં તેને કહ્યું, જો એમ હોય તો તેની માતાનો અને મારા પિતાનો વડવો એકજ. આમ બોલી અત્યંત પ્રેમથી તે કુમારને આલિંગન આપ્યું. તે વૃદ્ધ બોલ્યો. **સિંધુદત્તના*** પુત્રોમાંથી તારા પિતાનું નામ શું છે? મેં કહ્યું **સુશ્રુત,** તે સાંભળીને ડોસો ઘણો રાજી થયો પછી મેં પ્રતિજ્ઞા કરી કે નીતિથી ગર્વિષ્ઠ થએલા અશ્મક રાજાને પથરની માફક ઉખેડી, આ બાળકને તેના પિતાની ગાદીએ ફરીને બેસાડું. આવી પ્રતિજ્ઞા કર્યા પછી હું વિચાર કરવા લાગ્યો કે, મારે આની ક્ષુધા કેમ દૂર કરવી? એવામાં પારાધીના ત્રણ બાણને ઓલંઘીને બે મૃગ દોડતાં

* રત્નોદ્ભવનું બીજું નામ સિંધુદત્ત જણાય છે.

આવતાં હતાં, અને તેની પાછળ તે પારાધી આવતો હતો. તેના હાથમાં એ બાણુ અને એક ધનુષ બાકી રહ્યું હતું. તે મેં લીધું અને તે મૃગને માર્યું. તેમાં એક મૃગને એવી રીતે બાણ માર્યું, કે તેના શરીરમાં બાણુ રહ્યું અને બીજાને બાણુ એવી રીતે માર્યું કે બાણ તેનું શરીર વિંધીને બહાર નિકળી ગયું. આવી રીતે બન્ને મૃગ મરણુ પામી નિચે પડી ગયાં. તેમાંથી એક મૃગ પારાધીને આપ્યું અને બીજા મૃગનાં રૂવાડાં તથા તેની ચામડી ઉતરડી કાઢી તેના મસ્તક કંદને કાઢી નાખ્યો અને તેના શરીરના ભાગને અગ્નિમાં રાંધ્યો. સાથળનાં હાડકાં તથા કંઠ વગેરેને લોઢાના સૂયા ઉપર ચડાવી અગ્નિમાં તે માંસને ઉનું કરી ગરમાગરમ માંસ વડે તે બન્ને જણાની અને મારી ક્ષુધા શાંત કરી. આ કામ જોઈ એક ભિલ્લ ઘણો આશ્ચર્ય પામ્યો. મેં તે ભિલ્લને પૂછ્યું–તું માહિષ્મતી શેહેરની વાર્તા કંઇ જાણે છે?

તે બોલ્યો–હું ત્યાં વાઘના ચામડાં અને યજ્ઞની ધમણો વેંચવા માટે ગયો હતો. તે વેંચીને આજજ આવ્યો છું. તેથી શા માટે જાણું નહિ. **ચંડવર્મા**નો નાનો ભાઇ **પ્રચંડવર્મા અનંતવર્મા**ની પુત્રી **મંજુવાદિની** ઉપર આશક થયો છે, તેથી તેને લેવાની ઇચ્છાથી આવે છે તે માટે શેહેરમાં મોટો ઉત્સવ થઇ રહ્યો છે. પછી મેં તે ભિલ્લના કાનમાં હળવે કહ્યું. **મિત્રવર્મા** ઘણો ધૂર્ત છે માટે તે કન્યા ઉપર ઘણો પ્રેમ બતાવી તેની માતાનો પોતા ઉપર વિશ્વાસ કરાવી, તે દ્વારા આ કુમારને મંગાવી મારવાની ઇચ્છા કરે છે. માટે તું અહીંથી ત્યાં પાછો જા અને એકાંતમાં દેવીને મારી કુશળ વાર્તા તથા કુમારની કુશળ વાર્તા જણાવજે. ફરીને જાહેરમાં તે કુમારને સિંહ ખાઇ ગયો આમ જાહેર કરજે, તે સાંભળીને પેલો દુષ્ટ મનમાં ઘણો રાજી થાશે. પરંતુ ઉપરથી દુઃખ દેખાડી દેવીને સમજાવશે. પછી દેવીએ તારી મારફને **મિત્રવર્માને** કહેવરાવી મૂકવું કે મેં તમારા મતનું ઉલ્લંઘન કર્યું તો તે બાળક પોતાના પાતકથીજ મરી ગયો. હું હવે તમારી આજ્ઞા પ્રમાણે ચાલીશ. તે સાંભળી મેલો ઘણો ખુશી થઇ તે વાર્તાને કબૂલ કરશે. પછી આ વચ્છનાગ નામનું ઝેર પાણીમાં ભેળી તેમાં માળાને બોળી કહેવું કે–"જો હું પતિવ્રતા હઇશ તો તું પાપીને આ માળા તરવારના પ્રહાર જેવી થઈ પડશે" આમ **મિત્રવર્મા**ને કહી તે માળા તેની છાતિ ઉપર

અને તેના મુખ ઉપર મારવી અને ફરીથી તે વચ્છનાગ મેળવેલા જળમાં માળાને બોળી પોતાની પુત્રીને આપવી. પેલો મરી જાશે અને તે સ્ત્રીને કંઇ થાશે નહિ. એટલે કાર્યભારી મંડળ તેને સતી જાણી અનુસરશે. પછી **પ્રચંડવર્માને** સંદેશો કહેવરાવવો કે આ રાજ્ય રાજા વગરનું છે, માટે તે રાજ્ય અને તેની સાથે આ કુમારિકાને સ્વીકાર કરવી જોઇએ. પછી અમે બન્ને હમણાં કાપાલિકના વેષમાં છાના રહી દેવી પાસે ભિક્ષા માગવા આવશું અને શેહેરની બહાર સ્મશાનની સમીપમાં રહેશું. રાણીએ શેહેરમાં જે વૃદ્ધ અને આપ્ત પુરૂષો હોય તેવા સારા પુરૂષોને એકાંતમાં કહેવું કે સ્વપ્નમાં દેવી વિંધ્યવાસિનીએ આજ મારા ઉપર કૃપા કરીને કહ્યું છે, તે એવી રીતે કે આજથી ચોથે દિવસ **પ્રચંડવર્માનું** મૃત્યુ થશે, અને પાંચમે દિવસે રેવા નદીના કિનારા ઉપર જઇ મારા મંદિરમાં કોઇ પણ મનુષ્ય નથી, એકાંત છે, આવી પરીક્ષા કરી, મનુષ્યોને બહાર કાઢી મંદિરનાં બારણા બંધ કરી, પછીથી ઉઘાડશો તો તારો પુત્ર અને તેની સાથે કોઇએક બ્રાહ્મણનો કુમાર તે મંદિરમાંથી બહાર નિકળશે. તે બ્રાહ્મણ કુમાર આ રાજ્યનું પાળન કરશે અને તારા પુત્રને આ ગાદી ઉપર બેસાડશે. હમણાં મેં વ્યાઘ્રનું રૂપ ધરી તે બાળકને અંતર્ધાન કરી મારી પાસે રાખ્યો છે. આ **મંજુવાદિનીને** બ્રાહ્મણ કુમારની સાથે પરણાવજે. આ રહસ્ય તારે મારી પાંસેજ ગુપ્ત રાખવું. કાર્ય થઇ રહે ત્યાં સુધી કોઇને જણાવવું નહિ. તે સ્વીકારી ભિલ્લ ઘણો રાજી થઇ યથોચિત કાર્ય બજાવવા ગયો. ઉપરનો વિષય જેવી રીતે ગોઠવ્યો હતો તેવી રીતે પાર પડયો અને લોકાવાણી ચોતરફ ફેલાણી—પતિવ્રતાઓનું મહાત્મ્ય આશ્ચર્ય કારકછે. તેને માળાનો માર તરવારના પ્રહાર જેવો લાગ્યો. આ કામમાં કંઇ કપટ હશે આમ કહી શકાય નહિ. કારણ કે તેને મારેલી પુષ્પની માળા પોતાની પુત્રિને આપી, તો તેના સ્તનનું આભૂષણ થઇ પડી પણ મૃત્યુકારક થઇ પડી નહિ. માટે આ પતિવ્રતાની આજ્ઞાનું જે ઉલ્લંઘન કરશે તે બળીને ભસ્મ થઈ જશે.

પછી હું અને તેનો પુત્ર કાપાલિકનો વેષ લઇ રાણી **વસુંધરા** પાસે ભિક્ષા માગવા માટે ગયા. પુત્રને જોઈ રાજમાતાના સ્તનમાંથી દૂધની ધાર થવા લાગી. પછી તે દેવી ઉભી થઈ હર્ષથી બેબાકળી બનીને બોલી. મહારાજ, પ્રણામ કરૂં છું. આ અનાથ જનની રક્ષા કરો. મને

એક સ્વપ્ન આવ્યું છે તે સાચું પડશે કે નહિ. મેં કહ્યું ઇસકા ફલ તે આજજ પાવેગી. જો તેમ થાય તો તમારી દાસીનું મહા ભાગ્ય. તે સ્વપ્ન આ કન્યાના પતિને મેળવી આપનારૂં છે. આમ રાણીએ કહ્યું. મારા દર્શનથી **મંજુવાદિની** પ્રીતિમાં અને ભયમાં તલ્લીન થઇ ગઇ. પછી તેની માતા પુત્રીને પ્રણામ કરાવી, ફરીતે મનમાં રાજી થઇ કહેવા લાગી. જો તે વાર્તા ખોટી પડશે, તો આ તમારા બાળક કાપાલીકને કાલે હું જવા દઈશ નહિ. **મંજુવાદિની**ના દર્શનથી મારા મનમાં કામ ઉત્પન્ન થયો, તેથી હું પણ અધીર બની ગયો અને તથાસ્તુ આમ કહી ત્યાંથી ભિક્ષા લઇ **નાલીજંઘને** બોલાવી ત્યાંથી બહાર નિકળી મેં પાછળ આવતા **નાલીજંઘને** પૂછ્યું. તે અલ્પાયુ પ્રસિધ્ધ **પ્રચંડ-વર્મા** કયાં છે? તે બોલ્યો. તે તો હમણાં આ રાજ્ય મારૂં છે આવો નિશ્ચય કરી નિર્ભય થઇ રાજ્ય મંડપમાં બેઠો છે અને તેની આસપાસ ગાયકો ગાય છે. મેં કહ્યું. જો એમ હોય તો હમણાં તું અહીં બેસ. આમ તે ઘરડાને આજ્ઞા કરી, તે કીલ્લાની એક પડખે કોઈ એક ઉજડ મઠ હતો તેમાં મારી પાસે જે થોડો સામાન હતો તે ઉતારી, રાજ-કુમારને ચોકી કરવા માટે સોંપી, ગાયકનો વેશ લઈ, **પ્રચંડવર્મા**ની પાસે ગયો, અને તેને સંગીતથી રાજી કરવા લાગ્યો. પ્રભાતમાં થોડો થોડો તડકો ઉદય થયો, એટલે સભાને ઉપયોગી નૃત્ય, ગીત, નાના પ્રકારનાં રૂદન વિગેરે હાથના આડા અવળા લટકા, ઉર્ધ્વપાદ,* આલાતપાદ†, વીછી અને મકરની માફક ઉલ્લંઘન, મીનની માફક ગમત વિગેરે ઘણી ક્રીડા કરી બતાવી. ત્યાર પછી પાસે બેઠેલા ગૃહસ્થો પાસેથી વારંવાર છરીને લઇ મારા પોતાના શરીરમાં તે છરીને ખોસી આશ્ચર્યકારક કોઇથી બની શકે નહિ તેવાં ચરિત્રો કરી શકરાની માફક અને ટીટોડીની માફક આ-કાશમાં ઉંચે ઉડવું વિગેરે બતાવી વીશ વાંભની અંતરે દૂર બેઠેલા

---

* નૃત્યાધ્યાયમાં ભરત કહે છે કે कराभ्यामवनीं स्पृष्ट्वा मूर्धानं भ्रामयेन्मुहुः॥ उत्तानीकृत्य चरणावूर्ध्वपादं तदुच्यते બે હાથ ભૂમિ ઉપર ખોડી ચરણને ઉંચા કરી મસ્તક ભૂમિ ઉપર રાખીને ચોમેર ફરવું તેનું નામ ઉર્ધ્વપાદ નામનું નૃત્ય છે.

† उधृत्यैकं तु चरणमन्यं कृत्वैव कुंचितं। नृत्यत्यनुमतं तिर्यक् तदालातकमेवच॥ એક પગ ઉંચો કરી બીજા ચરણને વાંકો કરી વાંકો થઈ ગમે તેમ રીતે નૃત્ય કરે તેનું નામ આલાતક નૃત્ય કહેવાય છે.

**પ્રચંડવર્માની** છાતિમાં એક છરીનો પ્રહાર કરી, **વસંતભાનુ હજાર વર્ષ** જીવતો રહો, આવી ગર્જના કરી. એવામાં મારા શરીરને ઘાયલ કરવા માટે એક યોધ્ધો તરવાર ઉગામીને આવ્યો. મેં તેના ઘણા જાડા બે બાહુના ઉપરના ભાગને દબાવીને તેને બેભાન કરી નાંખ્યો. આ જોઇ મનુષ્ય ગભરાટમાં પડી ગયાં. ઉપર પ્રમાણે તેને આશ્ચર્ય પમાડી, એમાં થોડા ઉંચાઈનો કિલ્લો હતો, તેને ઠેકી ઉપવનમાં કુદી પડીને, બોલ્યો કે મારી પાછળ જે આવશે, તેઓને પણ તે માર્ગે એટલે અ-મરનગરમાં મોકલીશ. આમ કહી **નાલીજંઘ** મારફતે સરખી કરાવેલી રે-તીમાં પગલાં જણાય તેમ કિલ્લાની પડખે પડખે પૂર્વ દિશા તરફ તંમાલની સીડીએ ચાલ્યો ગયો અને ત્યાંથી ઇંટોથી ચણેલા ઉંચા નિચા કિલ્લા ઉપરથી કોઇ જાણે નહિ, તેવી રીતે ઠેકી કીલ્લાની ખા-ઇને ઓલંઘી, પ્રથમના ઉજડ મઠમાં ઝટ આવ્યો. અને પ્રથમનો વેશ ઝટ ઉતારી પેલા કુમારની સાથે હું શ્મશાનમાં ગયો. મને ત્યાં જતાં મારા કર્મથી રાજદ્વાર આગળ ઘણી ભીડ હતી, માટે અમને માંડ માંડ માર્ગ મળ્યો. પછી દુર્ગાના મંદિરમાં જ્યાં પ્રતિમાને બેસવાની જગા હતી, તેના એક ત્રાંસવાળા ખુણામાં એક બાકું કરી એક મજબૂત મોટા પથરને બન્ને તરફથી ઘડી તેનાવતી તે બાંકાંને બાહેરથી પૂરી દીધું.

પછી અર્ધરાત્રિ ગળવા આવી એટલે, રાજ્યમાં રહેનારા નાજર લોકોએ અમને મહા મૂલ્યનાં રત્નજડિત આભૂષણો અને વસ્ત્રો આપ્યાં હતાં તે લઇ અમે મંદિરમાંના ભોંયરામાં છાંનામાંના પેઠા. દેવીએ પ્રથમ દિવસે માળવરાજા **પ્રચંડવર્માને** યથોચિત અગ્નિ સંસ્કાર આપી, આ સઘળું **અશ્મકરાજાના** દૂતોએ કરેલું છે એમ **પ્રચંડવર્માને** સમજાવ્યો હતો. બીજે દિવસે પ્રભાતમાંજ પ્રથમથી શેહેરના સામંત અને વૃદ્ધ પુરૂષો સાથે સં-કેત કરી મૂકેલો હતો તે પ્રમાણે તેઓની સાથે દુર્ગામંદિરમાં આવી, ભગવતીની પૂજા કરી, સર્વ જનની સમક્ષમાં મંદિરની અંદરના ભાગમાં કોઇ મનુષ્ય નથી આવી રીતે મંદિરની અંદર પરીક્ષા કરી. નજર કરતાં મનુષ્યની સાથે **વસુંધરા** રાણી ઉભાં અને ઢોલનો મોટો શબ્દ થવા માંડયો. ઝીણા છિદ્રમાંથી ઢોલનો શબ્દ અંદર આવ્યો. તે દ્વારા મને સંજ્ઞા મળી કે લોઢાની મૂર્તિ સહિત પ્રતિમાને રાખવાનો બાજઠ હતો તેને ઉં-ચો કરી, ઘણા મજબૂત મનુષ્યથી પણ ઉચકી શકાય નહિ તેવા

એક પડખાને બે હાથથી ઉંચું કરી, એક પડખે મૂકી, હું બહાર નિક-ળ્યો અને તે કુમારને બહાર કાઢયો. પછી ક્રમ પ્રમાણે દૂર્ગાની પૂજા કરી, બારણું ઉઘાડી સર્વેની સમક્ષમાં આવ્યો. મને જોઇ કાર્યભારી વર્ગના શરી-રમાં રૂંવાડાં ઉભાં થયાં અને ખરી ખાતરી થવાથી માણુસો આતુર થઇ બે હાથ જોડી મને પ્રણામ કરવા લાગ્યાં. મેં તેને કહ્યું. દેવી વિંધ્યવાસિની મારી દ્વારા તમને એમ જણાવે છે, કે મેં સિંહનું રૂપ લઇ આ છોકરાને ભય આપી, મારી પાસે અંતર્ધાનરૂપે રાખ્યો હતો. હવે આજથી આને માતા તરફનો પક્ષ મંદ છે, માટે મારો પુત્ર ગણી તમારે તેનો સ્વિકાર કરવો. હું દુર્ઘટ ક્રોડ કપટની રચનાની ચતુરાઈની પ્રસિદ્ધ જે શઠતા તેને ભરવાની મજબૂત પથરની કોઠી છું. મેં આ કુમારની રક્ષા કરી છે એમ તમારે જાણવું. રક્ષાના બદલામાં મને આની સુંદર ભ્રૂકુ-ટીવાળી મોટી બેન પરણાવવી, આવી દેવીની આજ્ઞા છે. આ સાંભળી સઘળા બોલ્યા. અરે ભોજવંશ ભાગ્યવાન. કારણ જે વંશમાં દેવીએ અર્પણ કરેલો પુત્ર સ્વામી થયો છે. આમ કહી કાર્યભારી મંડળ મનમાં રાજી થયું. મારી સાસુ એટલી તો રાજી થઇ, કે હું તમને કહી શકું નહિ. તેજ દિવસે **મંજુવાદિની** સાથે મારે પાણિગ્રહણ થયું. રાત્રિ થયા પછી દેવીના મંદિરમાં જે ભોયરૂં હતું તેને મેં સારી રીતે પુરી દીધું કે જેથી ગુહ્ય વાર્ત્તા લોકના જાણવામાં આવી નહિ. ઉપરના ચમત્કારથી મારામાં દેવતાનો અંશ માની કોઇ પણ મારી આજ્ઞા ઉલંઘન કરી શકતું નહિ. રાજપુત્રનું આર્યાપુત્ર આવું પ્રભાવ જનક નામ લોકમાં પ્રસિદ્ધ થયુ. તેજ રાજ કુમારને શુભ દિવસે, મંગળ વિધિ કરી જનોઇ દીધું અને તેને પુરોહિત પાસે નીતિનું અધ્યન કરાવવાનો આરંભ કર્યો અને હું રાજ્ય કાર્ય કરવા લાગ્યો. પછી મને એક વખતે વિચાર આવ્યો, કે રાજ્ય ત્રણ શક્તિને આધીન છે, તે પ્રભાવશક્તિ, મંત્રશક્તિ અને ઉત્સાહશક્તિ પરસ્પર ઉપકારી થઈને આગળ કાર્ય કરવામાં શક્તિમાન થાય છે. કારણ કે વસ્તુનો નિશ્ચય મંત્રથી ( વિચારથી )થાય છે. વસ્તુનો આરંભ પ્રભા-વથી થાય છે. અને ઉત્સાહ તેને વધારનાર છે. નીતિરૂપ એક મહા વૃક્ષ રાજાનો ઉપકાર કરનારૂં છે, તેનું મૂળ પંચાંગ મંત્ર છે. તેની શાખા 'અર્થ-સિદ્ધિ અને પુરૂષાર્થસિદ્ધિ એ બે છે. ચોગણો ઉત્સાહ તેની ડાળીઓ છે. બોતેર કાર્યભારી મંડળ તેનાં પાંદડાં છે. સંધિ, વિગ્રહ, યાન, આસન,

સંશ્રય અને દ્વૈધીભાવ આ છ ગુણ* તે વૃક્ષનાં કુપળીઆં છે. ત્રણ શક્તિ પુષ્પ છે અને ત્રણ સિદ્ધિ ફળ છે. પક્ષ વગર આ નીતિ વૃક્ષનો ઉપભોગ લઇ શકાતો નથી–કારણ કે તેનો વિસ્તાર ઘણો છે. **મિત્રવર્માનો** કાર્યભારી જે **આર્યકેતુ** છે તે કોશલ વંશનો છે, માટે આ કુમારના માતાના પક્ષનો ગણાય. તેમાં મંત્રિના ગુણો છે, તેના વિચારનો તિરસ્કાર કરવાથી **મિત્રવર્મા** હતપ્રાય થઇ ગયો છે. તેને આપણી સાથે મેળવીએ તો ઘણું સારૂં થાય. આવો વિચાર કર્યા પછી **નાલીજંઘને** એકાંતમાં બોલાવી શિખવ્યું–અરે ભાઇ, આ **આર્યકેતુને** એકાંતમાં કહે કે આ રાજ્ય લક્ષ્મીને ભોગવે છે તે કોણ છે? એ માયાવી પુરૂષ જણાય છે. અમારા કુમારને એ કપટીએ પકડેલો છે, તે કપટી તેને છોડી મૂકશે કે ગળી જશે. (ખાઈ જશે) આનો જે જવાબ મળે તે મને જણાવજે. બીજે દિવસે **નાલીજંઘે** આવીને મને જણાવ્યું કે મેં પહેરામણીઓ વડે વારંવાર તે મંત્રીને ખુસી કરી, આશ્ચર્યકારક વાર્તાઓ કરી તેના હાથપગ દબાવી તેને ઘણો વિશ્વાસ બેસાડયો. ત્યાર પછી તમારા બતાવેલા ન્યાયના માર્ગથી તેને પૂછયું, તેણે મને આમ કહ્યું. ભાઇ, તું એમ કહે મા, તે શુદ્ધ કુળમાં જન્મેલો છે, તેની બુદ્ધિનું ડહાપણ અસાધારણ છે, તેનું બળ મનુષ્ય કરતાં ચડે તેમ છે, તેની ઉદારતા અપરિમાણ છે, શસ્ત્ર અને શાસ્ત્રમાં તેની ચાલાકી અદ્‌ભુત છે, તેનું જ્ઞાન કળામાં ઘણું છે, તેનું મન અનુગ્રહથી કોમળ છે, અને તેનું તેજ સહન થઇ શકે તેવું નથી, પણ શત્રુને હઠાવે તેવું છે. આવી રીતના આનામાં ગુણો વાસ કરીને રહ્યા છે. જે ગુણોમાંના એક એક પણ ગુણ બીજામાં દુર્લભ છે. આ અશ્મક રાજા વસંતભાનુ શત્રુઓને જીર્ણ વિષના વૃક્ષ જેવો છે. સરલ જનને ચંદનના તરૂ જેવો છે. અને નીતિમાં નિપુણ છે, તેને ઉખેડી નાંખી આ કુમારને પોતાના પિતાની જુની ગાદીએ પાછો બેસાર્યો છે એમજ જાણો. એમાં સંશય કરવો નહિ. આ સાંભળ્યા પછી ફરીને છાના દૂતો મારફત તે રાજાને મારા પક્ષમાં લઇ, તેની સાથે મિત્રાઇ કરી, સત્ય અને કપટ વગરનાં મંત્રિઓને રાખ્યા. જુદાં જુદાં સાધનોને છાના દૂતોથી સંગ્રહ કરી સઘળા કાર્યને વિચાર કરી તે દ્વારા ઘણા લોભી, સમૃદ્ધિવાળા, પ્રીતિવાળા અને પોતાના કબજામાં ન રહે તેવા પ્રજા

---

* ૧ સલાહ, ૨ કજીઓ, ૩ ચડાઈ, ૪ બેસી રહેવું, ૫ આશ્રય, ૬ ફુટ.

વર્ગમાં તથા મંત્રી મંડળમાં મારી ઉદારતા જણાવતો, ધર્મિષ્ટપણું પ્રગટ કરતો, નાસ્તિકને દુઃખ આપતો, શત્રુઓને તાબામાં કરતો, શત્રુના છાના કાર્યભારીનો નાશ કરતો, ચાર વર્ણને પોતપોતાના ધર્મમાં ચલાવતો, ધનને એકઠું કરવા લાગ્યો.

વિશેષે દંડથી કાર્યનો આરંભ કરવો, તે અનર્થ કરનારૂં છે. કારણ તેમાં નિર્દયપણું રહેવાથી તેના જેવું બીજું એક પણ મહા પાપી કર્મ નથી. આવો વિચાર કરી, જુદા જુદા ઉપાયો લેવા લાગ્યો. મને વિચાર આવ્યો કે સઘળા લડવૈયા ઘણા શૂરવીર છે. તે મારા ઉપર એવી તો પ્રીતિ રાખે છે કે મારી આજ્ઞા હોય તો જીવવું પણ તૃણ બરાબર ગણે છે. મારૂં રાજ્ય અને સેનાની સામગ્રી અશ્મક રાજા **વસંતભાનુ**થી કંઇ ઓછી નથી. વળી હું નીતિ નિપુણ છું, તેમ **વસંતભાનુંને** હરાવી વિદર્ભ રાજા **અનંતવર્મા**ના પુત્ર **ભાસ્કરવર્માને** તેના બાપની જગોએ બેસારવાને સમર્થ છું. આ રાજકુમારને ભવાનીએ પુત્ર ઠરાવેલો છે અને તેના સહાયમાં મને મૂકયો છે. આ વાર્તા સર્વત્ર ફેલાઈ છે. હજી સુધી મારા કપટની વાર્તા કોઇએ પણ જાણી નથી. અહીંના રહેનારા લોકો આ **અનંતવર્મા**ના પુત્ર **ભાસ્કરવર્મા** ઉપર એવી આશા રાખી બેઠા છે કે, અમારા **અનંતવર્મા**નો પુત્ર વિંધ્યવાસિનીના પ્રસાદથી આ રાજ્ય પાછું મેળવશે. રાજપુત્રને દેવીની સહાય છે એમ જાણી "દૈવી શક્તિ આગળ મનુષ્યની શક્તિ બળવાળી ગણાતી નથી" એમ ધારી આપણી સાથે લડાઇ કરવામાં ઉદાસ મનવાળું અશ્મક રાજાનું સૈન્ય જણાય છે. આ શેહેરના જુના કાર્યભારીઓ પ્રથમથીજ રાજપુત્રના ઉદયની ઈચ્છાવાળા હતા. વળી હમણાં મેં દાન અને માન આદિ આપીને તેને વધારે વિશ્વાસુ કરેલા છે અને તેઓ રાજપુત્રનેજ ઇચ્છે છે. મારા ઘણા વિશ્વાસુ પુરૂષોએ જે અશ્મકરાજાના અંતરંગ નોકરો છે તેની ઘણી પ્રીતિ મેળવી, મારી આજ્ઞાથી એકાંતમાં વશ કરી રાખેલા છે. અને કહ્યું છે કે, તમે અમારા મિત્ર ગણાઓ. માટે અમારે તમારો શુભ ઉદય થાય તેવું વચન કહેવું જોઇએજ. અહીં ભવાનીએ પોતાના પુત્ર. રાજકુમારને સહાય કરવા માટે વિખ્યાત એવા **વિશ્રુતને** મૂકયો છે. માટે અશ્મક રાજ **વસંતભાનુ**ના પક્ષમાં રહી, જેઓ આ કુમારની સાથે યુધ્ધ કરશે. તેઓને પણ દેવી **વિશ્રુતને** હાથે કાલના મંદિરનો અતિથી કરાવશે. જ્યાં

સુધી અશ્મક રાજા સાથે યુધ્ધ થયું નથી, ત્યાં સુધી આ અનંતવર્મા-ના પુત્ર ભાસ્કરવર્માને જે અનુસરશે, તેને ભય રહેશે નહિ. વળી તે ઘણું કાર્ય કરશે તથા પોતાના કુટુંબ સહિત સુખમાં રહેશે. નહિતર ભવાનીના ત્રિશૂલને આધીન થશે. મને દેવી ભવાનીએ આવી આજ્ઞા કરી છે કે એકવાર આ વાર્તા સર્વને જણાવ. આટલા માટે અમારે ત-મારી સાથે મિત્રાઇ છે, એમ જાણી અમારા મુખથી સર્વને કહેવરાવ્યું છે. ઉપરની વાર્તા સાંભળી અશ્મક રાજાના અંતરંગ નોકરોનાં મન રાજપુત્રને દેવીનો વર છે એમ જાણી પ્રથમથીજ ઉદાસી થયાં હતાં. તેમાં મારૂં વચન સાંભળીને વધારે ઉદાસીન થયાં. તે સઘળા મારે આધીન થયા. આ સઘળું વૃત્તાંત અશ્મકરાજાના જાણવામાં આવ્યું તે ઉપરથી તેણે વિચાર કર્યો કે રાજપુત્રના જુના કાર્યભારીઓ અને સઘળી પ્રજા તે રાજપુત્રને રાજા કરવાની ઇચ્છા રાખે છે. મારા અંતરંગ અને બાહ્ય સેવકવર્ગ ઉદાસ મનવાળો દેખાય છે. આવી રીતે જો હું ક્ષમા રાખીને ઘરમાં બેસી રહીશ તો મારા પોતાના રાજ્યમાં પણ ફુટ થશે, તેથી તેનું રક્ષણ પણ કરી શકીશ નહિ. માટે હમણાં મારૂં ગુહ્ય પ્રગટ કરનારી મારાથી ઉદાસી થયલી મારી સેના સાથે તેઓને જ્યાં સુધી પરસ્પર ભાષણ થયું નથી તેટલામાંજ તેની સાથે યુદ્ધ કરૂં. આમ કર-વાથી તે અવશ્ય મારી આગળ ક્ષણવાર અટકી રહેશે. આવો નિશ્ચય કરી અન્યાયથી પરરાજ્યને ખુંચવી લેવારૂપિ પાતકે જાણે પ્રેર્યો હોય, તેમ તે સેના સહિત મૃત્યુના મુખ જેવી અમારી સેના તરફ આવ્યો. તેને સામો આવતો જોઈ રાજપુત્ર આગળ થયો, એટલે અશ્મક રાજા ભાગ્યો. તેની પછવાડે ઘોડા ઉપર ચડીને હું દોડયો. એટલે તેની સેનાએ વિચાર કર્યો કે આ આટલી અપાર આપણી સેના ઉપર એકલોજ આવે છે માટે આમાં દેવી ભવાનીનું વરદાનજ એક કારણ છે બીજું કંઇ નથી. આવો નિશ્ચય કરી ચિત્રમાં આળખેલી હોય તેમ ઉભી રહી. પછી મેં સામો જઈ યુધ્ધને માટે વસંતભાનુને બોલાવ્યો એટલે તેણે સામો આવી મને તરવારનો ભયંકર ઘા માર્યો. મેં મારી ચાલાકીથી તેના તરવારના ઘાને ચુકાવી દીધો અને તેની સામે તરવાર મારી અશ્મકરા-જનું મસ્તક કાપી, ભૂમી ઉપર પાડી નાંખી, તેના સીપાઇઓને કહ્યું કે, હજીપણ જેઓને લડવાની ઇચ્છા હોય તે સામા આવી મારી

સાથે સહાય કરો. નહિતર રાજપુત્રને પ્રણામ કરી તેના થઇ પોતપોતાની વૃત્તિનો ઉપભોગ કરી પોતપોતાનાં અધિકાર નિઃશંક રીતે સાચવી સુખમાં રહો. મારૂં વચન સાંભળી સઘલા અશ્મક રાજાના નોકરો પોતાના વાહન ઉપરથી એકદમ ઉતરી રાજપુત્રને નમસ્કાર કરી તેને આધીન થયા. તે પછી મેં તે અશ્મક રાજા વસંતભાનુનું રાજ્ય રાજપુત્રને આધીન કરી, તેના રક્ષણ માટે પ્રથમના જે પોતાના નોકરો હતા, તેને અધિકારીની જગો ઉપર નિમી, પોતાને વશ કરેલી અશ્મક રાજાની સેનાની સાથે હું પોતે વિદર્ભ દેશમાં ગયો અને મેં રાજપુત્ર ભાસ્કરવર્માને તેના પિતાની ગાદીએ બેસાર્યો.

એક વખતે રાજપુત્ર માતા વસુંધરાની સાથે બેઠા હતા, તેની પાસે મેં વિનંતી કરી કે, મેં એક કાર્યનો આરંભ કર્યો છે, તે જ્યાં સુધી સિદ્ધ થયું નથી. ત્યાં સુધી કયાંઇ પણ એક સ્થાનક હું રહી શકીશ નહિ. એટલા માટે મારી સ્ત્રી તારી બેન મંજુવાદિની કેટલાએક દિવસો તમારી પાસેજ ભલે રેહે. હું મિત્રને મળ્યા સુધી કેટલાએક દિવસો ભૂમિ ઉપર ભટકી તેને મેળવી, ફરીને અહીં આવીશ. આમ સાંભળી રાજકુમારે પોતાની માતાના અનુમત પ્રમાણે મને કહ્યું કે, આ અમારો આવડા મોટા રાજયની પ્રાપ્તિ રૂપ જે ઉદય થયો છે. તેનું અસાધારણ કારણ આપજ છો. આપના વગર આ રાજયની ધોસરી અમારાથી ઉપડી શકે નહિ. માટે આપ એમ શું કહો છો? તે સાંભળીને મેં ઉત્તર આપ્યો. તમારે તે વિશે લેશ પણ ચિત્તમાં ચિંતા લાવવી નહિ. તમારા ઘરમાં જે કાર્યભારી રૂપિ રત્ન છે તે આવા અનેક પ્રકારના રાજયની ધોસરી ઉપાડવાને શક્તિમાન્ છે. એટલા માટે તેને રાજ્ય કાર્યમાં નિમી હું જાઇશ, ઇત્યાદિક વચનોથી તેને સમજાવ્યો, તોપણ રાજકુમાર અને તેની માતાએ ઘણો આગ્રહ કરી કેટલાએક વખત સુધી ચાલવાની તૈયારીમાંથી મને પાછો વાળ્યો. પછી ઉત્કલ દેશના રાજા પ્રચંડવર્માનું રાજય મને સોપ્યું. તે રાજ્ય મેં મારે તાબે કરી, રાજાની રજા લઇ, જ્યાં તમારી શોધ માટે ચાલવાની તૈયારી કરૂં છું. એટલામાંજ અંગ દેશના રાજા સિંહવર્માએ મને પોતાના સહાય માટે બોલાવ્યો તેથી અહીં આવ્યો એવામાં પૂર્વના પુણ્યના પાકને લીધે આપની સાથે મારે મેળાપ થયો.

પછી ત્યાં તેઓ ભેળા થએલા અપહારવર્મા, ઉપહારવર્મા,

**અર્થપાલ, પ્રમતિ, મિત્રગુપ્ત, મંત્રગુપ્ત** અને **વિશ્રુત** વિગેરે કુમારોએ પાટલીપુરમાં કુમાર **સોમદત્ત** યુવરાજ પદને ભોગવતો હતો તેને બોલાવવા માટે પ્રથમથી સંકેત કરી રાખ્યો હતો. ચાકરો મારફતે તેને તેની ભાર્યા સાથે બોલાવી, **રાજવાહન**ની સાથે સઘળા ભેળા થઇ, એક સ્થાનકે બેસી, પરસ્પર આનંદની વાર્તાઓ કરે છે એવામાં પુષ્પપુરથી રાજા **રાજહંસ**નો આજ્ઞા પત્ર લઇ રાજસેવક આવ્યો અને પ્રણામ કરી વિનંતિ કરવા લાગ્યો કે હે મહારાજ, આપના પિતા **રાજહંસ**નો આ 'આજ્ઞા પત્ર' છે, તે આપ ગ્રહણ કરો. તે સાંભળી **રાજવાહન** ઉભો થયો અને વારંવાર આદરથી પ્રણામ કરી, સભામાં તે આજ્ઞા પત્રને ગ્રહણ કરી, માથે ચડાવી, ઉતારી, તેને ઉખેળી રાજા **રાજવાહન** સઘળા સાંભળે તેમ વાંચવા લાગ્યો. સ્વસ્તિ શ્રી પુષ્પ પુરી રાજધાની નગરથી શ્રી **રાજહંસ** રાજા **રાજવાહન** પ્રમુખ રાજકુમારોને આશીર્વાદ પૂર્વક આજ્ઞા પત્ર મોકલે છે કે, તમે મારી રજા લઇ મને પ્રણામ કરી અહીંથી ચાલ્યા અને રસ્તામાં કોઇ વનપ્રદેશમાં શિવમંદિરની પાસે છાવણી લગાવીને રહ્યા, ત્યાં શિવ પૂજન માટે રાત્રિએ **રાજવાહન** શિવના મંદિરમાં ગયો. સવારે તેઓએ ઉઠીને જોયું તો **રાજવાહન**ને દીઠો નહિ. પછી બાકી રહેલા કુમારો **રાજવાહન**ની સાથેજ **રાજહંસ**ને મળશું નહિતર પ્રાણ તજશું આવી પ્રતિજ્ઞા કરી સર્વ કુમારોએ સૈન્યને પાછું વાળી **રાજવાહન**ને ગોતવા માટે જુદા જુદા ચાલી નિકળ્યા. આવી રીતનું તમારૂં વૃત્તાંત પાછી આવેલી સેનાના મુખથી સાંભળી અસહ્ય દુઃખ રૂપ સાગરમાં હું અને તારી માતા બન્ને જણાં ડુબી ગયાં. પછી **વામદેવ**ના આશ્રમમાં જઇ આ વાર્તા તેને જણાવવી, તથા "પ્રાણ ત્યાગ કરશું." આવો નિશ્ચય કરી અમે બે તેના આશ્રમમાં ગયાં અને તે મુનિને પ્રણામ કરી ત્યાં ઉભાં, તેટલામાંજ ત્રિકાળવેત્તા તે મુનિએ અમારા મનનું કર્તવ્ય જાણી લીધું અને પોતે બોલ્યા–હે રાજન્, તારૂં આ સઘળું જે કર્ત્તવ્ય છે, તે મેં પ્રથમથીજ જાણી લીધું. જે આ તારા કુમારો છે તે **રાજવાહન**ને માટે કેટલાએક કાળ પર્યંત દુઃખ પામી, જ્યારે તેનો ઉદય થશે ત્યારે તે અસાધારણ પરાક્રમથી દિગ્ વિજય કરી, ઘણાં રાજ્યો મેળવી સોલ વર્ષ પછી વિજયવંત **રાજવાહન**ને આગળ કરી પાછા આવશે અને તમારા તથા **વસુમતિ**ના ચરણમાં પ્રણામ કરી તમારી આજ્ઞામાં રહેશે;

એટલા માટે તે નિમિત્તે કંઈ પણ સાહસ કર્મ કરવું નહીં જોઇએ. તે સાંભળી, તે વિશ્વાસથી ધીરજ રાખી આજ દિન પર્યંત હું અને રાણી જીવતાં રહ્યાં. હમણાં તે અવધિ પાસે આવ્યો, તેથી **વામદેવને** આશ્રમે જઇને વિનંતી કરી કે હે નાથ, તમે જે અવધિ બતાવ્યો હતો, તે આજ ઘણું કરી પૂર્ણું થયો. તે સમાચાર આપને આજ દિન પર્યંત યાદ હશેજ.

મુનિ રાજ બોલ્યા–હે રાજન્, **રાજવાહન** વિગેરે સઘળા કુમારો અપાર દુર્જય શત્રુઓને જીતી, દિગ્ વિજય કરી, પૃથ્વીના મંડળને પોતાને આધીન કરી, ચંપા નગરીમાં એકઠા થઇને રહ્યા છે, માટે તું તારો આજ્ઞા પત્ર આપી તેને બોલાવવા માટે નોકરોને ઝટ મોકલ. આવું મુનિનું વચન સાંભળી તમને બોલાવવા માટે મેં આ આજ્ઞા પત્ર મોકલ્યો છે. હવે પછી તમે જો ક્ષણ એક પણ વિલંબ કરશો તો મને અને **વસુમતીને** કથા માત્ર સાંભળશો. આમ જાણી પાણી પણ માર્ગમાં ચાલીને પીવું. આવી રીતનો નિશ્ચય કરી પિતાનો આજ્ઞા પત્ર પોતાના મસ્તક ઉપર ચડાવી, હવે જઈએ આમ નિશ્ચય કર્યો. પછી તાબે કરેલા રાજ્યના રક્ષણમાં જોઇએ તેટલી સેના અને સમર્થ આપ્ત પુરૂષોને સ્થાનકે સ્થાનકે મૂકી, કેટલાએક સૈન્યથી માર્ગનું રક્ષણ કરી, પ્રથમનો શત્રુ જે માળવ રાજા **માનસાર** હતો તેને હરાવી, તેના રાજ્યને પોતાને આધીન કરી, પુષ્પપુરમાં રાજા **રાજહંસ** અને દેવી **વસુમતીના** ચરણમાં પ્રણામ કરશું આવો નિશ્ચય કરી, પોતપોતાની સ્ત્રી સહિત થોડું સૈન્ય લઇને માળવ દેશ પ્રત્યે ચાલ્યા. અને ઉજ્જેણમાં જઇ તેજ વખતે **રાજવાહને** સહાયભૂત તે તે કુમારોની સહાયતાથી માલવરાજ ઘણો બળવાન્ હતો તો પણ તેને ક્ષણમાં હરાવી, તેની પુત્રી **અવંતિસુંદરીને** સાથે લઇ, તેના કાર્યભારી **ચંડવર્માએ** પ્રથમ **પુષ્પોદ્ભવ** નામના કુમારને તેના કુટુંબ સહિત કેદખાનામાં નાંખ્યો હતો, તે તેમાંથી છુટો થયો હતો તેને પોતાની સાથે લઇ, માલવાના રાજ્યને પોતાને તાબે કરી, તેના રક્ષણ માટે કેટલાએક મંત્રિઓને સેના સહિત તે ઉપર મૂકી, બાકી બચેલી થોડી સેના સાથે કુમાર મંડળ પુષ્પપુરમાં ગયું અને **રાજવાહનને** આગળ કરી માતા **વસુમતી** તથા પિતા **રાજહંસના** ચરણમાં પ્રણામ કર્યાં. રાજા અને રાણી પુત્રોના સમાગમથી અતિશય આનંદને પામ્યાં. પછી **રાજહંસ** અને **વસુમતી** રાણીની સમક્ષમાં

**વામદેવે રાજવાહન** વિગેરે દશકુમારોની ઇચ્છા જાણીને તે કુમારોને આજ્ઞા કરી કે તમે સઘળા એક વાર જઇને પોતપોતાનું રાજ્ય ન્યાયથી ચલાવો. વળી તમારે જ્યારે ઇચ્છા થાય ત્યારે માતાપિતાના ચરણમાં પ્રણામ કરવા માટે આવવું. પછી તે સર્વે કુમારોએ તે મુનિનું વચન પોતાને માથે ચડાવી, તે મુનિને પ્રણામ કરી, માતા પિતાને પ્રણામ કરીને ગયા અને દિગ્વિજય કરી જ્યારે પાછા આવ્યા, ત્યારે પોતપોતાનું વૃત્તાંત જુદું જુદું મુનિની સમક્ષમાં જણાવવા લાગ્યા. રાજા અને રાણી કુમારનાં પરાક્રમ બતાવનારાં અતિ દુર્ઘટ ચરિત્રો સાંભળીને પરમ આનંદને પામ્યાં. પછી રાજાએ મુનિને સવિનય વિનંતિ કરી કે હે મહારાજ, તમારી કૃપા દૃષ્ટિથી અમને મનુષ્યના મનોરથથી વિશેષ, મન અને વાણીથી જણાય નહિ તેવું સુખ મળ્યું. હવે પછી આપના ચરણની સમીપમાં વાનપ્રસ્થાશ્રમ મેળવી આત્માનું સાધન કરવું એ ઉચિત છે, આટલા માટે પુષ્પપુરના રાજ્યમાં અને માળવાના રાજ્યમાં **રાજવાહનનો** અભિષેક કરી, બાકી રહેલાં નવ રાજ્ય નવ કુમારોને આપના કહેવા પ્રમાણે સોંપુ અને તે કુમારો **રાજવાહનની** આજ્ઞામાં રહી તેની સાથે એક મત કરી, ચાર સમુદ્ર પર્યંત આ ભૂમિને શત્રુ રહિત કરી જેમ ભોગવે તેમ આપે કરવું જોઈએ. કુમારોનો પોતાના પિતાને વાનપ્રસ્થ દશા ગ્રહણ ન કરવા દેવામાં ઘણો આગ્રહ જોઇ મુનિએ કહ્યું, હે કુમારો, તમારા પિતાની આ અવસ્થા વૈરાગ્યને ઉચિત છે, તો કાયાને ક્લેશ આપ્યા વગર મારા આશ્રમમાં રહી વાનપ્રસ્થ આશ્રમનો આશ્રય કરીને રહેશે, તેમાં તમારે સર્વથા ના પાડવી નહિ. તેને અહીં રહેવાથી ભગવાન્‌ની ભક્તિ મળશે પણ તમને પિતાની પાસે રહેવાથી સુખ મળશે નહિ. કુમાર વર્ગે મહર્ષિનું વચન સાંભળી પિતા વાનપ્રસ્થ આશ્રમ સ્વીકાર કરતા હતા તેને નિષેધ કરવાનો આગ્રહ મૂકી દીધો. પછી **રાજવાહનને** પુષ્પપુરની ગાદી ઉપર બેસારી તેની આજ્ઞાથી સઘળા પરિજન પોતપોતાના રાજ્યનું પાલન કરી પોતાની ઈચ્છાથી માતાપિતાની પાસે જવા આવવા લાગ્યા. આવી રીતે સઘળું કુમાર મંડળ પણ રાજવાહનની આજ્ઞાથી સર્વ પૃથ્વીના મંડળને ન્યાયથી પાળન કરવા લાગ્યું અને પરસ્પર એક મતથી વર્તી ઇંદ્ર વિગેરેને પણ મળી શકે નહિ એવા રાજ્ય સુખનો અનુભવ કરવા લાગ્યું.

# ઉચ્છ્વાસ ૯ મો.*

ઉપર પ્રમાણે ધર્મ તથા અર્થની સિધ્ધિથી તથા શાસ્ત્રાનુસાર નાના પ્રકારના ઉપાયોથી સ્વપક્ષમાં સલાહ અને શત્રુ પક્ષમાં કલેશ કરાવી, બ્રાહ્મણો વિગેરેને રંજન કરી, નિરંતર રાજકુમારને ઉચિત વસ્ત્ર, અને આભૂષણ તથા સેવા કરવાવાળાં પરિજન વિગેરે ઉપયોગી મનુષ્યો, મેળવેલા ધનમાંથી રાખી આપ્યાં, તથા ચાર અંગ (હાથી, ઘોડા, રથ, પાયદલ) વાળી સેનાનો સંગ્રહ કર્યો. કુમાર ભાસ્કરવર્મા જો કે ચૌદ વર્ષનો હજી થયો ન હતો, તો પણ તેની પોતાના પક્ષમાં અને શત્રુના પક્ષમાં પ્રતિષ્ઠા કરી તેનું માન વધાર્યું. આ કુમાર બન્ને પક્ષમાં પુણ્યવર્માની કીર્તિવડે શોભવા લાગ્યો, પછી નાલીજંઘ મારફતે મિત્રવર્માના મંત્રી આર્યકેતુ સાથે મિત્રાઈ કરી તેને રાજી કર્યો અને તેને એકાંતમાં કહ્યું. મંત્રિ, તમારા રાજા મિત્રવર્માના પુત્ર ચંદ્રવર્મા છે તે પોતાના પિતાની માફક રાજ્યભાવથી શોભે છે તેમ અમારા રાજકુમાર દંડ નીતિમાં નિપુણ છે. તે તમે પ્રત્યક્ષ જાણો છો. આ બન્ને કુમાર પરસ્પર સંબંધી છે. માટે તે બન્નેને પરસ્પર મિત્રાઈ થવાથી રાજ્ય સ્થિર થાય અને મર્મને ખોળનારા શત્રુઓ જેમ રાજ્યમાં પ્રવેશ કરી શકે નહિ, તેમ તમારે સાવધ થઇ પ્રયત્ન કરવું જોઇએ. મારે પણ મારી મતિ પ્રમાણે આ વિષયમાં પ્રયત્ન કરવો જોઇએજ. આવી રીતે એક બીજામાં જો સંબંધ થશે તો ઈન્દ્ર પણ હરાવી શકશે નહિ. ત્યારે આપણી બુદ્ધિ પાસે કુંઠિત મતિવાળા વસંતભાનુ અને અવંતિદેવનો શો ભાર છે. વળી પ્રાચીન મુખ્ય પુરૂષોએ મેળવેલો આ લોકમાં અને પરલોકમાં પુરૂષાર્થને આપનારો ઉત્તમ યશ આપણામાં વાસ કરશે. દૈવેચ્છાથી સિધ્ધ થએલું આ કાર્ય થોડા પ્રયત્નથી સિધ્ધ થશે એમ માન. મેં રાજપિતા અનંતવર્માનો જેવો ભંડાર અને વાહન હતાં તેવાંજ ફરીને મેળવ્યાં છે. દેવી વસુંધરા તથા અનંતવર્માના

---

* કવિ દંડિએ દશકુમારચરિત ઉત્તરપીઠિકાના આઠ ઉચ્છ્વાસ પર્યંત લખેલું જણાય છે, તેમાં માત્ર દશકુમારના ચરિત્રની વાર્તા છે, પરંતુ તેઓ પીછા મળ્યા અને રાજવાહને અવંતિ સુંદરી સાથ વિવાહ કર્યો, તે વિષે કંઈ પણ લખ્યું નથી. આઠમા ઉચ્છવાસના છેવટના ભાગમાં થોડું જણાવ્યું છે. પણ જોઈએ તેવું જણાવ્યું નથી. આથી વાંચનારને કથાના રસમાં ભંગ પડશે એમ જાણી પદ્મનાભે ટુંકમાં તે કથા નવમા ઉચ્છ્વાસમાં પૂર્ણ કરી છે તે ઉચ્છવાસ પરિશિષ્ટના નામથી ઓળખાય છે.

બાઇ **મિત્રવર્માની** સહાયતાથી ફરીને રાજકુમારને રાજ્ય અપાવ્યું. આ સઘળી વાર્તા આ પ્રમાણે છે. તેણે જાણ્યું કે આનું બોલવું રાજાને પોતાના પુરૂષાર્થને, રાજ્ય વંશને, સુકૃતને, સંબંધને, રાજ્યને અને મિત્ર વર્ગને હિત કરનારૂં છે તેથી તેના મનમાં સંતોષ થયો. તેનાં નયન આનંદથી ઉઘડી ગયાં, અને તે મારી વાર્તાને સ્વીકારીને બોલ્યો–ભાઇ, વિચાર સારો કર્યો છે. તારી બુદ્ધિ બૃહસ્પતિથી પણ ચડે તેવી છે. કારણ કે **અનંતવર્માના** દુઃખરૂપી સમુદ્રમાં ડુબી ગએલો જે ફરીને બહાર નિકળી શકે નહિ એવા, **પુણ્યવર્માના** વંશને સમુદ્રમાંથી સૂર્યની માફક બહાર કાઢયો. આના ઉદયથી હમણાં અશ્મકરાજ રૂપ અંધકાર દૂર કરી શકશું અને મિત્રવર્ગરૂપ કમળ સમૂહનો ઉદય કરવામાં આપણે શક્તિમાન થઈ શકશું. આ વિચાર પરિણામે ઘણો સુંદર છે તો તેમાં આગળ પણ પ્રયત્ન કરી તેને સંપાદન કરો. મહારાજ, આપણે **પુણ્યવર્માના** વંશને દુઃખમાંથી બચાવવા શક્તિમાન નથી. તો પણ તમારી કીર્તિથી નિર્મળ થએલા **ભાસ્કરવર્મા** જે આજ્ઞા કરશે તે પ્રમાણે તથા મારી શક્તિ પ્રમાણે તેની આજ્ઞાને પૂર્ણ કરીશ. પછી મેં વિચાર કર્યો કે **ભાનુવર્મા વસંતભાનુથી** જુદો કેવી રીતે પડે? જો **ભાનુવર્મા** તેનાથી જુદો પડશે તો પોચી ભૂમિમાંથી જેમ ઝાડ ઉખેડવું સહેલું પડે છે તેમ **અશ્મકને** ઉખેડી નાંખવો સહેલો પડશે. આવો વિચાર કરી **અનંતવર્માની** પાસે એક **બ્રહ્મદાસ** નામનો કાયસ્થ રહેતો હતો તેને ભાવિકુશળને માટે દાન અને માન આપી, પ્રથમ પોતાને આધીન કરી, પોતાને ત્યાં બોલાવ્યો અને તેની સાથે એકાંતમાં વિચાર કરવા લાગ્યો. હે મિત્ર, તું **ભાનુવર્માનો** ચિર કાલથી પરિચિત છો માટે એકાંતમાં જઇ તેને પ્રસંગોપાત દંડ નીતિના વિષયમાં કહે કે મહારાજ, આ **વસંતભાનુ** ઘણો ધૂર્ત છે, તેણે તમારા ભંડાર, વાહન વિગેરેના પરાક્રમથી અપાર કોશ વાહનવાળા વિદર્ભ દેશના રાજા **અનંતવર્મા** ઉપર ચડાઇ કરી. તેની લક્ષ્મી માત્ર તમારી સહાયથી લુંટી ગયો અને તેમાંથી શોમો કે હજારમોં હિસ્સો આપને આપ્યો અને આપની સેનાથી **અનંતવર્માની** સેનાનો નાશ કર્યો. તે રાજા હમણાં **અનંતવર્માની** લક્ષ્મીનો ઉપભોગ કરે છે. **અવંતિદેવ, વીરસેન, કુમારગુપ્ત** અને **નાગપાળ** એઓનું અપમાન કરી આપની સાથે જરા અહંકારથી વર્તે છે, તે ક્રૂર

છે અને સાધારણ કુલમાં તેનો જન્મ થયો છે. તે આપનો મિત્ર થાય. જ્યારે આપ તેને તજશો ત્યારે તે આપનો શત્રુ થઈ પડશે. દંડ નીતિમાં કહ્યું છે કે "प्रभोरवंशस्य राज्ञो विशिष्टः श्रीलाभः शमयति विनयादीन् ॥" નિર્વંશ રાજાનું ધન વધારે મળે છે તો પણ તે ધન વિનય આદિનો નાશ કરે છે અર્થાત્ ઉદ્ધતાઈ વિગેરે શીખવે છે. મહારાજ, આપને **અનંતવર્મા**ની સાથે જે દ્વેષ સ્વપ્નમાં પણ નહિ હતો, તે દ્વેષ આજ **અશ્મક** સાથે પ્રત્યક્ષ જોવામાં આવે છે. માટે પ્રતિ દિવસ વિંધ્યવાસિનીના પ્રસાદથી મહા પ્રતાપી થતા એવા સૂર્ય સમાન પરાક્રમી **ભાસ્કરવર્મા** આ કૃતઘ્ન **અશ્મક** રાજા ઉપર ચડાઇ કરે છે, તેમાં તમારે **અશ્મક** રાજાને સહાય કરવી નહિ. **ભાસ્કરવર્મા** પોતાનું અલ્પ શુભ કરનારને પણ ઘણો મોટો જાણે છે, તે કુલીન છે, શીલસંપન્ન છે, વિનય, વિદ્યા અને મિત્રતા આદિથી સંપન્ન છે. માટે હું કહું છું કે **અશ્મકરાજ** ઉપર ચડાઇ કરનારા વિદર્ભરાજ **ભાનુવર્મા** ઉપર તમારે ઉદાસીનતા બતાવવી અને **વસંતભાનુ**ને કોશ, વાહન સેના વિગેરે આપવું નહિ, આજ મોટો **ભાસ્કરવર્મા**નો ઉપકાર કર્યો કહેવાશે. તે અવશ્ય સ્વીકારશે એટલા માટે તેને તે કામમાં જોડયો. કેટલાએક દિવસ વિતી ગયા પછી કાર્ય સિદ્ધ થયું એટલે **ભાસ્કરવર્મા**ને અને દેવી **વસુંધરા**ને એકાંતમાં કહ્યું. અરે આપણી ઈચ્છા પૂર્ણ થઇ. **વીરસેન** વિગેરે રાજાઓ **વસંતભાનુ**ની શઠતાને ઉઘાડી પાડી, તેનાથી બે દીલ થયા છે. એટલુંજ નહિ પણ તેની સાથે લડવાને તૈયાર થયા છે.

જેની પાસે મોટી સેના છે અને જ્યારે તારા પિતાને દુઃખ પડયું હતું ત્યારે જે **વસંતભાનુ**નો એક મિત્ર હતો, અને તેણે તેની સાથે આપણી લક્ષ્મીનો ઉપભોગ કર્યો હતો. એવા સામંત વર્ગને આપણા કાર્યભારી મારફતે એમ જણાવ્યું છે કે **વસંતભાનુ**એ પોતાનું કામ સિદ્ધ થયા પછી તમને થોડો ભાગ આપ્યો છે; આમ કહી સામંતના મનમાં મજબૂત ગાંઠ પાડી છે. આ ઉપરથી **વસંતભાનુ**એ તેઓને વિનંતિ કરી છે, માટે હમણાં તમારા દેશમાં બેઠા છો તોપણ **વસંતભાનુ** પોતાના મનમાં જાણે છે કે મારૂં રાજ્ય તેણે પોતાને તાબે કરી લીધું છે. વળી વિશેષ કરીને આપને દેવીના પ્રતાપથી મળેલી કોશ, વાહન આદિ સાધન સંપત્તિ છે, એમ જાણી તમારી સાથે સંધિ કરવાને ઈચ્છા રાખતો હોય તેમ તેનો

વ્યવહાર જણાય છે. જે વ્યવહારથી આપણો પ્રતાપ ઉત્તરોત્તર વધવા લાગ્યો છે, માટે આપણો મિત્ર વર્ગ જો કે ઉદાસ થશે તોપણ **વસંતભાનુ** આપણા ઉપર લડવાનો પ્રયત્ન કરશે નહિ. માટે તેના અભિપ્રાય જાણવા સારૂ આપણા અહંકારને રોકી તારા પિતાના સમસ્ત કોશ, વાહન પૂર્વે ગ્રહણ કરી લીધેલ છે, તે પાછું લેવા માટે અશ્મક પાસે **નાલીજંઘને** મોકલીએ, તે જે કહેશે તેના પ્રમાણમાં તેની ઉપર વિચાર કરશું, **નાલીજંઘ** ઘણો ચતુર છે. તે શત્રુની સંપત્તિને ઘણી બારીકીથી જોશે. જો તેને ચડાઈ કરવાની ઇચ્છા હશે તો તેની ઇચ્છાને પાર પાડિશું, પણ જ્યાં સુધી સરલ માર્ગથી કાર્ય સિધ્ધ થતું હોય ત્યાં સુધી આડો માર્ગ લેવો નહિ. આમ નીતિ પારંગત લોકોનું માનવું છે. રાજકુમારે ઠીક એમ કહી તે વાર્તાને સ્વીકારી એટલે મેં **નાલીજંઘને** તે કાર્ય કરવા માટે મોકલ્યો, પરંતુ અમારા કહેણ ઉપરથી તેની પ્રતિકુળતાનો સંભવ હતો એટલા માટે અમે તેની સામે જવાની તૈયારીમાં હતા. એવામાં **વસંતભાનુ** પોતાના મિત્રો ઉદાસીન થવાથી તેમ વિંધ્યવાસિનીના પ્રતાપથી કુમાર કોઇથી પણ હઠે તેમ નથી. આવો વિચાર કરી દેશ તથા કાળને ઉચિત પોતાના માનના પ્રમાણમાં યોગ્ય પહેરામણી લઇને આવ્યો અને મને આગળ કરી **ભાસ્કરવર્માની** પાસે આવ્યો. મેં તેને પ્રણામ કરીને વિનંતિ કરી—કુમાર, આપનો કોશ, વાહન સેના વિગેરે સમસ્ત જેમ હતાં તેમજ છે. આપ મનોહર રાજ્ય અને રાજધાનીમાં પધારો, પટ્ટાભિષેકમાં જે ઉપયોગની સામગ્રી જોશે તે તૈયાર છે. સિંહાસનને સણગારો. તમારા કુલાચાર પ્રમાણે અમારા જેવા મિત્રોને બોલાવો. **અનંતવર્માને** જો રાજ્યની કામના હત તો આ રાજ્યગાદી ઉપર હું બેસત નહિં. પરંતુ **વિહારભદ્રની** બુધ્ધિએ **અનંતવર્માની** બુધ્ધિને અત્યંત પોતાને આધિન કરી મૂકી હતી. તેમ **અનંતવર્માને** પોતાના હિતની ખબર ન હતી, અને નીતિની પણ ખબર ન હતી તેથી તેણે પોતાનું રાજ્ય ખોયું. પછી અમે અન્યાયીઓએ તેના રાજ્યને તાબે કરી લીધું. જો રાજપિતા **અનંતવર્મામાં** અન્યાય ન હોત તો આ રાજ્ય અમને મળત નહીં. **વસુરક્ષિતનો** પુત્ર **પ્રિયરક્ષિત** છે, તેમાં મંત્રિનાં ગુણો છે, તે ઘણો ઉત્તમ છે અને અમારા સ્વભાવને મળતો છે. તેનો વિચાર લઇ કોઈ એક શુભ દિવસે રાજ્યધાનીમાં જઇ પુરોહિત મારફતે પટ્ટાભિષેકની વિધિ માટે પ્રયત્ન કરો.

આવી રીતે તે રાજાએ સ્વીકાર્યું. પછી તે દિવસોમાં જોશીએ બતાવેલી વેળા થઇ એટલે અમે મોટી ચાર અંગવાળી સેના સાથે લઇ, ઠેક ઠેકાણે આપ્તપુરૂષોને રાખી, શત્રુઓનો નાશ કરી વેગવાળી હાથિણી શણગારી તે ઉપર ભાસ્કરવર્માને બેસારી, તે કુમારને રાજ્યધાનીમાં લઇ ગયા. ત્યાં પુરોહિતદ્વારા અનેક ઉત્તમ અભિષેક કર્મ કરાવી તે કુમારને તેના બાપની જગા ઉપર બેસાર્યો. કેટલાએક દિવસો વિત્યા પછી પુણ્ય-વર્માના વંશનો મહા પ્રતાપ દિશામાં ફેલાણો. આ ચંદ્રબીંબ જેવા નવા રાજાનો ઉદય જોઈ પ્રજા ક્ષણે ક્ષણે અધિક હર્ષ પામવા લાગી. ભાસ્કરવર્માએ દાન તથા માનથી રાજી કરેલા પ્રેમી પુરૂષો દર એક દેશમાં પ્રાચીન રાજાએ ભોગવેલો પોતાના દેશી મનુષ્યના ઉપકાર કરવામાં ઉપકારક એવા રાજ્યયશને ગાવા લાગ્યા.

મેં પ્રેમથી મારી શરણે આવેલા કુમારની આવી રીતે સ્થિતિ કરી આપી. કેટલાએક દિવસ સુધી ત્યાં ભોગ ભોગવવા લાગ્યો. પરંતુ આપના વિરહથી તે ગમતાં ન હતા. માટે ફરીને તમારી ખોળ કરવા માટે જુદી જુદી દિશામાં ગયો. એવામાં મિત્ર સિંહવર્માને દુષ્ટ ચંડવર્માએ દુઃખ દીધું હતું તેથી તે ઉદાસ હતો. તેને દુઃખમાંથી ઉગારવા માટે અમારા દેશની સેના સાથે આ રાજકુમારને સાથે લઇ ચંપા નગરીમાં આવ્યો એવામાં પરોપકારરૂપ પુણ્ય વડે નિર્દોષ અત્યુત્તમ પૂર્વ જન્મના પુણ્યથી પ્રાપ્ત થએલાં, ઉગ્રપાતક વડે વિખુટા પડેલા આપનાં દર્શન થયાં.

આ સાંભળી રાજવાહન બોલ્યો—તેં શુભ આચરણ કર્યું. બુદ્ધિનો ઉપયોગ સારો કર્યો. પરોપકાર પણ સારો કર્યો. કારણ કે વસુંધરાના* પુત્રને વસુંધરાનો પતિ બનાવ્યો. આમ ઉપહાસમિશ્ર ભાષણ કરતાં કરતાં કાશીરાજા, મિથિલા નગરીના રાજા અને અંગરાજાના મુખ તરફ નજર કરીને બોલ્યો. આ કુમારોની સ્થિર બુદ્ધિ, કલામાં કુશળતા, શરણાગત ઉપર પ્રેમભાવ, વિરૂદ્ધ ઉપર ક્રૂરતા, દેવ અને શંકર વિગેરેના માર્ગમાં નિશ્ચયપૂર્વક સાહસિકતા વિગેરે અતિ અદ્ભુત છે. કુમારો વિચાર્યા વગર કર્મ તથા આવરદાનો ઉપયોગ કરતાં કાર્યમાં જો વિઘ્ન થાય તોપણ નિશ્ચય પૂર્વક તેમાં વિરામ પામતા નહિ. માટે ત્રણ ભુવનની લક્ષ્મી વડે અલંકૃત છં-

* પૃથ્વી-રાણીનું નામ-આ વાક્યમાં તેની મશ્કરી કરી.

દ્રને બૃહસ્પતિનો સહાય છતાં પણ આ કુમાર મારા શેહેરને લઇ જશે આવો ભય લાગે છે. આનું ચરિત્ર સાંભળી કોણ આશ્ચર્ય પામે નહિ. ઇત્યાદિ વાર્તા કહેતો હતો એવામાં મધ્યાન્હ થયા એટલે તે વખતનું કૃત્ય કરી **સિંહવર્મા** તરફ જોયું એટલે **સિંહવર્મા** ઉભો થઈ, મોટા આદરથી પોતાને ઘેર લઇ ગયો. નવ કુમારોથી અલંકૃત **રાજવાહનને** નાના પ્રકારની ભેટો અર્પણ કરીરાજી કર્યો. પછી **રાજવાહન** સ્નાન મંદિરમાં ગયો. ત્યાં સ્નાન કરાવવા માટે રાખેલા નોકરોએ મંગળ સ્નાન કરાવી મલ માત્ર દૂર કર્યો. પછી **રાજવાહને** લલાટમાં ચંદન કરી શંકરનું પૂજન કર્યું. ત્યારપછી કાશીરાજ અને મિથિલાના રાજા સાથે રહેલા **રાજવાહનને** અતિ ઉદાર પ્રેમ પરંપરા વડે ઘણા મનોહર આહાર માટે **સિંહવર્માએ** પ્રાર્થના કરી. એટલે **રાજવાહન** બહુ સારૂં એમ કહી મંદ હાસ્ય કરી, **સિંહવર્માના** ઘરમાં ગયો અને ત્યાં અધિક અધિક ભોજનમાં પ્રીતિ થાય તેમ પોતે જમવા માટે બેઠો, ત્યાં કુમાર મંડળની વાર્તાનું સ્મરણ કરી, દાન અને મનને બતાવનારી નવી નવી વાર્તાનો પ્રસંગ કાઢી, ભોજન કરવા લાગ્યો. ભોજન થઈ રહ્યા પછી હાથ વિગેરે ધોઈ જ્યાં મુખવાસ માટે તાંબૂલની બીડી ગ્રહણ કરે છે ત્યાં **અવંતીસુંદરી**ની પ્રેરણાથી **માનસારે** મોકલેલો **મનોજવ** નામનો દૂત આવ્યો. **રાજવાહન** તે દૂતને જોઇ, મંદ હાસ્ય કરી તેને ઘણો આદર આપી તે પત્રને આશ્ચર્યથી લઇ **અપહારવર્માને** આપીને આજ્ઞા કરી, કે આ પત્ર વાંચી સંભળાવ. **અપહારવર્મા** પત્ર વાંચે છે.

સ્વસ્તિ શ્રી સમસ્ત કલ્યાણના નિવાસને લીધે સમસ્ત સુખમય પૂર્વજોના મહા પુણ્યથી ભાગ્યશાળી સુહૃજ્જન રૂપ ચકોરના ચંદ્રમંડલ, ઉભયકુળમાં ભૂષણ, ચોરવર્ગને દમન કર્તા, પ્રગટપ્રભાવ, આયુષ્માન્ **રાજવાહનને માનસાર** જણાવે છે કેઃ-

આપ મિત્ર મંડળ સહિત ક્ષેમ કુશળ આવ્યા છો. તે સાંભળી મારા શ્રવણ સફળ થયા. આ વૃત્તાંતજ લખીને મેં વિધ્યાચળની ગુફામાં **વામદેવ** મુનિના આશ્રમમાં જ્યાં રાજા **રાજહંસ** છે ત્યાં મોકલેલું છે. રાંજા **રાજહંસ** આ વાર્તા સાંભળતાં વેંતજ મુનિવર **વામદેવ** તથા પોતાનાં પત્ની, કાર્યભારી તથા પરિજનની સાથે અહીં આવ્યા છે. આપ અનુગ્રહશાળીના પાણિ ગ્રહણ રૂપ મંગલમહોચ્છવની

તથા પટ્ટાભિષેકની ઉત્કંઠા પણ બહુ થએલ છે તેથી અમે આ દૂતને મોકલેલ છે.

**રાજવાહન** આ સઘળું સાંભળી મંદ હાસ્ય કરી મિત્ર વર્ય **સિંહ-વર્મા** અને મિથિલાના રાજા, કાશીરાજા વિગેરેના મુખને જોઈ માતા તથા પિતાને રાજી કરનારા, જેઓને **રાજહંસ** કરતાં બીજું કંઇ પણ વધારે વહાલું નહિ હતું એવા કુમારોને કહ્યું કે, આજ અંધારી રાત્રિ પાસે આવી છે, માટે માર્ગમાં ચાલવું એ ઉચિત નહિ, તેથી આજ અહીંજ રહેવું વધારે સારૂં છે.

આપણી ઇષ્ટ વસ્તુમાં વિઘ્ન કરનારાનો ભય લાગે છે, માટે આજ અહીંજ રહો એવી આજ્ઞા થઇ. તે સાંભળીને "જેવી આપની આજ્ઞા" એમ કહી સમસ્ત મિત્રો ત્યાં રહ્યા અને ઉત્તર દિશા તરફ નજર કરવા લાગ્યા. આ વખતે સાયંકાળનો સમય થયો હતો તેથી આમ તેમ ફરતા **રાજવાહન**ની સન્મુખ જાણે કુમાર આજ રોકાઇ ગયા તેથી રોષ વડે સર્વ અંગમાં રકત થએલી **અવંતીસુંદરી**ના મિષથી પ્રગટ થએલી સંધ્યા જોવામાં આવી. **ચંડવર્મા**એ મિત્રને આપેલા દુઃખની માફક સૂર્ય વિકાશી કમળનાં વન અસ્ત થઇ ગયાં. ઉઘડેલા કમળ વન ઉપર જેમ કોક પક્ષી બેસે તેમ **ચંડવર્મા**નાં કાર્ય ઉપર **રાજવાહને** પોતાની સત્તા બેસારી હતી. આનંદ આપનારા તારાગણ જેવા **રાજવાહન**ને જોઇ મનુષ્યો હર્ષ પામ્યાં.

પછી **રાજવાહન** મિત્રગણ સાથે સાયંસંધ્યા કરી **સિંહવર્મા**એ કરાવેલા ઉત્તમ મહેલ ઉપર મનોહર સુખડનો ઢોલીઓ ઢાળી તે ઉપર હંસ જેવા શ્વેત રૂના ગલીચા પાથરી તેમાં સુતો. સુતા પછી તેને નિત્ય **અવંતિસુંદરી**ના ચિંતનથી ઘણા સ્વપ્નાં આવવાં લાગ્યાં, આથી તે રાત્રિ ઘણી મનોહર લાગવા માંડી.

પ્રભાત થયું એટલે **રાજવાહન**ના નેત્રમાંથી મહા ચતુર **અવં-તીસુંદરી**એ આપ્ત જાણીને રાખેલી, દૂતી જેવી નિદ્રા દેવી દૂર થઈ. કન્યા સાથે દુરાચરણ કરવાથી રોષયુકત થએલો હોય તેમ કર્મ સાક્ષી અરૂણ દેવ લાલ ચોળ થઇ સન્મુખ ઉદય થયો. પછી પ્રભાતનાં નિત્ય કર્મ કરી સૂર્યના કિરણોથી જેમ કમળો વિકાશ પામે તેમ કથા પ્રસંગ-માં મંદ સ્મિત કરનારા બીજા કુમાર વર્ગ વડે કાશીપતિ વિગેરે સુહૃદવ-ર્ગને આનંદ આપતો, પોતાના સમાન વાહન ઉપર બેઠેલા મંડલેશ્વર સાથે અને **સિંહવર્મા**એ આપેલી સેના સાથે પોતાના અભિષેક કર્મ માટે

માળવ દેશ તરફ ગયો. ડમરૂ, ડિમકા, ઢોલ, કાહલ, પણવ, મર્દલ આદિ વિવિધ વાદિત્રના ધ્વનિને સાંભળી, શત્રુગણ ભયભીત થઇ ગયાં. બંદીગણ જય, જીવ, એવા નાના પ્રકારના શબ્દો બોલવા લાગ્યા. આથી મિત્ર મંડળની સમગ્ર પીડા દૂર થઈ ગઇ. માર્ગમાં ન્યાયથી ખાવા પીવા વિગેરે વસ્તુ મેળવતા, મન અને વાણીથી કળી શકાય નહિ એવા અતિશય આનંદ આપનારા પ્રદેશોને બતાવતા કુમાર મંડળની સાથે **રાજવાહન** કેટલોએક વખત ગયા પછી માળવ રાજ **માનસાર**ની રાજધાનીમાં પહોંચ્યો. માલવાના રાજા **માનસાર** પોતાને ઘેર મહાજન આવવાથી અને પુત્રીને ઉચિત વર મળવાથી, તેમ **રાજહંસ** સાથે પ્રથમ જે વિયોગ થયો હતો તે મટાડવાને માટે ઘણા ઘેણા આદર આપતો, **ચંડવર્મા**ના મૃત્યુ થવાથી શાંત થઇ ગએલા **દર્પસાર** અને નાના ભાઈ **કીર્તિસાર**ની સાથે આવ્યો. પછી ઘણા માનવંતા **સોમદત્ત** અને **પુષ્પોદ્ભવ**ની સાથે આવેલા રાજકુમારને માન દેવા માટે **વામદેવે** કહ્યા પ્રમાણે **રાજહંસને** આગળ કરી **માનસાર રાજવાહન**ની સામો ગયો.

**રાજવાહને** પ્રથમથી પોતાની સાથે આવનારા લોકોની સાથે એકદમ હાથીથી નિચે ઉતરી મહર્ષિ **વામદેવ**ના ચરણમાં આદરથી પ્રણામ કર્યાં. મહા મુનિએ તેને આદર સહિત ઉતાવળથી ઉઠાડયો અને મંદ હાસ્ય કરી આશીર્વાદ સહિત માન આપી આદર સહિત આલિંગન કરી પ્રેમથી તેનો વાંસો થાપડી કહ્યું હે વત્સ, તારા દુઃખ અને સુખમાં ભાગ લેનાર આ તારો પિતા છે, એટલે **રાજવાહ**ને આનંદ મગ્ન થએલા, સંતોષના અશ્રુથી ગળગળા થઇ ગએલા, પોતાના પિતાના ચરણમાં પ્રણામ કર્યાં. **રાજહંસ** પુત્રની "પ્રણામ કરૂં છું" આવી વાણી સાંભળી ઘણો હર્ષ પામ્યો, પણ તેની સાથે બોલી શકયો નહિ તેમ તેની તરફ દૃષ્ટિ પણ કરી શકયો નહિ અર્થાત્ પુત્રની વાણી સાંભળાંજ પોતે વિહ્વળ થઇ ગયો. પણ પુત્રના કપોલનું ચુંબન કરી જીહ્વા સુખ મેળવ્યું અને મસ્તકને સુંઘી નાસિકાનું સુખ મેળવ્યું. આવી રીતે પોતાના અનેક જન્મમાં મેળવેલાં પુણ્ય તત્વથી અને સિદ્ધ આશીર્વાદથી સમગ્ર કુમારનો મેળાપ થયો. આવો મનમાં નિશ્ચય કરી પોતાના ચરણમાં નમન કરતા કુમારોને માન આપ્યું.

પછી યથોચિત આદર દેવાથી, ઘણી પ્રીતિથી, મોટા આડંબરથી, મોટા આનંદથી અને મોટા ઉત્સાહાથી **માનસારે** પોતાની હવેલીના બારણાનાં

અંદરના ભાગમાં પાણી છાંટીને, હાથી, ઘોડા, રત્ન, વસ્ત્ર આભૂષણ વિગેરે તૈયાર કરી રાખેલાં હતાં. ત્યાં શુભ મૂહૂર્તમાં મધુપર્ક વિધિથી રાજપુત્રનો વિવાહ કર્યો. તેની સાથે આવેલા સિંહવર્મા વિગેરે મિત્રમંડલને યથાયોગ્ય નમસ્કાર કરી તેને માન આપ્યું. પછી શેહેરની નજદિકમાં પ્રથમથી રાજના લાયક તંબુ વિગેરેથી ઉતારાની ગોઠવણ કરી રાખી હતી. તેમાં વિવિધ પ્રકારના ગલીચા પાથરી રાખ્યા હતા. તેથી તે વાસસ્થાન મનોહર દેખાતું હતું, તે જોઇ મનુષ્યનાં મન ચકિત થઇ જતાં હતાં. તે સ્થાનમાં તે રાજકુમારોને લઇ જઇને ત્યાં ઉતારો આપ્યો. માનસાર, અને રાજહંસ આ બન્નેમાં અગ્રણી-વામદેવ બન્ને રાજાનો પરસ્પર સંબંધ જોઇ મનમાં અત્યંત રાજી થઇ કહેવા લાગ્યા કે તમને બન્નેને ધન્ય છે. કારણ કે શત્રુને જીતનાર ઉત્તરોત્તર ચક્રવર્તિના ચિન્હવડે તેમ તેવા ચરિત્રવડે કીર્તિમાન, કલાવાન, પોતાના પ્રતાપવડે અલંકૃત, મિત્રમંડલથી અલંકૃત, સુબુદ્ધિવાળો, શીળવાન, પરાક્રમવડે ત્રિવિક્રમનો* તિરસ્કાર કરનાર, સમર્થ છતાં પણ એક હીરાની સહાયતાવાળા, પ્રભુ પણાની સ્થિતિવાળા, ધીર, પ્રતિ દિવસ વૃદ્ધિ પામતા ભાગ્ય અને સૌભાગ્યથી વંશને શોભા આપનારો, પરોપકારી, કુલવાન ગૃહની કૃપાના કુલમાં જન્મેલો; જીભ્હા રૂપ રંગમંડપમાં નૃત્ય કરનારી દેવી સરસ્વતીનો ગાયક, શત્રુરૂપ ચક્રવાકને શીતળતા કરનારો, કલાવતી સ્ત્રીઓનો કામદેવ, કુમાર્ગમાં કુઠાર, મિત્રરૂપ મધુકરનિકરનો કમળ, આ કુમાર એકનો પુત્ર છે, અને એકનો જમાઈ છે.

આ કુમાર એકલો પોતાની ઈચ્છા પ્રમાણે વનમાં અટન કરતો જ્યાં કોઇ પણ જઇ શકે નહિ એવા નાગલોકમાં બ્રાહ્મણનું ઇષ્ટ સાધવા માટે જઇ પાતાળનું રાજ્ય તેને અપાવ્યું. દાનવની પુત્રીને તેની ઇચ્છિત વસ્તુ આ કુમારે મેળવી આપી તેથી પ્રસન્ન થઇ નાગકન્યાએ કુમારને એક મણિ આપ્યું છે. તેના પ્રતાપથી દર્પસારે પરમાવેલા ચંડવર્માએ દંડ આપ્યો, તો પણ તે આપત્તિ, મણિના પ્રસાદથી કુમારને પીડા કરી શકી નહીં. વિરોધ કર્તા સાથે કોઇ વિરોધ કરે. નહિ. રાજવાહને તેને બરોબર શિક્ષા આપી.

---

* પગલાં-પરાક્રમ.

પ્રભાતમાં જેમ મિત્ર* મંડલનો ઉદય થાય છે, તેમ કુમારરૂપી મિત્ર મંડલનો ઉદય થયો છે. આ રાજવાહન થોડા દિવસ પછી લોઢાની બેડીમાં બીડાઇ ગયો હતો તેમાંથી છુટો, તે, દેવતાની સહાયતાનું ઉદાહરણ જાણવું. પ્રતિ દિવસ આનાં ચરિત્રો વૃદ્ધિ પામે છે તે જુઓ. ઇત્યાદિ મુનિના કહેવાથી ક્લેશ રહિત દર્પસારની સાથે માનસાર પોતાને ઘેર આવી, પિતા અને મિત્ર સહિત રાજવાહનને પાંચ છ હજાર કરતાં વધારે સૈન્યનું સાહિત્ય આપ્યું. તેમ રૂપાનાં અને સુવર્ણનાં પાત્ર વિગેરે આપી માન આપ્યું અને અનેક પ્રકારની શોભાથી ઘણા માસ સુધી રાખ્યા. હજારો રસોઇઆઓએ વારંવાર ચોષ્ય†લેહ્ય‡પેય§ આદિના વ્યંજનની રૂચિ ઉપજાવીને નાના પ્રકારનાં ભોજન કરાવ્યાં. ભોજન કરી રહ્યા પછી સુગંધી ચૂર્ણથી હાથને ધોઇ શુદ્ધ કરી ખેરસાર, પારિજાતક, ચુનો વિગેરે જેમાં ભરેલાં હતાં. એવી પાનની બીડી ખાઇ સુખાસન માટે ઘણી સુંદર પાથરેલી શય્યા પ્રત્યેકને મોકલાવી. જ્યારે અર્ધ રાત્રિ થઇ ત્યારે લગ્નનો અવસર થયો એટલે વામદેવની આજ્ઞા લઈ કુમાર ઘણા દિવસના વિરહથી ખેદાતુર પુત્ર પાછો આવ્યો એવું સાંભળવાથી ક્ષણે ક્ષણે જેના મનની વ્યવસ્થા વિલક્ષણ રીતે ઉદય પામતી હતી એવી માતા વસુમતીને પ્રણામ કરવા માટે તેના ઉતારામાં ગયો. પુત્ર પ્રણામ કરવા આવે છે, આમ સાંભળવાથી તેની માતાના કર્ણ સફળ થયા, કર્ણની સફળતા જોઇ નેત્રને અદેખાઇ થઈ તેથી તે પણ તેનાં દર્શન માટે ઉતાવળાં થવા લાગ્યાં, તેને વસુમતી રોકી શકી નહિ. નેત્ર તેને આવવાનો માર્ગ શોધે છે એવામાં તે મંદિરના બારણામાં જડેલા મણિની કાંતિ વડે પ્રકાશ પામતા મંદિરના કિલ્લા ઉપર ઉદય થએલા સૂર્ય સમાન, વિરહના દિવસથી પોતાના અંતઃકરણમાં રહ્યો હોય તેને આજજ બાહાર કાઢી નાંખ્યો હોય તેવો પાછો આવશે, આવી આશારૂપી કલ્પ દ્રુમના એક ફળ જેવો, વચમાં વચમાં કરેલા દુઃખનાં પ્રાયશ્ચિત્ત જેવો, હિમાચલમાં ઉદય થએલા સૂર્ય જેવો, ઉનાળામાં ઉદય થએલા ચંદ્ર જેવો, પંખાની માફક ઘણા દુઃખને હરનાર, રત્નાકરમાંથી ઉત્પન્ન થએલા મણિમાં કૌસ્તુભ મણિ જેવો, સભ્યતા રૂપ સરોવરમાં કમળ જેવો, પોતાના કરેલાં પુણ્યથી મળેલો, વામદેવે ઉદાહરણરૂપે કહેલા

---

* સૂર્ય મિત્ર. † ચુસવાના ‡ ચાટવાના § પીવાના.

ચક્રવર્તિતનાં સાધન કરવામાં યોગ્ય, પોતામાં રહેલી અને પોતાને ઉચિત એવી રાજલક્ષ્મીને ધારણ કરતો, મગધ વંશને આનંદ આપનાર, પોતાના પુત્ર રાજવાહનને તેના મિત્રો સહિત દીઠો.

પછી ઘણા સુંદર રૂપને લીધે મનોહર હાથમાં સુવર્ણની થાલીની અંદર મજબુત બળતી દીવીને જેણે લીધી હતી તે દીપની શિખાથી ઘણી કાંતિવાળી દેખાતી, જેના સીમંતમાં કરેલી સિંદુરની રેખા ચંચળ દુઃખને ગળવા માટે પ્રકાશિત કરેલી અગ્નિની જીવ્હા જેવી દેખાતી હતી, નાસિકાભૂષણથી નવા તલના પુષ્પની શોભાને ધારણ કરતી, ઓઢેલાં સૂક્ષ્મ વસ્ત્ર ઉપર જેના કર્ણમાં પેહેરેલા આભૂષણની કાંતિ પડતી હતી, ચાલવાથી જેના શ્યામ રંગનાં સ્તનનાં મુખ હાલતાં હતાં, જેનાં ઝળઝળાટ રત્નનાં આભૂષણો ચાલતાં હતાં, કટિમેખલા બાંધેલી હતી તેથી જેની કટિનો વિસ્તાર જણાતો હતો, જેઓના નિતંબ કામદેવના રથના પૈડા જેવા હતા, દીવાના પ્રકાશથી જેઓ સ્ત્રીઓ પોતાના દેખાતા અંગને બીજા દેખશે આવી બીતિથી પોતાના નેત્રને મીચતી ઉતાવળી ચાલવાથી સુંદર ઝાંઝરવડે બાળ રાજહંસી હોય તેમ જણાતી, આવતી સુવાસિનીઓના અગ્ર ભાગમાં રહેલી, જેના સ્તનમાથી દૂધ ઝરતું હતું, ઘણી શાંત થએલી, હંસીની માફક રાજહંસને અનુસરનારી માતા વસુમતીના ચરણમાં રાજવાહને હાથમાં ભેટ લઇ પ્રણામ કર્યો. અને પાછળથી આવેલા મિત્રગણે ચોમેરથી ઘણા પ્રેમ સહિત પ્રણામ કર્યો.

પછી વસુમતીએ તે કુમારને પોતાના ચરણમાંથી ઉઠાડી, બે હાથમાં સુવર્ણની મહોર લઇ, તેના મસ્તક ઉપરથી ઉતારીને ફેંકી દીધી અને સુવર્ણની થાળીમાં કરેલા દીવાથી આરતી ઉતારી રાજવાહનને તિલક કર્યું. પછી કુમારોએ રાજવાહનને સભામાં ઘણું માન આપ્યું અને સર્વસ્વરૂપ કુમારને આલિંગન આપી તેનું મસ્તક સુંઘ્યું. તેની માતાએ પુત્રની ઓચી ઉંચી કરી તેના મુખનું ચુંબન કરી પોતાની પાસે બેસારીને આગતા સ્વાગતા કરે છે એવામાં રાજહંસ આવ્યા. વસુમતી પાસે બેઠેલા રાજવાહનને જોઇ તેનાં નેત્ર અતિ હર્ષ પામ્યાં. મુખ વિકાસિત થઇ ગયું. પછી પોતે હર્ષમાં ગળગળો થઇ કહેવા લાગ્યો.

દેવિ, ઘણું સુંદર થયું. તારા પુત્રનો પ્રતાપ સર્વ કરતાં શ્રેષ્ઠ છે. હવે વાર્તાને બંધ કરો. પુત્રને ભોજન કરાવીને સુવા દો. કારણ કે તેને

રાત્રિનો ઉજાગરો થશે તે સુખાકારી નહિ, માટે થોડી ઘડી પછી પાણિગ્રહણનો ઉત્સવ કરવાનો છે તે સમય સુધી તે કુમાર મંડલની સાથે ભલે સુખથી સુઇ રહે. આમ કહી પોતે **વામદેવ**ની સાથે વિવાહમાં ઉપયોગની સામગ્રી જે હતી તે તૈયાર કરી, ઘડી માંડવાનું કામ કેટલાએક આપ્તજનોને સોંપી પોતે પણ થોડી વાર પછી સુઈ ગયો. પછી જ્યારે મૂહૂર્તની વેળા થઇ, ત્યારે ઉંચે સ્વરે ઢોલ વાગવા માંડયો. ડમરૂ, ડિમકા, પણવ, ઝાલર, મર્દળ અને કાહળ વિગેરે વાગવા માંડયાં. ઘંટા અને શંખના શબ્દો થવા લાગ્યા. પરિજન સર્વ આનંદમાં મગ્ન થઇ ગયાં. સુવાસિનીઓ આવતી જતી નાના પ્રકારનાં મંગળ ગીત ગાવા લાગી. કુટુંબી લોકો સાવધાન થઈ ગયાં એટલે **રાજહંસ** ઝટ ઉભા થઇ અને **રાજવાહન**ની છાવણીમાં ગયો. ત્યાં કુમારે મસ્તક ઉપર મહા મૂલ્યનો મુકુટ પહેર્યો હતો. તેથી તેનું મસ્તક મનોહર દેખાતું હતું. વિચિત્ર ચિત્રવાળાં વસ્ત્ર પહેર્યાં હતાં અને બીજાં પણ પોતાના કુલના આચાર પ્રમાણે પેહેરેલાં આભૂષણોથી અલંકૃત હતો. પછી **રાજહંસે** કુમારને ઉભો કરી **વામદેવ**ને સોંપ્યો. **માનસાર**ના ઘરમાં રાજકુમારને લઇ ગયા પછી **માનસાર** રાજાએ વિચિત્ર વસ્ત્ર, શણગાર તથા આભૂષણથી શણગારેલી પોતાની પુત્રી કે જેનું પાણિગ્રહણ પ્રથમ રાજકુમારે ગાંધર્વ લગ્નથી કર્યું હતું તે કુમારીનું રાજાએ કુમાર સાથે ફરીને પાણિગ્રહણ કરાવ્યું.

**રાજવાહન** નિરંતર તે કન્યાનું ચિંતવન કરતો. પૂર્વની વાસનાથી થએલા સુખના અનુભવથી પોતે ફરીને તેને ગ્રહણ કરી. **અવંતીસુંદરી** પણ કુમાર જ્યારે જાર ભાવમાં હતો ત્યારે તેનો વિયોગ થએલો હતો. જ્યારથી વિયોગ થયો હતો ત્યાર પછી તેના અંગનો સ્પર્શ ફરીને પાછો આજ થયો. તે **રાજવાહન**ના અંગના સ્પર્શ સુખથી અધિક પ્રીતિ ભાવમાં મગ્ન થએલી **અવંતિસુંદરી** તેજસ્વી જણાવા લાગી. પછી ઘરની બાહેર નિકળી પુરોહિતે એ અગ્નિમાં હોમ કર્યો. ત્યાર પછી વહુનો અને વરનો વિવાહ સંબંધી આચાર પૂર્ણ થઇ રહ્યો, એવામાં **રાજવાહને** બીજી સ્ત્રી કરી, તેથી પોતાનાં મનમાં રોષ લાવી હોય તેમ પૂર્વદિશા રાતા કિરણ વડે રાતી ચોળ પ્રકાશવા લાગી અને તેના અન્યાયને સહન કરતી ન હોય તેમ ઝાકળમય અશ્રુ ઝરવા માંડી, સૂર્યનારાયણ તેનો તિરસ્કાર કરતા હોય તેમ તેના સન્મુખ ઉદય થયા.

પછી **માનસારે** પ્રભાતનું કાર્ય ઉતાવળથી કર્યું અને યથોચિત સંબંધીઓને વસ્ત્ર ભૂષણ વિગેરે પહેરામણી આપી આદર સત્કાર કર્યો. પછી પોતાની પુત્રીને પોતાના દેશ પ્રમાણે વસ્ત્ર, ભૂષણ, ઘોડા, હાથી, રથ, દાસ અને દાસી વિગેરે સંપત્તિ અર્પણ કરી. અંતઃપુરમાં રહેનારી પ્રમદાઓને આંખમાં અશ્રુ આવી ગયાં અને તેઓએ કન્યાનો અતિ આદર શત્કાર કર્યો. શેહેરનાં માણસોએ પણ પોતાની શક્તિ પ્રમાણે કન્યાને પહેરામણિ કરી. પછી રાજાએ કન્યાને તેને સાસરે જવાની આજ્ઞા કરી અને પોતે ચોતરફ સેનાને ઉભી રાખી જમાઇને વળાવવા માટે તેની પાછળ ગયો. પ્રમદા જેવી કુસુમપુરની દેવીથી અલંકૃત **રાજવાહન** પણ પોતાનાં માતા અને પિતાની સાથે પૃથ્વીને ધારણ કરનારા શેષ નાગને દુઃખ થશે એવી શંકાથી ધીરે ધીરે ચાલતો, વચમાં વચમાં ઉતાવળાં પગલાં ભરતો, **વામદેવે** બતાવેલે દિવસે વાગતાં વાદિત્રના ધ્વનિથી હાથીઓ અને ઘોડાઓ આમ તેમ જેમાં દોડતા હતા, પોતાની પતાકાના વસ્ત્રથી મનુષ્યને આસના વાસના કરતી, હાથી, ઘોડા, રથ અને પાયદળના પગથી ઉંચી ઉડેલી ધૂળથી ધસરા થઇ ગએલા દિગ્મંડલને હાથીના મદ જલથી, ઘોડાના ફેનજલથી તથા મનોહર ચાવેલા પાનના રસથી ધોઇ નાંખતી, નિરંતર મુકુટમાંથી નિચે પડેલા ઘણા પ્રકાશિત રત્ન વડે ભૂમિને રત્નાકર રૂપ કરતી, આગળ પાછળ ઉતાવલ કરીને કંચુકીઓથી ચલવાતી એવી સેના મંડલમાં જેની પાછળ મંડલેશ્વર ચાલતા હતા, એવો **રાજવાહન** કેટલાએક દિવસ પછી પોતાની રાજધાનીમાં ગયો. ત્યાં તેણે લક્ષ્મીના આવાસરૂપ કુસુમપુરમાં સારા કારીગરો મારફતે ઘરો બંધાવી શેહેરનો પુનરૂદ્ધાર કર્યો, **રાજહંસ** પોતાના શેહેરનો પુનરૂદ્ધાર થવાથી ઘણો રાજી થયો. ત્યાં રહેનારાં મનુષ્યો **રાજવાહન**ને માન આપી મનમાં અત્યંત રાજી થયાં. સમગ્ર ભૂમંડળમાં કુમારની ચક્રવર્તીની વાર્તા ફેલાણી. તે સાંભળવાથી કુસુમપુરમાં ચોમેરથી માણસો આવ્યાં અને તેણે હાથી, ઘોડા અને રત્ન આદિ રાજાને ભેટ કર્યાં, જેથી તે શેહેર લક્ષ્મીની વિલાસ ભૂમિ થઇ પડી.

પછી **રાજહંસ** પોતાના પુત્રની પ્રીતિથી, **વામદેવ**ની અનુમતિથી, મિત્રોની પાર્થનાથી, પુરવાસીના સ્નેહથી, અને પ્રણામ કરનારા **માનસાર**ની પુત્રીના સ્નેહને લીધે, પૃથ્વીની વ્યવસ્થા કરવા, મગધ દેશની પ્રતિષ્ઠા કરવા, પુત્રની વૃદ્ધિ થવા, ચોરની શાંતિ થવા, પોતાની અવસ્થાના

વૃદ્ધ પણા માટે પુત્રમાં રહેલા ચક્રવર્તિના ગુણની પરીક્ષા કરી દેવની અનુકૂલ દ્રષ્ટિ વડે દ્વિજ, દેવતા, અતિથી અને શણાગતના રક્ષણ માટે નિશ્ચય કરેલી દેશની રક્ષા માટે, વિખ્યાત ઉદારતા વડે, પોતાના પુત્રનો રાજ્ય ઉપર અભિષેક કર્યો. પુરોહિત, રૂષિઓ, રાજાઓ, મિત્રો અને બંધુદ્વારા રાજકુમારને અભિષેક કરવા માટે સુવર્ણના કલશમાં જળ મંગાવ્યું હતું. નદીઓના જલની ધારા જેવી અભિષેક કરવા માટે આણેલા જલની ધારાઓ વડે રાજવાહનને અભિષેક થવા લાગ્યો. તેથી સ્નાનમંદિર શોભવા લાગ્યું, તે વખતે પ્રતાપ કીર્તિ, કારૂણ્ય અને પુણ્યશાળી કુમારો રાજપુત્રને મંગળ સ્નાન કરાવી દિશામાં ઘણા કીર્તિવંત થયા. રાજવાહનને અભિષેક કર્યા પછી પોતાનો આશ્રય આપનારા બ્રાહ્મણોને પ્રસન્ન કરી, દૂર દેશથી આવેલા, સભામાં બેઠેલા, રાજાની સેવા કરી કુટુંબીઓને સંતોષ પમાડયા. બંદીજન, ચેટ અને ચારણને યથોચિત માન આપ્યું. લોકો ચક્રવર્તિ રાજવાહનની આજ્ઞાને સ્વપ્નમાં પણ સ્વીકારતા. કેટલાએક દિવસ પછી રાજવાહનનું રાજ્ય ઇંદ્રના રાજ્યનું ઉપરી થઇ પડયું. પછી કાશી રાજા, અવંતી રાજા અને વિદર્ભ રાજાના દેશ જેવા બીજા દેશ **અર્થપાલ, પ્રમતિ** અને **વિશ્રુત**ને ઇનામમાં આપ્યા.

**સોમદત્ત, અપહારવર્મા, ઉપહારવર્મા, મિત્રગુપ્ત** અને **મંત્રગુપ્ત** વિગેરને પણ દેશો ઇનામમાં આપ્યા. પુષ્પોદ્દભવને માલવા દેશ જેવો એક દેશ ઈનામમાં આપ્યો. આવી રીતે સમસ્ત ભૂમંડલનો અધિપતિ છતાં પણ મગધ દેશમાં રહી, માતાપિતાની સેવા કરતો, છંદોને ભણતો, શાસ્ત્રોને સાર્થક કરતો, પુરાણોને વિચારતો, કાવ્ય અને નાટકોના પ્રયોગ કરતો, પંડિતોનાં વખાણ કરતો, ધાર્મિક લોકો ઉપર શ્રદ્ધા રાખતો, શૂરવીર લોકોની પ્રસંશા કરતો, ભક્તોને માન આપતો, મિત્રમંડળને સંતોષ પમાડતો, પરિજનને રંજન કરતો, પોતાના દેશના લોકોને ઉત્તેજન આપતો **રાજવાહન** દેશ અને કાલને અનુસરી ધર્મ, અર્થ, અને કામનાને સેવવા લાગ્યો.



# દશકુમારચરિતમાં આવેલાં પાત્રોનાં નામ.



રાજહંસ-પુષ્પ પુરીનો રાજા.

વસુમતી-તેની રાણી.

માનસાર-માળવાનો રાજા-રાજહંસનો શત્રુ.

ધર્મપાલ, પદ્મોદ્ભવ, સિતવર્મા,-રાજહંસના કાર્યભારી.

સુમંત્ર, સુમિત્ર, કામપાલ-ધર્મપાલના પુત્ર.

સુશ્રુત, રત્નોદ્ભવ-પદ્મોદ્ભવના પુત્ર.

સુમતિ, સત્યવર્મા-સિતવર્માના પુત્ર.

રાજવાહન-રાજા રાજહંસનો પાટવી કુમાર.

દશ કુમાર:

સોમદત્ત-સત્યવર્માનો કુમાર.
પુષ્પોદ્ભવ-રત્નોદ્ભવનો કુમાર.
અપહારવર્મા, ઉપહારવર્મા-પ્રહારવર્માના કુમાર.
અર્થપાલ-કામપાલનો કુમાર.
પ્રમતિ-સુમતિનો કુમાર.
મિત્રગુપ્ત-સુમંત્રનો કુમાર.
મંત્રગુપ્ત-સુમિત્રનો કુમાર.
વિશ્રુત-સુશ્રુતનો કુમાર.

વામદેવ-એક તપસ્વી.

સોમદેવશર્મા-તેનો શિષ્ય.

પ્રહારવર્મા-રાજહંસનો મિત્ર અને વિદેહનો રાજા.

સુવૃત્તા-કાલયવન દ્વીપમાં રહેતા કાલગુપ્તની પુત્રી અને રત્નોદ્ભવની પત્ની.

તારાવલી-મણિભદ્રની કન્યા અને કામપાલની સ્ત્રી.

કાલી-ગૌરી બે બેનો-સત્યવર્માની સ્ત્રી.

ચિત્રગુપ્ત-યમરાજાનો કાર્યભારી.

કાલિંદી-પાતાળના રાજા અસુરની કન્યા.

મત્તકાલ-લાટ દેશનો રાજા.

વીરકેતુ-વિશાલા નગરીનો રાજા.

વામલોચના-વીરકેતુની પુત્રી.

કામપાલ-વીરકેતુનો મંત્રી.

બંધુપાલ-એક અવંતિનો શેઠ.

ચંદ્રપાલ-તેનો પુત્ર.

બાલચંદ્રિકા-એક વાણીઆની કન્યા.

દર્પસાર, કીર્તિસાર-માનસારના કુમાર.

ચંડવર્મા, દારૂવર્મા, પ્રચંડવર્મા—માનસારની બેનના દીકરા.
અવંતી સુંદરી—માનસારની પુત્રી—રાજવાહનની પટ્ટરાણી.
યજ્ઞવતી—અવંતી સુંદરીનું પૂર્વજન્મનું નામ.
સાંબ—રાજવાહનનું પૂર્વજન્મનુ નામ.
વિદ્યેશ્વર—એક ઇંદ્રજાલ જાણનારો બ્રાહ્મણ.
સિંહવર્મા—અંગદેશમાં આવેલી ચંપાપુરીનો રાજા.
અંબાલિકા—તેની પુત્રી.
એણજંઘ—દર્પસારનો દૂત.
ચંડપોત—એક હાથી.
સુરતસુંદરી—રૂષિના શાપથી સાંકળ થએલી.
માર્કંડેય—એક રૂષિ,
વીરશેખર—એક વિદ્યાધર.
માનસવેગ—તેનો પિતા.
વેગવાન—તેનો પિતા.
ઈક્ષ્વાકુ—વેગવાનનો પિતા.
નરવાહનદત્ત—વીરશેખરનો શત્રુ.
ધનમિત્ર—વસુમિત્રનો પુત્ર કુબેરદત્તનો પ્રથમનો જમાઇ અને જેનું બીજું નામ સાર્થવાહ હતું. તથા ઉદારક હતું.
મરીચિ—એક તપસ્વી.
કામમંજરી—મરીચિને ફસાવનારી એક વેશ્યા.
રાગમંજરી—તેની નાની બેન.
માધવસેના—તે બંનેની મા.
તિલોત્તમા—એક અપ્સરા.
બ્રહ્મા, ઇંદ્ર, અહલ્યા, ચંદ્ર, બૃહસ્પતિ, તારા, વાયુ, સિંહી, વેદવ્યાસ, અત્રિ, મૃગી.
નિધિપાલ—ચંપા નગરીનો શેઠ.
વસુપાલિત—તેનો પુત્ર જેનું બીજું નામ વિરૂપક પડયું હતું.
સુંદરક—એક શેઠનો પુત્ર અને વસુપાલિત સાથે સૌંદર્યતાની હોડ કરનારો.
કર્ણિપુત્ર—સર્વથી પેહેલાં ચોરીનો ધંધો ચલાવનારો.
વિમર્દક—મોટો જુગટીઓ.
કુબેરદત્ત—ચંપાનગરીનો શેઠ.
કુલપાલિકા—તેની કન્યા ધનમિત્રની સ્ત્રી.
અર્થપતિ—પછીથી લાલચ આપીને થએલો જમાઈ.
ધર્મરક્ષિતા—બુદ્ધ ધર્મની સાધ્વી કામમંજરીની મુખ્ય દૂતી.
શૃગાલિકા—રાગમંજરીની દાસી.
માંગલિકા—અંબાલિકાની ધાત્રી.
કાંતક-કેદખાનાનો ઉપરી.

પ્રિયંવદા–પ્રહાર વર્માની સ્ત્રી.
બલ–સંબલ–અત્યંત મીત્ર જે અસુર હતા.
સંહારવર્મા–પ્રહારવર્માનો નાનો ભાઈ.
વિકટવર્મા–તેનો પુત્ર.
કલ્પસુંદરી–વિકટવર્માની સ્ત્રી.
સુહ્મ–પ્રહારવર્માનો ભાણેજ અને સુહ્મ દેશમાં આવેલા દામલિપ્ત નગરનો રાજા.
પુષ્કરિકા–ઉપહારવર્માની ધાત્રી પુત્રી.
કલિંદવર્મા–વિકટવર્માનો સસરો.
વાસવદત્તા–શકુંતલા–ગુણશાળી સ્ત્રીઓ.
માનવતી–કલિંદવર્માની સ્ત્રી.
પુષ્કરિકા–કલ્પસુંદરીની માનીતી સ્ત્રી.
રમયંતિકા–વિકટવર્માની માનીતી સ્ત્રી.
વિશાળવર્મા–સંહારવર્માનો ભાઈ.
પાંચાલિક–સાર્થવાહ–વેપારીઓ.
ખલતી–એક મુસલમાન ઝવેરી.
અનંતસીર–એક ગામડાનો પટેલ.
શતહલી–એક ગામનો અધ્યક્ષ પટેલ.
પૂર્ણભદ્ર–પૂર્વ દેશમાં રહેનારા પટેલનો પુત્ર.
મૃત્યુવિજય–એક હાથી.
રિપુંજય–કુસુમપુરનો રાજા.
ધર્મપાલ–તેનો કાર્યભારી.
ચંડસિંહ–કાશીનો રાજા.
કાંતીમતી–તેની પુત્રી.
અગસ્ત્ય–એક રૂષિ.
લોપામુદ્રા–તેની સ્ત્રી.
શૌનક–શુદ્રક–કામપાલ–કામપાલના અવસ્થાંતરનાં નામો.
બંધુમતી, વેદિમતી, હંસાવલી, નંદિની–શૌનકની અવસ્થામાં સ્ત્રીઓ.
વિનયવતી, આર્યદાસી, સુરસેના, રંગપતાકા–શુદ્રકની અવસ્થામાં સ્ત્રીઓ.
કાંતિમતી, સોમદેવી, સુલોચના ઈંદ્રસેના–કામપાલની અવસ્થામાં સ્ત્રીઓ.
લીલાવતી–ચંડ સિંહની રાણી.
ચંડઘોષ–સિંહઘોષ–કાશીરાજ ચંડસિંહના કુમાર.
આચારવતી–ચંડઘોષની સ્ત્રી.
મણિકર્ણિકા–તેની પુત્રી.
સુલક્ષણા–સિંહઘોષની સ્ત્રી.
શિવનાગ, સ્થુણ, અંગારવર્ષ–કાશી રાજાના કાર્યભારી.
શ્રાવસ્તિ–એક શેહેર.

ધનવર્દ્ધન—તેનો રાજા.
પાંચાલશર્મા—એક બ્રાહ્મણ.
નવમાલિકા—શ્રાવસ્તિના રાજાની કન્યા.
પુંડ્રક—એક ઈસકબાજ.
વિંધ્યવાસિની—દેવી.
તુંગધન્વા—દામલિપ્ત નગરનો રાજા અને પ્રહારવર્માનો ભાણેજ.
ભીમધન્વા—તેનો પુત્ર.
કંદુકાવતી—તેની કન્યા.
અર્થદાસ—એક સાર્થવાહ.
કોશદાસ—તેનો પુત્ર જેનું બીજું નામ વેશદાસ હતું.
ચંદ્રસેના—વેશદાસની માશુક.
રામેષુ—એક ખલાસી.
ધનક—ધાન્યક—ધન્યક—ત્રણ ભાઇ.
ધૂમિની—નાનાભાઈ ધન્યકની સ્ત્રી.
રૂંડ—હાથ, પગ વગરનો માણસ.
શક્તિકુમાર—દ્રાવિડ દેશમાં આવેલી કાંચીનો શેઠીઓ.
ગોમિની—તેની સ્ત્રી.
ગૃહગુપ્ત—વલ્લભી નગરમાં રહેનારો વહાણવટી.
રત્નવતી—તેની કન્યા જેનું બીજું નામ નિંબવતી પડયું હતું.
બલભદ્ર—ગૃહગુપ્તનો જમાઈ.
નિધિપતિદત્ત—મોટો ધનાઢય શેઠ.
કનકાવતી—તેની કન્યા.
કલહકંટક—મથુરાના શેઠનો છોકરો.
અનંતકીર્તિ—ઉજ્જેણનો શેઠ.
નિતંબવતી—તેની સ્ત્રી.
ભાર્ગવ—કલહકંટકે પોતાનું બીજું નામ રાખેલું.
અર્હંતિકા—એક બુદ્ધની આર્યા.
કર્દન—કલિંગ દેશનો રાજા.
કલકલેખા—તેની પુત્રી.
જયસિંહ—આંધ્ર દેશનો રાજા.
શશાંકલેખા—કનકલેખાની સખી.
પુણ્યવર્મા—વિદર્ભ દેશનો રાજા.
અનંતવર્મા—તેનો પાટવી કુંવર.
વસુરક્ષિત—તેનો કાર્યભારી.
વિહારભદ્ર—તેનો મશ્કરો.
વિષ્ણુગુપ્ત, મૌર્ય—નીતિ બાંધનારા.
મૌર્ય—રાજાનું નામ.

વસંતભાનુ-અશ્મક દેશનો રાજા.
ઇંદ્રિપાલિત-તેનો કાર્યભારી.
ચંદ્રપાલિત-ઈંદ્રપાલિતનો કુમાર.
ભાનુવર્મા-વનમાં રહેનારો એક લુંટારો અને વસંતભાનુનો મિત્ર.
અવંતિદેવ-કુંતળ દેશનો રાજા.
ક્ષમાતલોર્વશી-તેની નૃત્ય કરનારી.
વીરશેખર-મુરલ દેશનો રાજા.
એકવીર-રૂચીક દેશનો રાજા.
કુમારગુપ્ત-કોકણનો રાજા.
નાગપાલ-સાસિકયનો રાજા.
ભાસ્કરવર્મા-અનંતવર્માનો પુત્ર.
મંજુવાદિની-અનંતવર્માની પુત્રી.
વસુંધરા-અનંતવર્માની સ્ત્રી.
મિત્રવર્મા-અનંતવર્માનો નાનો ભાઈ.
વૈશ્રવણ-પાટલી પુત્રમાં રહેનારો એક વૈશ્ય.
સાગરદત્તા-તેની પુત્રી.
કુસુમધન્વા-વૈશ્રવણનો જમાઈ અને વસુંધરાનો પિતા.
આર્યકેતુ-મિત્રવર્માનો કાર્યભારી.
નાલીજંઘ-ભાસ્કરવર્મા તરફનો દૂત.
ચંદ્રવર્મા-મિત્રવર્માનો કુમાર.
પ્રિયરક્ષિત-વસુરક્ષિતનો કુમાર.
બ્રહ્મદાસ-એક અંનતવર્માની પાસે રહેનારો કાયસ્થ.
મનોજવ-એક માનસારનો દૂત.

## દશકુમારચરિતનું શુદ્ધિપત્ર.

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૦ | ૧૪ | પુષ્પોદ્ભવ | પદ્મોદ્ભવ |
| ૪૫ | ૧૬ | મૈથિલ, પ્રહારવર્મા | મૈથિલ પ્રહારવર્મા, |
| ૪૫ | ૧૬ | કાશીરાજ, કામપાલ | કાશીરાજ કામપાલ, |
| ૪૬ | ૨૬ | ચંપેશ્વર અને સિંહવર્મા | અને ચંપેશ્વર સિંહવર્મા |
| ૧૫૪ | ૨૩ | પ્રચંડવર્માને | ચંડવર્માને |

# "ગુજરાતી" પ્રકાશિત ગ્રંથ.

## મુંબઈ, કોટ, ટાઉન હાલની સામે.

**બૃહત્ કાવ્યદોહન**–ભાગ ૧ લો. પ્રાચીન કવિઓની કવિતાના સંગ્રહમાંથી ઉત્તમોત્તમ કવિતાનો એક ઘણો સારો જથો એકઠો કીધો છે. ૧૨ મોટાં આખ્યાન, ૨૦ આખ્યાયિકા, ને ૫૦૦ પદોનો સરસ સંગ્રહ. પૃષ્ટ ૧૦૦૦, પાકાં પુઠાં, કિમ્મત રૂ ૩), ટપાલ ખર્ચ ૬ આના. આટલું સસ્તું પુસ્તક બીજું એકે નથી.

**બૃહત્ કાવ્યદોહન**–ભાગ ૨ જો. નરસિંહ મેહેતા, પ્રેમાનંદ, સામળભટ, અખોભક્ત, મુક્તાનંદ ૧૦ ઘણા કવિઓની કવિતાના સંગ્રહનો આ બીજો જથો છે. એમાં નવિન ઘણાં આખ્યાનો તથા જુનામાં જુના કવિયોની કવિતાનો સંગ્રહ પણ છે. ઉપલા બંનો ગ્રંથો માટે વર્તમાન પત્રોએ સરસમાં સરસ અભિપ્રાયો આપ્યા છે. પૃષ્ટ ૧૦૦૦, પાકાં પુઠાં, કિમ્મત રૂ ૩). ટપાલ ७ આના.

**બૃહત્ કાવ્યદોહન**–પુસ્તક ૩ જું. એમાં સમાવેલું સાહિત્ય તદ્દન નવિનજ છે. નરસિંહ મેહેતાના કાવ્યમાં ગોવિંદગમન, ચાતુરી છત્રીસી ને સામળદાસનો વિવાહ છે. પ્રેમાનંદના ૪ આખ્યાન, અખાના ૩ વિષય, સામળભટની ૩ વાર્ત્તા, હરિરામનો સીતાસ્વયંવર, ગોપાળગીતા, આત્મ વિચાર ચંદ્રોદય,ને તુલસીવિવાહ તથા પુષ્કળ નવિન પદો એમાં સમાવ્યાં છે. જુનામાં જુના કવિઓની કવિતાનો એ સંગ્રહ, તેઓનીજ ભાષામાં મેળવનારાઓને આ ગ્રંથ અત્યુપયોગી થઈ પડે તેવો છે. એના જેટલો મોટો ગ્રંથ, આટલો સસ્તો કોઈએ પણ કાઢયો નથી. પૃષ્ટ આસરે ૧૦૦૦. કીંમત રૂ ૩) ટપાલ ७ આના. પુઠાં પાકાં છે.

**અરેબિયન નાઇટ્સ**–પુસ્તક ૧ લું. જગપ્રસિદ્ધ વાર્ત્તાસંગ્રહમાં એના જેવું એક પણ નથી. એમાં ૬૫ મોટાં ને સારાં ચિત્રો આપ્યાં છે. ભાષા ઘણી સરળ, સરસ ને રસભરિત છે. પૃષ્ઠ (ચિત્રો સાથે) ૧૦૦૦, પાકાં પુઠાં, કિમ્મત રૂ ૩), ટપાલ ૬ આના. આ પુસ્તક સરકારે લાયબ્રેરીઓમાં રાખવાને યોગ્ય ગણ્યું છે.

**અરેબિયન નાઇટ્સ**–પુસ્તક ૨ જું. જગપ્રસિદ્ધ વાર્ત્તાસંગ્રહનો આ બાકીનો ભાગ છે. ચિત્ર ૬૫ છે. પેહેલા ભાગ કરતાં વધારે રસભરિત છે. પેહેલા ગ્રંથ કરતાં એ ગ્રંથ ઘણો મોટો થયો છે. કીંમત રૂ ૩), ટપાળ ७ આના.

**બાળકૃષ્ણ વિજયનાટક**–કવિ નર્મદાશંકર લાલશંકરનો છેલ્લો પ્રાસાદિક નાટક. કિમ્મત રૂ ૦–૮–૦. ટપાલ ७ પૈ.

**દયારામકૃત કાવ્યસંગ્રહ**-કવિ નર્મદાશંકરે રૂ ૧૦ વાળું જે દયારામ કૃત છપાવ્યું હતું તેની આ ત્રીજી આવૃત્તિ છે. ગિલીટના નામ સાથનાં પાકાં પુઠાં છે. **વધારામાં** સતસૈયા, જે કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરનારાઓને ઘણા ઉપયોગી છે, તેની સંપૂર્ણ ટીકા આપી છે. કિમ્મત ઘણી સસ્તી, રૂ ૨-૮-૦. ટપાલ ૪ આના.

**રાજતેજોમયી મહારાણી શ્રી વિક્ટોરિયાનું જીવનચરિત્ર**-જુબીલી પ્રસંગ માટેજ નહિ, પણ સદાકાળ યાદ રાખવા યોગ્ય એક ઉચ્ચ સદ્ગુણોથી ભરેલું સંસારી જીવનચરિત્ર, લાયબ્રેરીઓમાં રાખવા લાયક, છ સુંદર ચિત્રો સાથે. મુખપૃષ્ઠનું ચિત્ર કોઈપણ ગુજરાતી ગ્રંથમાં આપવામાં આવ્યું હોય તેથી ઘણું સરસ. સઘળા વર્તમાનપત્રોએ ભલામણ કીધી છે કે કન્યાઓને માટે તે ઘણું ઉપયોગી છે. કિમ્મત રૂ ૪) ટપાલ ૪, આના. આ પુસ્તક સરકારે લાયબ્રેરી તથા ઇનામમાં આપવા માટે ખાસ પસંદ કીધું છે. એમ કેહેવામાં આવ્યું છે કે એના જેવું ચરિત્ર બીજું લખાયલું નથી.

**દિલાવતી**-શેહેનશાહ અકબર, પ્રતાપિ મોગલ મહારાજાની જીંદગીનુ, રાજકાજનું અત્યુત્તમ ચરિત્ર. સાથે એક સદ્‌ગુણ સંપન્ન સ્ત્રીના પતિવ્રતપણાની વાર્તા છે. ગુજરાતી ભાષામાં ઘણી વાર્તાઓ નિકળી છે, પરંતુ આ એક એવી વાર્તા છે કે તેમાંથી ધર્મ જ્ઞાન, ઇતિહાસ, આનંદ ને સંતોષ એકે સામટા મળે છે. શેહેનશાહ અકબરે કેવા પ્રકારે પોતાનું આયુષ્ય ગાળ્યું છે તેની આના કરતાં કોઈ રીતે વધારે હકીકત મળી શકે તેમ નથી. વાર્તાનો મુખ્ય પાયો ખરી હકીકતપર રચાયો છે. પૃષ્ઠ ૩૦૦, કિમ્મત રૂ ૧-૧૨-૦. ટપાળ ૨ આના.

**નર્મ કવિતા**-કવિ નર્મદાશંકરની રચેલી સઘળી કવિતાનો મોટો સંગ્રહ કવિતાનાં સઘળાં ટિપ્પણો સાથે ને કવિના જીવનચરિત્ર સાથે. આ જીવનચરિત્ર મરહુમ સ્વર્ગવાસી મી. નવલરામ લક્ષ્મીરામે લખેલું છે. તેમજ ગ્રંથની પ્રસ્તાવના પણ તેમનીજ છે. અગાઉ તેની કીમત રૂ ૧૫ હતી. હાલ, કવિએ નહિ છપાવેલી એવી પણ સર્વ કવિતાઓ તેમાં ઉમેરી છે છતાં કીમત રૂ ૭. ટપાલ આઠ આના. પૃષ્ટ ૧૨૦૦.

**ગંગા**-એક ગુર્જર વાર્તા. જે આધુનિક હિંદુ કુટુંબના ચિત્રનો નમુનો છે. એના જેવી સરસ વાર્તા થોડીજ બહાર પડી હશે. એની ઘણી થોડી નકલો બાકી રહી છે. કિમ્મત રૂ ૧-૮-૦. ટપાલ ૨ આના.

**રાસેલાસની કથા**-ડા. જૉનસનના એક સરસમાં સરસ નિબંધ-કહો કે વાર્તાનું ભાષાંતર, ચિત્રો તથા સુધારા સાથે. એ ગ્રંથ સુખમાં છકી જતા તરૂણને બોધ દેનારો, ને દુઃખમાં ધીરજ આપનારો છે. ઈહલોક ને પરલોક એ શું છે તેનું ઉત્તમ શિક્ષણ એ આપે છે. કિમ્મત રૂ ૧). ટપાલ એક આનો.

**ધર્મવિચાર**-કવિ નર્મદાશંકરના છેલ્લા નિબંધોનો સંગ્રહ કિમ્મત રૂ ૦-૧૦-૦, ટપાલ એક આનો. [ઘણી થોડી નકલ બાકી છે.